

# ખાદીની પ્રસાદી

અને

## બીજી કેટલીક મનોરંજક વાર્તાઓ.

લેખક:—


મણિભાઇ પ્રાગજી દેશાઈ ભદેલીકર.

ઠેકાણું—કલ્યાણ બીલ્ડીંગ નં. ૪,
રૂમ નં. ૧૬, કાંદાવાડી મુંબઇ-૪.





પ્રથમાવૃત્તિ.

કીંમત રૂ. ૧ા. ]　[ ટપાલ ખર્ચ જુદું.

સંવત ૧૯૮૦.



# અર્પણપત્રિકા.

મારા
શિરછત્ર તુલ્ય પૂજ્ય મામાશ્રી
**સદ્ગત વલ્લભભાઇ રઘુનાથજી દેશાઇ**
તથા
**વિદ્યમાન મોહનભાઇ રઘુનાથજી દેશાઇ**
એમનો
મારા કુટુંબ પ્રત્યેનો અગાધ અને નિરગ્રહી વાત્સલ્યભાવ,
એમનું વ્યાવહારિક તથા સાંસારિક માર્ગદર્શન,
એ બંધુ યુગલનો વિશુદ્ધ ભ્રાતૃસ્નેહ ને કાર્યદક્ષતા
તથા એમના
મારા પર થયેલા આર્થિક અને
અન્ય અનેક ઉપકારો એ સર્વની
**એક પુણ્ય સ્મૃતિ તરીકે**
**તેમનું આદર્શ રૂપ પૂજ્ય નામ યુગલ**
મારા આ નાનકડા પુસ્તક સાથે જોડતાં
મને સ્વાભાવીક રીતે અતિ હર્ષની લાગણી થાય છે.

લી સ્નેહ-ઋણ-આધીન

મુંબઇ. મણિલાલ.



# લેખકની પ્રસ્તાવના.

“ખાદીની પ્રસાદી” વિગેરે મારી વાર્તાઓનો આ ટુંકો સંગ્રહ ગુજરાતના વાંચનાર સમક્ષ રજુ કરતાં સદ્ગત સૌ. ઉર્મિલા દયારામ ગીડુમલની “ઉષાનંદિની” નામની વાર્તાના અનુવાદનું અવલોકન કરતી વખતે વિદ્વદ્વર્ય પ્રૉફેસર આનંદશંકર બાપુભાઇ ધ્રુવે “ટુંકી વાર્તા” વિષે જે અભિપ્રાય દર્શાવ્યો છે તેનો અહીં ઉલ્લેખ કરૂં તો તે અનુચિત નહીંજ લાગે એમ માનું છું.* તેઓશ્રી લખે છે કેઃ—

“‘Short Story’ યા ને ટુંકી વાર્તા કોઇક કોઇક રૂપે તો બહુ પ્રાચીન કાળથી સર્વ દેશોમાં જાણીતી છે. પણ વર્તમાન સમયમાં નવલ કથામાંથી રૂપાંતર થઇને સાહિત્યનો જે નવો પ્રકાર ‘Short Story’ નામનો થયો છે એ એના વિશેષ રૂપમાં અમેરિકામાંજ જન્મ્યો છે એમ કહીએ તો ચાલે.

એડગર એલનપો ટુંકી વાર્તાનું લક્ષણ આ પ્રમાણે આપે છે. ‘A short story is a prose narrative requiring from half an hour to one or two hours in its perusal.’ અર્થાત્ અડધા કલાકથી એક બે કલાકમાં વંચાઇ રહે એવી કથા તે ટુંકી વાર્તા. પ્રોફેસર હડસન એને બીજા શબ્દોમાં ઉતારીને કહે છે કે ‘A short story is a story that can be easily read at a single sitting’—એકી બેઠકે વંચાઈ રહે એવી વાર્તા તે લઘુ વાર્તા.

---

*જુવોઃ—વસંત માસિક વર્ષ ૧૪ અંક ૧ (માઘ સં. ૧૯૭૧) ‘ગ્રંથાવલોકન.’

**પણ આ લઘુ વાર્તા રસશાસ્ત્રના નિયમની બહાર નથી.** લાંબી વાતનો ટુંકામાં સાર આપવો એ રસશાસ્ત્રની પરિભાષામાં ટુંકી વાર્તા નથી. લઘુ વાર્તામાં એકાગ્રતા (Concentration) અને એકતા (Unity) ના નિયમો પળાયલા હોવા જોઇએ. જેમ સંગીત કાલ્પનિકકાવ્ય (Lyric) માં એકજ હૃદયની ઉર્મિ વા વિચાર ઉપર આખું કાવ્ય રચાએલું હોય છે, તેમ **લઘુ વાર્તામાં પણ એકજ પ્રધાન વિચારો મૂર્તિમાન કરવા પુરતી વાર્તાની રચના હોવી જોઇએ.** અર્થાત્ નકામી અને શોભાપાત્ર એવી એક પણ રેખા આ લઘુ વાર્તામાં હોવી ન જોઇએ. અને એ દોષમાંથી મુક્ત રહેવું એમાંજ લઘુ વાર્તાનું મુખ્ય કલાવિધાન રહેલું હોયછે. પરંતુ એથી એમ સમજવાનું નથી કે લઘુ વાર્તાનો સઘળો રસ તે માત્ર વાર્તારસમાંજ હોવો જોઇએ. **સુંદર ચિત્રો, વર્ણનો, સંવાદો વા વિચારોને પણ એમાં અવકાશ છે.** માત્ર એટલું કે એ માપસર એટલે કે લઘુ વાર્તાની સાદાઇને બાધ ન કરે એવાં હોવાં જોઇએ. ”

ગુજરાતી સાહિત્યના વિદ્વાન નિરીક્ષકની ઉપર જણાયેલી કસોટી ઉપર ચઢાવતાં મારી આ વાર્તાઓ કેવીક નીવડશે તે અભિપ્રાય તો મારે તેના વાંચકો અને વિવેચકો પાસેથી જ હવે પછી મેળવવાનો છે.

શ્રીમાન સાક્ષર આનંદશંકરભાઇની ઉપરોક્ત માર્ગદર્શક નોંધ લક્ષમાં રાખીને મેં આ વાર્તાઓ લખવા પ્રયત્ન કર્યો છે, છતાં મારી સાધારણ લેખનશક્તિ, મર્યાદિત બુદ્ધિ-શક્તિ અને અનુભવના કારણે તેમ એ દૃષ્ટિએ જે ખામીઓ છે તે હું સમજું છું, વળી બીજી ઘણીક એવી ખામીઓ પણ હશે કે જે મારા જાણવામાંયે ન હોય.

મહાત્માઓના પુણ્ય સંદેશના ધ્વનિ સંસાર વ્યવહારમાં રચીપચી રહેલાં સંસારીઓના બધીર કર્ણ ઉપર બહુ આછા આછા પડેછે, જ્યારે

ને ઉછરતા યુવકવર્ગના મદઘેલા મસ્તિષ્કમાં અનેરી મસ્તી મચાવી મુકે છે, એ જન સ્વભાવના સામાન્ય લક્ષણુની ઝાંખી છાયા સાથે કેટલીક જ્ઞાતિઓમાં (જેવી કે મારી અનાવિલ જ્ઞાતિ) વરવિક્રય યા વાંકડાનો રીવાજ કેવો બંધન કર્તા થઇ પડે છે અને દાંપત્ય જીવનને તે કેવો બાધારૂપ નીવડે છે એનું આછું આછું ચિત્ર '**બાદીની પ્રસાદી**' ની વાર્તામાં આપવા મેં પ્રયત્ન કર્યોછે. અનાવિલ જ્ઞાતિના એ વાંકડાના રીવાજને અંગે બીજા અનેક ખોટા રૂઢ઼ંઓ અને હાનીકારક રીતરીવાજો પણ છે જેનું વિસ્તૃત ચિત્ર આપતાં તો એક મોટી સ્વતંત્ર કથા લખી શકાય.

વરવિક્રય કરતાં પણ વિશેષ ક્રુર અને જેણે આજ સુધીમાં અનેક નિર્દોષ કન્યાઓનાં બલિદાન લીધાં છે એવા કન્યાવિક્રયવાળા સમાજનું એક કરૂણચિત્ર '**બલિદાન**' ની વાર્તામાં આલેખ્યું છે.

સૌન્દર્ય અને આનંદ ( Beauty and Joy )* યુક્ત ગ્રામ્ય જીવનનો અનુભવ લેતાં સાહજીક રીતે કલ્પનાના પટપર ચિત્રાએલું એક મનોરંજન સામાજીક ચિત્ર '**ચંદ્ર-જ્યોત્સ્ના**' દ્વારા પ્રકટ કર્યું છે. મારી આ વાર્તા સૌ કરતાં પ્રથમ લખાઇ હતી, અને તે "સાંજવર્તમાન" પત્રમાં પણ પ્રકટ થઇ હતી.

'**ઇલ્કાબનો આશક**' એ કવિવર રવીન્દ્રનાથ ટાગોરની 'We crown thee King' એ નામની વાર્તાનો અક્ષરશઃ અનુવાદ છે. એમાં કવિવર ઇલ્કાબને માટે આથડતા આડંબરી પણ હૈયાસુના નવેન્દુને લાવણ્યલેખા આદિ રમણી પાત્રો દ્વારા રસપૂર્ણ તથા હાસ્યજનક પ્રસંગો લઇ ઠીક ઠીક રીતે રજુ કરે છે અને ઇલ્કાબના ઇશકને તિરસ્કારી નાંખે છે.

---

* સ્વ. મોતીલાલ મુનશીની એ નામની અંગ્રેજી વાર્તા ઉપરથી સૂચિત.

'ત્યાગ' એ પણ રવી બાબુની એક બીજી પ્રસાદી–' The Renunciation' નામની વાર્તાનો અનુવાદ છે. એ વાર્તા ટુંકી છે, પ્રસંગ નાનો છે, છતાં એમાં રહેલું રહસ્ય બહુ ઉંડું અને વિચારણીય છે. જ્ઞાતિબંધનના વળદાર કોરડાનો માર માણસને કેવો ઇર્ષ્યાખોર બનાવે છે તેમજ એ કોરડો સુખી દાંપત્ય જીવનના બરડાપર પડતાં વિચાર ન કરતાં તેને ઝટ લુલો બનાવી દે છે એ વાતનું સ્પષ્ટ દિગ્દર્શન એ વાતમાં થાય છે. જ્ઞાતિબંધન અને દાંપત્યજીવનના પ્રેમબંધન એ બેમાં કોને શરણે જવું એ પ્રશ્નનો ઉત્તર–એ મુંઝવણની ઉકેલ રવી બાબુ આ વાર્તા દ્વારા હૃદયંગમ રીતે રજુ કરે છે.

કવિવર રવિન્દ્રનાથ ટાગોરના–' Hungry stones and other stories' નામના અંગ્રેજી સંગ્રહમાંથી વર્તમાન કાળને અને ગુજરાતના આર્ય સંસારને અનુકુળ એવી આ બે વાર્તાઓનો મેં કરેલો અનુવાદ અનુચિત નહિ નીવડે એવી ઉમેદ છે.

વિશ્વપ્રેમના આદર્શરૂપ વિશ્વવિખ્યાત કવિવરની પ્રસાદી વિશ્વના પ્રત્યેક આત્માને કોઇપણ માર્ગે પ્રાપ્ત થાય એવી એ કવિવરની ઉત્કટ અભિલાષા હોય જ, અને તેથી તેમની ઉપરોક્ત બે વાર્તાઓના અનુવાદ માટે તેમની સંમતિની આવશ્યકતા પણ ન હોય એમ માની લઇ મેં તેમની વિના સંમતિએ એ વાર્તાઓનો અનુવાદ કર્યો છે, તે જો અપરાધ લેખાતો હોય તો હું અત્રે જાહેર રીતે તેમની ક્ષમા યાચી લઉં છું.

આપણા આર્ય સંસારમાં વિધવાઓનો પ્રશ્ન ઉકેલવો અતિ વિકટ છે તેમનાં જીવન જેટલાં દુઃખ ભર્યાં છે તેટલાંજ તેમના દુઃખનાં નિવારણ કરવાના વિચારો પણ દુઃખ ભર્યાં છે. છતાં અક્ષત બાળ વિધવાઓનો પ્રશ્ન એટલો બધો વિકટ કે ચર્ચાસ્પદ નથી એવી મારી અંગત માન્યતાને

'**અણસુંઘ્યું ફૂલ**' એ વાર્તા દ્વારા સમાજ સમક્ષ કંઇક વિસ્તારથી રજુ કરવાનું મેં સાહસ કર્યું છે.

છેલ્લી વાર્તા '**હેમલક્ષ્મી વા પ્રેમલક્ષ્મી**' નામની છે. એનો અંતર્ગત ઉદ્દેશ તો એના શિર્ષકમાંજ સમાયલો છે. એમાં જે 'પ્રેમ' ની ચર્ચા થઇ છે તે માત્ર 'દાંપત્યપ્રેમ' જ નથી, પણ તેનું મહત્તર રૂપ '**વિશ્વપ્રેમ**' અને મહત્તમ રૂપ '**પ્રભુપ્રેમ**' નો પણ તેમાં નિર્દેશ છે.

આવી રીતે સમાજને લગતા કેટલાક છુટા છુટા વિચારોને મૂર્તિમાન રૂપ આપવા મેં યથામતિ પ્રયત્ન કર્યો છે. તે જો વાંચનાર ભાઇ બ્હેનોને જરા પણ સંતોષ આપશે તો હું મને કૃતાર્થ થએલો સમજીશ.
આ સર્વ વાર્તાઓનાં વસ્તુ તથા પાત્ર કાલ્પનિક છે.

આ પુસ્તકના પ્રકાશક 'મોઢ માર્તંડ' ના તંત્રી અને મારા ઇષ્ટ મિત્ર ભાઇશ્રી પ્રભાશંકર જયશંકર પાઠકનો હું આ ગ્રંથના પ્રાકટય માટે જેટલો ઉપકાર માનું તેટલો ઓછોજ છે. એમણે એમના માસિક તથા છાપખાનાના સાધન દ્વારા મને જે સાહાય્ય તથા ઉત્તેજન આપ્યાં છે, તે જો ન મલ્યાં હોત તો આ વાર્તાઓ લખાઇ હોત કે કેમ તેજ શંકા ભરેલું રહેત. તે ઉપરાંત આ વાર્તાઓના લેખન તથા પ્રકાશનના કાર્યસંબંધી તેમની વિદ્વતા અને ધંધાના અનુભવથી રંગાયલી અગત્યની અને હિતકારી જે સૂચનાઓ વખતો વખત મને તેમના તરફથી મળતી રહી છે તે માટે પણ હું તેમનો ઘણો ઋણી છું.

પુઠા ઉપર જે ચિત્રો છપાયાં છે તે મુંબઇના એક જાણીતા ચિત્રકાર મી. **શીવરામ સજીપ** આર્ટમાસ્ટરની કળાનિપુણ અને સુંદર રસીક પીંછીની એક પ્રસાદી છે. જે કાળજી અને લાગણીથી તેમણે એ ચિત્રો મને તૈયાર કરી આપ્યાં છે તે માટે પણ હું તેમનો અત્રે ઉપકાર માનું છું.

શક્તિ ઉપરાંત થતા જતા ખર્ચને કારણે, મારી ખાસ ઉમેદ હોવા છતાં મારી આ સઘળી વાર્તાઓ સચિત્ર પ્રકટ કરવાનો મારા મનનો વિચાર હાલ તો મનમાં જ રહ્યો છે. પણ જો ગુણવંતી ગુજરાતનો રસીક વાચકવર્ગ મારા આ રંક પ્રયાસને યથોચિત ઉત્તેજન આપશે અને પ્રભુ કૃપાએ, બીજી આવૃતિ કાઢવાનો અણમૂલો અવસર પ્રાપ્ત થશે તો મારો એ મનોરથ પાર પાડવાનું બની શકશે.

મુંબઈ તા. ૧-૧-૧૯૨૪ મણિભાઇ પ્રાગજી દેસાઈ.



# પ્રકાશકના બે બોલ.



આજથી બારતેર વર્ષો અગાઉ જ્યારે હું મુંબઇની જનરલ પોસ્ટ ઑફીસના સૉર્ટીંગ ખાતામાં નોકરી કરતો હતો ત્યારે આ વાર્તાના લેખકનો મને પ્રથમ પરિચય થયો હતો, અને તે વખતેજ મને જણાએલું કે આ કોઇ વિદ્યાભ્યાસંગી વ્યક્તિને વ્યાવહારિક પ્રતિકૂળતાઓને લીધે અભ્યાસ પડતો મુકીને આ નોકરી પરાણે સ્વીકારવી પડી છે. ત્યારપછી જેમ જેમ અમારો પરિચય વધતો ગયો તેમ તેમ મારી એ અટકળને પુષ્ટિ મળતી ગઇ.

વલસાડ તાલુકાના ભદેલી નામના નાનકડા ગામડાના રહીશ અનાવિલ જ્ઞાતિના એ યુવક સાથેની મારી એ પ્રથમ મુલાકાત પછી મને જણાયું કે શાળા દ્વારા મળતા શિક્ષણમાં તેઓ મેટ્રિક સુધી એટલે મારા જેટલુંજ ભણી અટકી ગયા હતા, અને મારી પેઠેજ કૌટુંબિક પરિસ્થિતિને આધીન થઇ સહજ જ મળી આવેલી આ નોકરી તેમણે સ્વીકારી લીધી હતી. ઉમરમાં કાંઇક અંતરવાળા પણ લગભગ એક સરખા સંયોગોને આધીન થયેલા એવા અમારા બે વચ્ચે ત્યાર પછી પ્રકૃતિના સામ્યને લીધે સ્નેહ સંબંધ વધવા લાગ્યો. કેવળ જીવન નિર્વાહને માટેજ અમારે બેઉને એ નિરસ વ્યવસાય સ્વીકારવો પડેલ હોવા છતાં લેખન વાચનની અમારી એક સરખી પ્રવૃત્તિને લીધે દિવસે દિવસે અમારી મૈત્રી ગાઢ થવા લાગી. તે વખતે મારા વાચનનો પ્રવાહ સંસ્કૃત સાહિત્ય તરફ વહેતો હતો, જ્યારે આ વાર્તાઓના લેખક મણિભાઇનો શોખ ગુજરાતી સાહિત્ય તરફ ઢળતો હતો. માસિકો અને પેપરોમાં અમે બેઉજ તે વખતે છુટક લેખો લખતા હતા, અને પ્રકટ થયેલા તે અમારા તથા અન્ય લેખકોના લેખો ઉપર વિવેચનો કરવામાં બહુ રસ લેતા હતા.

આંહી સુધી લગભગ સરખી પ્રવૃત્તિમાં સાથે રહ્યા પછી અમે બેઉ ગૃહસ્થાશ્રમમાં જોડાયા. કેટલાંક વર્ષો સાથે નોકરી કરતા નોકરીના તથા સાંસારિક સુખદુઃખોના પણ અવનવા અનુભવોથી રંગાયા. ત્યાર પછી એકાએક ધરતીકંપ થવાથી જેમ અલ્પ સમયમાં જળસ્થળનું રૂપાંતર થઇ જાય છે તેમ આજથી લગભગ સાડાત્રણ વર્ષ અગાઉ મારી પોતાની સાંસારિક પરિસ્થિતિમાં પણ ધરતીકંપ થયો. મારા કૌટુંબિક જીવન ઉપર મોટો આઘાત થયો, અને મારી સાંસારિક સ્થિતિ બદલાઇ ગઇ. હું એકાકી બની ગયો, ને તે સાથે જ પૂર્વના ઋણાનુબંધના યોગે ઘણા દિવસની મનેષણા પ્રમાણે પોસ્ટ ખાતાની તે સરકારી નોકરીમાંથી રાજીનામું આપી મારો મન ઇપ્સિત હાલનો છાપખાનાનો ધંધો મેં અંગીકૃત કર્યો. આ પ્રમાણે જીવનવ્યવસાયની અમારી દિશાઓ વિવિધ બન્યા છતાં અમારો સ્નેહસંબંધ તો જેવો ને તેવો જ સચવાયે જતો હતો, જે આજે આ પુસ્તકના પ્રાકટ્યથી જન સમાજની નજરે મૂર્ત સ્વરૂપમાં આવે છે.

મારા આ લેખક મિત્રને કુદરત તરફથી જ લેખનકળાની બક્ષીસ મળેલી છે, તેને જો યોગ્ય ઉત્તેજન અપાયું હોય તો તે કળા ખીલવી શકાય તેમ છે એમ મને ઘણા વખતથી લાગ્યા કરતું હતું. મારી તે ધારણાને અજમાવવાનો અવસર પણ અનાયાસે જ આવી મળ્યો. પાંચેક વર્ષથી મારી મોઢ જ્ઞાતિને માટે મારા તરફથી પ્રકટ થતા "મોઢ માર્તણ્ડ" માસિક માટે સામાજીક વાર્તાઓ લખવા મેં તેમને વિનતિ કરી જે તેમણે સહર્ષ સ્વીકારી લીધી. ઠંડીને લીધે જામી ગયેલા બરફના ડુંગરો પર સૂર્યનાં પ્રચંડ કિરણો પડવાથી ઓગળી જઇને તે જેમ એકાએક જલપ્રવાહના રૂપમાં ધસારા બંધ વહેવા મંડે છે, તેમ મારા માર્તણ્ડના અનુમોદનથી મારા એ લેખક બંધુની ઠંડી પડી ગયેલી લેખનપ્રવૃત્તિ પણ પ્રવાહ રૂપે વહેવા લાગી; અને એક પછી એક એમ આ સાત વાર્તાઓ તેમણે ટુંક સમયમાંજ મને લખી આપી. જેટલી ત્વરાથી તેઓ મને તેમનું લખાણ આપતા ગયા તેટલીજ ત્વરાથી તેમના ઉત્સાહને અનુમોદન આપવા હું તે પ્રકટ કરતો ગયો. મને જણાવતાં સંતોષ થાય છે કે એક ઉછરતા લેખકને

ઉત્તેજન આપી તેમની લેખનપ્રવૃત્તિને પોષવાની મારી શુભ ધારણાનું આ પ્રમાણે સારૂં પરિણામ આવ્યું છે; અને માર્તણ્ડ દ્વારા સામાજીક વાર્તાઓનું એ સાહિત્ય મારા શિષ્ટ વાચક વર્ગમાં પરમ આદરને પાત્ર થઇ પડયું છે. માત્ર શિક્ષિત પુરૂષ વર્ગેજ નહીં, પણ સાધારણ શિક્ષણ લીધેલ એવા સ્ત્રીવર્ગે અને શાળામાં શીખતા વિદ્યાર્થીવર્ગે પણ આ વાર્તાઓ માટે બહુ સારા ઉદ્‌ગારો કાઢયા છે. જાહેર જનતા તેને કેવો ન્યાય આપેછે તે તો હવે પછી જણાશે.

મારી અત્યાર સુધીની લેખન વાચનની પ્રવૃત્તિથી અને પાંચેક વર્ષના માસિકના તંત્રીપદના અનુભવથી મને એમ જણાયું છે કે હાલની કેળવણી લઇ બહાર પડતા નવા લેખક વર્ગનાં લખાણોમાંનો મોટો ભાગ ઉચ્ચ કોટીનો હોતો નથી. ગુર્જર સાહિત્યના વયોવૃદ્ધ અનુભવી ને પ્રતિભાશાળી લેખકો એક પછી એક અસ્ત થતા જાય છે, જ્યારે તેમની ખોટ પુરે તેવો નવો લેખકવર્ગ તૈયાર થતો જોવામાં આવતો નથી. હાલના પ્રકટ થતા ગુર્જર સાહિત્યમાં મોટે ભાગે ચર્વિતચર્વણ જેવું, ઇતર ભાષાના ગ્રંથોની છાયારૂપે ઉતારાએલું, ક્ષણભર આનંદ આપનારૂં છીછરૂં, અને ક્ષણિક ઉભરા જેવું સાહિત્ય પ્રકટ થતું જોઇ ગુજરાતી સાહિત્યના ભાવિ માટે તો શોકજ થાય છે આમ થવામાં કેવળ લેખકોજ દોષપાત્ર છે એમ નથી, પરંતુ આજ કાલની અર્ધદગ્ધ શિક્ષણપદ્ધતિ પણ આવી શોચનીય સ્થિતિ ઉભી કરવાનું મુખ્ય કારણ છે. સાધારણ લેખકોની વાત બાજુ પર રહેવા દઇએ તોપણ હાલના પદવિધર લેખકોનાં લખાણો પણ ક્વચિતજ ઉચ્ચ કોટીનાં પ્રકટ થાય છે. શિષ્ટ નામાંકિત લેખકો પોતપોતાના માની લીધેલા આશયો અને વલણ રૂપી વાડા માટે ઝપાઝપી કરી થાકીને હવે શાંત થતા જણાય છે, જ્યારે નવો લેખકવર્ગ ક્ષણભર ચિત્તને વિનોદ આપે તેવાં લખાણો પ્રકટ કરવામાંજ પોતાનું અહોભાગ્ય માનવા લાગ્યો છે. ગદ્ય કરતાં પદ્ય લખાણોની સ્થિતિ તો એથી એ વિશેષ શોચનીય થઇ પડી છે. ગુર્જર સાહિત્યની આવી વિષમ પરિસ્થિતિના સમયમાં આ એક નવું પુસ્તક પ્રકટ થાય છે તેને સાક્ષરવર્ગ કેવો ન્યાય આપે છે તે તો હવે પછી જણાશે.

વિવિધ દૃષ્ટિબિંદુઓથી લખાએલી આ વાર્તાઓના નાનકડા ગુચ્છની ખીલવણીનો હું પ્રકટ કરતા એટલે પોષક હોવાથી યુનીવર્સીટીની યંત્રણાની કોઇ ઉપાધિ નહીં મળવેલા એવા મારા લેખકમિત્રની મારી દૃષ્ટિએ નિર્દોષ સંસ્કારી અને સાંપ્રત રાષ્ટ્રીય વાતાવરણને અનુરૂપ જણાતી આ કૃતિ માટે મારો અંગત અભિપ્રાય આપી પક્ષપાતી ન બનતાં તેનો યોગ્ય ઇન્સાફ ગુર્જર સાહિત્યના વાચકવર્ગ દ્વારા મેળવવો એજ વિશેષ યોગ્ય છે.

છેવટમાં મારા સન્મિત્રનો આ પ્રયાસ તેમની ભવિષ્યની લેખનપ્રવૃત્તિને માટે યશદાયી અને પ્રોત્સાહજનક બનો એવી શુભાશીઃ સાથે વિરમીશ.

કાંદાવાડી માધવભુવન
મુંબઇ-૪.

**પ્રભાશંકર જયશંકર પાઠક.**
અધિપતિ-મોઢ માર્તણ્ડ.



# વાર્તાઓનો અનુક્રમ.

# ખાદીની પ્રસાદી.



મહાત્મા ગાંધીજીના અસહકાર અને ખાદીપ્રચારના સિદ્ધાંત વિષે લોકમાં ગમે તેવા ભિન્ન ભિન્ન મત હોય (અને આ વિશ્વમાં કયો સિદ્ધાંત મતભેદ વિનાનો છે વારૂ ? ) પણ મને તો એ સિદ્ધાંત એક રીતે લાભદાયક જ નિવડયો. ખાદીના ઉપયોગથી ભલે કોઇની બરબાદી થઇ હોય, પણ ઘણાંની આબાદી પણ થઈ છે; અને કેટલાક બડેખાંઓને ખાદીથી બાદી પણ થઇ હશે ! પણ મને તો મારા (પિતાજી જોડેના) અસહકારથી અને ખાદી જોડેના સહકારથી સાદીની પ્રસાદી મળી એ વાત સિદ્ધ છે.

વિ. સં. ૧૯૭૮ અને ઇ. સ. ૧૯૨૧નું વર્ષ અપૂર્વ હતું. રાજકીય અસહકારનું પુર કેટલાક બંધ તોડતું જોશભેર ધસતું હતું. ૧૯૧૯ના રાજકીય સુધારાઓથી નિરાશ થયેલા અસહકારીઓ અસહકાર યોગમાં કમર કસી મચી ગયા હતા. તેમ સંવત ૧૯૭૭ના સિંહસ્થના નિરસ અને સૂકાં વર્ષ પછીના આ વર્ષમાં ખાનપાન અને લગ્નસરાના અભિલાષી સંસારીઓ લગ્નની ધામધુમમાં અને જમણવારની ધમાલમાં ખુબ લચીપચી ગયાં હતાં.

એક બાજુ વિદેશી વસ્ત્રોના ત્યાગનો ઉપદેશ અપાતો હતો, અને ભૂખે મરતાં દેશનાં હજારો દીન બંધુઓ માટે ફંડની યાચના થતી હતી, ત્યારે બીજી બાજુએ લગ્નસરામાં પકવાન્નો અને મિષ્ટાન્નોમાં હજારો રૂપિઆ ખર્ચાઇ રહ્યા હતા, અને વિદેશી વસ્ત્રોનાં પ્રદર્શન પણ થઇ રહ્યાં હતાં. સભાઓને ખાદીની સાડીથી શોભાવનારી સન્નારીઓ લગ્નમંડપ કે મહાજનવાડીને વિદેશી રંગબેરંગી સાડીઓથી શોભાવી રહેતી હતી. વરઘોડામાં યુવાન વર્ગને માથે ખાદીની ટોપીઓ દેખાતી હતી ખરી; પણ વૃદ્ધોને માથે ચડેલી લાલ પાઘડીઓના સોનેરી કસબી તોરાઓનો ચળકાટ અને સ્ત્રીઓના શરીર પર આચ્છાદિત થયેલી રેશમી વિદેશી સાડીઓનાં

ભરતકામનો ચકચકાટ, કીટસન કે વીજળીની લાઈટના પ્રકાશમાં જાણે એ વસ્તુઓ ધારણ કરનારાંઓની દાંભિકતા ઉપર અટ્ટહાસ્ય કરતાં હોય એમ જ લાગતું. કેટલાક પ્રસંગોમાં ઉત્સાહી સ્વદેશપ્રેમી વરરાજાઓ ખાદીના પોષાકમાં વરઘોડે ચઢયા હતા, પણ નવવધૂઓ તો વિદેશી રેશમી વસ્ત્રોથી વિભૂષિત થઇ ખાદીધર વરરાજને વરમાળ પહેરાવતી હતી.

આમ સ્વદેશી ખડબચડા ખદ્દરરાજ અને કોમળાંગી સુંદર વિદેશી સાડીદેવીનાં લગ્ન સંસારી લોકોમાં ઠેર ઠેર જોવામાં આવતાં હતાં. અરે ! પણ આમ આત્મકથા કહેતાં લોકકથા પર ક્યાં જઇ ચઢયો? પણ આપણે યે એ લોકમાંજને!

હું સુરતની બાજુના એક પ્રતિષ્ઠિત ગામનો વતની છું. પણ હાલ ( આ વાર્તાના સમયે ) સુરતમાં જ રહું છું. મારા પિતા સુરત જીલ્લામાં જાણીતી થયેલી અનાવિલ જ્ઞાતિના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા. તેઓ એક ઉંચા કુળવાન અને વતનદાર પણ હતા. અને તે કારણે તેમનો સામાજીક દરજ્જો ઉંચો જ ગણાતો. મારી માતુશ્રીના અવસાન પછી સુરતમાંજ અમોએ કાયમ મુકામ રાખ્યો હતો. આમ કરવાનો એક હેતુ મારા શિક્ષણની સગવડતા મેળવવાનો હતો. આ સિવાય એક બીજો અંતર્ગત હેતુ પણ હતો. સુરત જેવા અમારી જ્ઞાતિના મધ્યસ્થ સ્થળમાં અમારા કુટુમ્બની પ્રતિષ્ઠા વધે અને લગ્નના બજારમાં મારો ભાવ ચઢે એ એક મારા પિતા-શ્રીનો બ્હારથી ગૌણ પણ અંતર્‌થી પ્રધાન હેતુ હતો.

સિંહસ્થ પછીના આ વર્ષમાં અમારી જ્ઞાતિમાં છોકરાઓ કરતાં છોકરીઓની છત વિશેષ હોવાથી કે કેમ, પણ એટલું તો ખરૂં કે મુંબઇના શેર બજારની પેઠે અમારી જ્ઞાતિના વાંકડીઆ વરનો બજાર પણ ખુબ તેજી પર હતો. શેર બજાર અને અમારી જ્ઞાતિના લગ્ન બજારમાં ફેર એટલો જ હતો કે 'વરો'નો 'કોરનર' કરનાર કોઇ સીન્ડીકેટ ઉભી થઇ ન હતી.

અમો સુરતમાં પ્રથમ રહેવા આવ્યા ત્યારે હું અંગ્રેજી પાંચમા ધોરણમાં હતો. તે વખતે મારી વય સોળ વર્ષની હશે. તે વખતથી જ

મારી માંગણી થવા લાગી. પણ મારા પિતાશ્રીનો વિચાર એવો હતો કે મને ગ્રૅજ્યુએટ કરીને જ પરણાવવો. તમે કદાચ ધારશો કે હું રળતો કમાતો થાઉં ત્યારે જ મને પરણાવવાનો મારા પિતાશ્રીનો વિચાર કેવો પ્રશસ્ત છે ? પણ ખરું જોતાં તેમ ન હતું. ગ્રૅજ્યુએટ થતાં વરની કિંમત અધિક અંકાય છે. તે લોભથી જ મારા પિતાશ્રીએ ઉપલો ઠરાવ ગોઠવી રાખ્યો હતો.

પરંતુ આપણે કંઇ પિતાશ્રીની આશા ફળીભૂત કરીયે તેવું દેખાયું નહિં. અને તેમ છતાં 'વરોવરી પર વરોવરી' (વરનાં માગાં માંગણીને અમે વરોવરી કહીએ છીયે.) આવવા માંડી. મારા પિતાશ્રીની ધીરજ દૃઢતા ડોલવા મંડી. અમારા સગા સંબંધીઓમાં કેટલાક વરોના બબ્બે હજાર આવતા સંભળાયા એટલે મારા પિતાશ્રીએ પોતાના વિચારમાં પિછેહઠ કરી. અને જાહેર કરવા માંડયું કે "લોકોનો ઠાકોરભાઇના વિવાહ માટે બહુજ આગ્રહ છે તો હવે મેટ્રીક થશે એટલે જરૂર વિવાહ કરી દઇશ. પણ ભાગ્યવશાત્ આપણે મેટ્રીકમાં પહેલે વર્ષે પાસ થયા નહિ. છતાં તે વર્ષે પણ વરોવરી આવી. પણ પિતાશ્રીની પ્રતિજ્ઞા હવે ફરી ફરી થોડીજ તૂટે ! મેં અભ્યાસ ચાલુ રાખ્યો. બીજે વર્ષે યે આ ભાઇએ દેવાળુંજ કાઢયું ! હું પરીક્ષામાં નિષ્ફળ થયો તેની મને બહુ ચિંતા ન હતી; પણ મારા વડીલશ્રીની પ્રતિજ્ઞા રખેને તૂટે તેની મને બહુ ફીકર થઇ. પણ તે વર્ષે વરોવરીઆઓનું બહુ દબાણ ન હતું. અને પિતાશ્રીની પ્રતિજ્ઞા અખંડ રહી. બંદાએ ત્રીજે વર્ષે પિતાશ્રીની મનોવાંચ્છના સિદ્ધ કરવાનેજ અને નહિ કે પરણવાને લોભે ખબ મહેનત કરી, અને હું મેટ્રીકમાં પાસ થયો.

પણ ત્રણ ત્રણ વર્ષે મહા પ્રયત્ને મેં મેટ્રીકનું માટલું ફોડયું એમાં મેં કંઇ મોટી ધાડ મારી કહેવાય નહિ. અને મારી એટલી હીંમતની કિંમત જ્ઞાતિ આંકી ન શકે એટલી તે છેક આંધળી ન હતી. અર્થાત્ આપણે માટે વરોવરી જરા મંદ પડી, અને પિતાશ્રી જરા ગુંચવાયા પણ ખરા. એટલામાં સુરતનાજ એક વતની અને અમારા જેટલીજ પ્રતિષ્ઠાના એક ગ્રહસ્થ જે ત્યાંની રાષ્ટ્રીય શાળામાં શિક્ષક હતા અને જેમને એક પુત્રી હતી

તેના વિવાહ માટે તેમના તરફથી મારી માંગણી થઇ. આ મકનજીભાઇ માસ્તર આર્થિક સ્થિતિએ સાધારણ પ્રતિષ્ઠામાં સારા ગણાતા. એટલે એમને મોટો વાંકડો આપતાં પોષય નહિ અને નીચી પાયરીએ છોકરી દેતાં પરવડે નહિ, આવી એ બિચારાની કઢંગી હાલત હતી. આપણું પોતાનું તેજ જરા ઝાંખું પડયું હતું અને બજારમાં મારો ભાવ બોલાતો ન હતો એટલે એમણે ધાર્યું કે આ લાગ ઠીક સંધાશે. આ ધારણાથી તેઓ પોતાના બે ત્રણ સ્નેહીઓને લઇને મારા પિતાશ્રી કને આવ્યા અને પોતાની ઇચ્છા જાહેર કરી.

" મારો વિચાર તો ઠાકોરને બી. એ. થયા પછી જ પરણાવવાનો હતો. પણ છોકરીવાળાઓનો પણ વિચાર કરવો જોઇએ ને ! એટલે આ વર્ષ વિવાહ કરવા વિચાર છે ખરો. તમારૂં ઘર કુટુંબ વિગેરે હું બરાબર જાણું છું એટલે તે બદલ કંઇ પૂછપરછ કરવાની જરૂર જેવી નથી. પણ વિવાહ કરવાનો તમારે ચોકસ વિચાર હોય તો અમારૂં કુળ પ્રતિષ્ઠા ઇત્યાદિનો વિચાર કરી આંકડો ( વાંકડાનો ) કહો એટલે આપણે આગળ વાત કરીયે. " પિતાશ્રી આમ મૂળ મુદ્દા ઉપર જઇ લાગ્યા.

મકનજીભાઇના મિત્રોએ સરળ દીલથી પોતાની સ્થિતિ હતી તેવી જણાવી દીધી, અને બ્હીતે બ્હીતે ૭૦૧ ) રૂપિઆની ' ઑફર ' કરી કહ્યું કે " જુઓને ઘેલા દેશાઇ ! છોકરી ૧૫-૧૬ વર્ષની મ્હોટી છે, દેખાવડી, ભણેલી, ડાહી અને વ્યવહાર કુશળ છે. તમારૂં ઘરકામ તરત ઉઠાવી લેશે. માટે હવે તમે આગળ કહી ગયા તેમ છોકરીના બાપનો પણ વિચાર કરી " હા " પાડો. એમાં બેઉ પક્ષને લાભ છે. છોકરો છોકરી સુખી થાય એજ આપણે તો હવે આપણી ઉતરતી અવસ્થાએ ઇચ્છવાનું છે. પૈસા તો આજ છે ને કાલે નથી. છોકરાઓનો સંસાર સુખી રહેશે તો પૈસા બહુ મેળવશે. "

" મારે એ બધી વાત સાંભળવી નથી. હું યે બધું જાણું છું સમજ્યા કને દાજીભાઇ ? પણ એમ...વાળાના સાથના વરો રસ્તામાં સસ્તા નથી પડ્યા ! કંકુને કન્યા લેનારા ઘણા મળશે. ન્યાત મોટી પડી

છે. ” આમ કહી મારા પિતાશ્રી તો ચટ દઇને ઉઠીને ઘરમાં ચાલી ગયા. તેમણે જાણ્યું કે આ સંઘ કાશી જાય એમ નથી. એટલે વાંટાઘાટને જગા ન હતી. પેલા બિચારાઓ મારા પિતાશ્રીના આ ઉત્તર અને વર્તનથી ઝંખવાણા પડયા અને નિરાશ થઇ ઘેર ગયા. અને પછી! પછી શું ? ગામમાં આ ચર્ચા થઇ રહી. મારા પિતાશ્રીનો ઉદ્ધત અને અણઘટતો વિવેકહીન ઉત્તર જ્ઞાતિમાં બહુ ચર્ચાને પાત્ર થયો, અને પરિણામે આપણે કોરા કુંવારા રહેવાનો વખત આવ્યો.

પિતાશ્રીએ પોતાની ધીરજ ન ખોતાં હામ ભીડી મને ફરમાવ્યું કે “ દીકરા ! કંઇ ચિંતા નહિ. કૉલેજમાં દાખલ થા, બી. એ. થા. વકીલ થા, અથવા ડાકટર થા; અને પછી જો કે રૂપિઆ ૨૦૦૦) ને બદલે ૩૦૦૦) આવે છે કે નહિ ? ” કેવું વિરત્વ ભર્યું પ્રોત્સાહન ! ! આમ નહિ છુટકે ક–મને મારે કૉલેજમાં જવું પડયું.

કૉલેજમાં અભ્યાસ ચાલતો હતો, દિવસો એક પછી એક જતાં હતા, પણ આપણે માટે કોઇ વરે.વરી આવતી દેખાઇ નહિ. એટલે મને જરા વૈરાગ્ય ઉપજ્યો. બસ, નથીજ પરણવું. હવે તો કોઇ પૂછવા આવે તોયે તેને કે પિતાજીને બધાનેજ ના પાડવી. આવો કંઇક નિરાશા અને ક્રોધજન્ય વૈરાગ્ય ઉપજ્યો. અને એ વૈરાગ્ય હૃદયમાં હજી ઉંડા મૂળ નાંખે એટલામાં તો સારા દેશમાં વિદ્યાર્થી આલમમાં “ સરકારી શાળા છોડો, ગુલામી શાળા છોડો ” એવા શબ્દોનો ડંકાનાદ ગાજી રહ્યો. તેની સાથે “ નવજુવાનો ! બ્રહ્મચર્ય પાળી દેશસેવા કરવા સ્વયંસેવક સેનામાં ભરતી થાઓ ” એ હાકલ પણ સંભળાવા લાગી. મને તો આ બેઉ હાકલ આવકારદાયક તેમજ મારા નિરાશ અને સંતપ્ત થયેલા દિલને શાંતી દેનારી થઇ પડી.

સેવકે કૉલેજ છોડી, અને સ્વયંસેવક દળમાં દાખલ થયો. પિતાશ્રીના દબાણથી અને કંઇક લગનના અભિલાષથી કૉલેજમાં દાખલ થવું પડયું હતું. બાકી અભ્યાસ આગળ ધપાવવાને તો સેવક તદન નિરૂત્સાહી અને અશક્ત હતો એટલું સત્ય તો આત્મશુદ્ધિના યોગમાં પગરણ માંડતાં કહી દેવાની હિંમત કરું છું;

હું કૉલેજ છોડી સ્વયંસેવક દળમાં દાખલ થઇ ખાદીના તાકા વેચનો, દારૂના પીઠાં પર પિકેટીંગ કરતો, કે વણાટ આશ્રમમાં રેંટીઓ કાંતતો થયો એ મારા પિતાશ્રી જેવા "ઍરિસ્ટોક્રેટ"ને કોઇ રીતે રૂચે તેમ હતુંજ નહિ. પિતાશ્રીની આજ્ઞા વિરૂદ્ધ જ મેં આ પગલું લીધું હતું. છતાં મારા પિતાશ્રી એક 'ડીપ્લોમૅટીક' પણ છે એવું મેં ત્યારેજ જાણ્યું. તેમણે જોયું કે જમાનો બદલાયો છે અને તેની સાથે કન્યાના માબાપોનો દૃષ્ટિકોણ પણ બદલાયો છે એટલે તેમને હવે ડીગ્રીવાળા વરનો મોહ રહ્યો નથી. હવે તો તેમનેયે દેશસેવકની જ અપેક્ષા છે. આથી હવે ઠાકોરભાઇની વરોવરી આવશે એવી તેમની માન્યતા થઇ હતી, અને તેથીજ તેમણે મારાં આ કાર્ય માટે પ્રત્યક્ષ વિરોધ લીધો નહિ.

થોડા વખત પછી તેમની ઉપરોક્ત માન્યતા ખરી પણ પડી. એક ચુસ્ત અસહકારી સ્વદેશીવ્રત ધારી અને અમારી જ્ઞાતીના સારી પ્રતિષ્ઠાવાળા ગૃહસ્થે પોતાની કન્યા માટે મારી માંગણી કરી. મજકુર ગૃહસ્થે વર્તમાન રાજકીય શાસનપદ્ધતિ સામે જો કે અસહકાર કરવાની હિંમત કરી હતી પણ તેનામાં જ્ઞાતિની સડી ગયેલી સાશનપદ્ધતિ ( રૂઢીઓ ) અને જોહુકમી સામે લડત ચલાવવાની તાકાત ન હોતી એ જણાઇ આવ્યું. કારણ તેણે તો મારા પિતાશ્રીના માગવા પ્રમાણે પુરતો વાંકડો અને તેની સાથેની બીજી રીતો આપવા ઉદારતા પૂર્વક ઇચ્છા દર્શાવી. વળી સાથે સાથે મારી દેશભક્તિનાં અને આત્મભોગનાં અતિશયોક્તિ ભર્યાં વખાણ પણ કરવાં માંડ્યાં. પણ એક બાજુએ આ અયોગ્ય વખાણ અને બીજી બાજુએ સંસારની લાલચ, આ બેનો કેમ મેળ બેસાડવો એ મને તો સુઝયું નહિ. મને આવો વિચાર હમણાંજ આવ્યો. ખરેખર કૉલેજ છોડ્યા પછીના કેટલાક પ્રસંગોને લીધે મારા મનનું કંઇક પરિવર્તન થયેલું મને જણાયું, નહિ તો ઉપરોકત વખાણ અને નગદની કોથળાથી મારી છાતી કેટલી બધી ફુલી જાત ! ઉપરોકત સદ્‌ગૃહસ્થ માટે મને કંઇ વિશેષ માન ઉપજ્યું નહિ અને હું મારા વિચારો ફેરવી શકયો નહિ. મેં તો ચોકખી ના કહી દીધી કે '**મારે હવે બીલકુલ પરણવું નથી.**'

આ નિશ્ચયનું પરિણામ મારે ભોગવવાનુંજ હતું. પિતાશ્રી તો રૂવાંફુવાં થઇ ગયા. ગાળો અને ઠપકાનો વરસાદ વરસી રહ્યો. કુળની પ્રતિષ્ઠા અને કીર્તિ–અપકીર્તિના મોટા મોટા સરમન ઉપદેશ દેવાવા માંડયા. અને આખરે " લગ્ન કરવાની ' હા ' પાડ, નહિ તો નિકળ ઘર બ્હાર ! " આ અલ્ટીમેટમ મલી ચુકયું. પિતાશ્રી સાથે અસહકાર વિના મારે માટે હવે બીજો રસ્તોજ નહતો. આપણે તો ઘર બ્હાર નીકલ્યા અને વણાટઆશ્રમમાં ધામો નાંખ્યો. ત્યાં રહી કાંતવાનું, વણવાનું અને સાંજે ખાંધે ખાદીના તાકા લઇ ફળીએ ફળીએ અને પરાંપરાંએ ખાદી વેચવાનું વ્રત લીધું. આમ કેટલોક વખત ચાલ્યું.

અમારા વણાટઆશ્રમમાં સ્વયંસેવક નહિ એવાં સ્ત્રીપુરૂષો તેમજ યુવકો અને કન્યાઓ પણ કાંતવા વણવાનું કામ શીખવા આવતાં હતાં. આશ્રમમાં રહીને હું લગભગ કાંતવા વણવાનું કાર્ય ઘણી કુશળતાથી શીખી ગયો હતો. પુસ્તકશાસ્ત્રમાં જેટલું ચિત્ત ચોંટતું નહિ, તેટલું વણાટશાસ્ત્રમાં ચોંટયું હતું અને પાવરધું બન્યું હતું. બીજાઓ કરતાં હું ઠીક કામ કરૂં છું એમ ઉપરી કાર્યકર્તાઓને પણ લાગ્યું હતું, તેથી ધીમે ધીમે નવા શીખવા આવનારને પ્રાથમિક આરંભ કરાવવાની ફરજ મારે માથે ઘણીક વખત આવતી.

પુરૂષો કરતાં સ્ત્રીવર્ગે આ ( કંતામણ અને વણાટ ) શાસ્ત્ર ખાસ ધ્યાન દઇ વધારે શીખવું જોઇએ એવો મારો અંગત મત હતો. જેમ યુરોપીય મહાન યુદ્ધમાં સિપાઇગીરી કારકુની વિગેરે પુરૂષોનાં કામો દેશસેવા તરીકે સ્ત્રીઓને કરવાની ફરજ પડી હતી તેમ આ હીંદના આર્થીક સ્વાતંત્ર્યના યુદ્ધમાં સ્ત્રીઓનું આ સ્વાભાવિક કાર્ય પુરૂષોએ ફરજ રૂપે કરવાનો સિદ્ધાંત હાલ તુર્તને માટે ઠીક છે, પણ એ ધર્મ તો ખરેખર સ્ત્રીજાતિનોજ છે અને ભવિષ્યમાં પણ આ યુદ્ધના વિજયી અંત પછી પણ ' ગૃહઉદ્યોગ' ( Cottage Industry ) તરીકે તેમનોજ રહેવાનો. આ કારણથી હું બહુધા કન્યા કે સ્ત્રી ઉમેદવારોને વિશેષ ખંત અને ધ્યાનથી શીખવતો. તેમજ ઉપરોક્ત મારી માન્યતાની છાપ પણ તેમના પર પ્રસંગોપાત નાખવા યથાશક્તિ પ્રયત્ન કરતો. મારા આ ઉપદેશ

અથવા માન્યતા પર ઘણી કન્યાઓ તથા સ્ત્રીઓ આફરીન થતી, અને રેંટીઆ અને શાળની પ્રવૃતિમાં મશગુલ બની જતી. ઘણી સ્ત્રીઓએ એવી પ્રતિજ્ઞા પણ કરી કે આ શાસ્ત્રને હવે અમે પાછું મરવા ન દઇએ.

એક દિવસે હું આશ્રમમાં મારી પથારીપર સુતાં સુતાં એક પુસ્તક વાંચવામાં લીન થયો હતો. એ દિવસ રજાનો હતો, એટલે આશ્રમવાસીઓ ઘણાખરા બ્હાર નીકળી ગયા હતા, અને મારે વ્યવસ્થાપકની આજ્ઞાથી ખાસ રહેવું પડ્યું હતું. તે વખતે એક કિશોર બાળા મારી ઓરડીના બારણાં આગળ આવીને ઉભી. આ બાળાને હું સાધારણ ઓળખતો હતો. તે આશ્રમમાં શીખવા રોજ એક બે કલાક આવતી હતી. તેનું નામ રૂક્ષ્મણી હતું. તે મારા કામમાં તથા મારી વાતોમાં એકચિત્ત બની રસથી ધ્યાન આપતી હતી એ સિવાય એના વિષે હું વિશેષ જાણતો ન હતો. હું સમજ્યો કે આજે રજા છે તેની એને ખબર ન હશે તેથી તે રોજના નિયમ પ્રમાણે આવી લાગે છે, તેથી મેં તેને કહ્યું.

" રૂક્ષ્મણી બ્હેન ! આજે તો શાળા બંધ છે. એટલે તમોએ નાહક ફેરો ખાધો."

" પણ તમો અહીં છો ને ! તો મારો ફેરો છેક ફોકટ ન જાય !" એમ ઉત્તર દેતાં દેતાં તેણે ઓરડીમાં પ્રવેશ કર્યો. મેં એને ' આવો ' એટલા શબ્દ પુરતોએ આવકાર ન દીધો તે માટે હું પસ્તાયો.

" મારા સરખું કામકાજ હોય તો ખુશીથી ફરમાવો " મારા ઉત્તરનો કંઇ પણ જવાબ આપે તે અગાઉ રૂક્ષ્મણી મારી પથારીની સામેજ જમીન ઉપર બેસી ગઇ. ' બેસો ' એટલો વિવેક પણ મારાથી ન થયો ! અરેરે ! મારૂં હૃદય કેટલું બધું નિષ્ઠુર અને વિવેકહીન ! પણ હવે ત્રીજી ભુલ થવા ન દીધી. મેં તરતજ મારી પથારી નીચેથી એક સાદડી કાઢીને તેને બેસવા આપી.

રૂક્ષ્મણી કેટલીક પળ મૌન રહી. એના શ્વાસોશ્વાસ, નેત્રનો ચમત્કાર, અને કપોલ ઉપર પડતા શેરડામાં કંઇક ભેદ હતો તે સમજવાને મારૂં વિવેકહીન ( અને રસહીન પણ ખરૂં ) હૃદય તે વખતે તો ખરેખર અશક્ત હતુંજ.

મેં પૂછ્યું "તમારે મારૂં શું કામ છે !"

"મારે માત્ર આપ પાસે એક શંકા સમાધાન મેળવવું છે. ઘણા વખતથી હું એ પુછવાનો વિચાર કરતી હતી, પણ પ્રસંગ મળ્યો ન હોતો."

"એવી તે શી શંકા છે કે જેના સમાધાન માટે તમે મારી પાસે આવવું યોગ્ય ધાર્યું ?"

"એ તો જેવી વિદ્યા તેવા ગુરૂ !"

"એટલે !" મેં આશ્ચર્યથી પુછ્યું.

"એટલે ...એમ કે .. ... હું ધારૂં છું કે મારી શંકાનું સમાધાન તમે કરી શકશો." રૂક્ષ્મણી આગળ શું બોલે છે તે સાંભળવા હું અધીરો બન્યો.

તેણે મૃદુ સાદે શરૂ કર્યું "મારી એક સખી કુમારિકા સંસાર યાત્રાની કંઇક સમજણી થયે એક યુવકને વરવા ઇચ્છા રાખતી હતી. તેની ઇચ્છાને આધીન થઇને તેના પિતાએ તે યુવકની વિવાહ માટે માંગણી કરી. યુવક તો આ વિષયમાં તટસ્થ હતોજ એમ અમે ધારીયેં છીયે. પણ કરતા કારવતા તેના પિતા હતા. તેણે લગ્નના વિષયમાં ખાસ વિચારવા જેવા પ્રશ્નોનો વિચાર નહિ કરતાં એક વેપારી પ્રશ્નની એટલે પૈસાની દ્રષ્ટિથી આ માગણીનો અનાદર કર્યો; એટલુંજ નહિ પણ એ કુમારિકાના પિતાને ઉદ્ધત ઉત્તર દીધો. કુમારિએ આ યુવકને નિરખેલો, તેના વિષે કંઇ જાણેલું ખરૂં, અને તેને પસંદ પણ કરેલો, એટલે મનથી તો તે તેને વરી ચુકયા જેવીજ હતી. તેના પિતાએ અન્ય સ્થળે તેનાં લગ્ન કરવા ઇચ્છા દર્શાવી ત્યારે તેણે ચોકખી ના પાડી અને વરવું તો એજ યુવકને વરવું એવી પ્રતિજ્ઞા કરી......".

રૂક્ષ્મણીના આ શબ્દો સાંભળી હું તો આભોજ બન્યો ! આ વાતનો યુવક તે જાણે હુંજ ન હોઉં ! અરે, પણ 'જાણે' શા માટે ! આ મારીજ વાત કેમ ન હોય, અને પેલી કુમારિકા ,પેલા મકનજી માસ્તરની પુત્રી તો ન હોય ? મારા દીલમાં સહજ સંદેહ ઉપજ્યો. એના નિરાકરણ

માટે મેં મારા મનમાં કંઇ કંઇ થતા અગમ્ય ગભરાટને શમાવી પૂછ્યું "પણ એ યુવકે તો બીજે ક્યાંક લગ્ન કર્યાં હશે. તો પછી એ કુમારિકાની પ્રતિજ્ઞા વ્યર્થ છે."

"એ યુવકે લગ્ન કર્યું કે કેમ તે ખબર નથી, પણ આ કુમારિકાએ હવે શું કરવું તેનો નિર્ણય હું તમારી પાસે માગવા આવી છું."

"મારા વિચાર પ્રમાણે તો એણે બ્રહ્મચર્યવ્રત લઇ દેશસેવા કરવી. સંસારનો ખટાટોપ છોડી દેશસેવાના કામમાં પડવું શું ખોટું ? સંસારની ઉપાધિઓ કરતાં આ દેશસેવાનું કાર્ય સહેલું છે."

"તમે સંસારની ઉપાધિથી દુર થવા માટેજ દેશસેવાનું સહેલું કામ કરવા કહો છો, નહિ કે પરમાર્થ દ્રષ્ટિથી અથવા દેશના દુઃખથી. ખરેખર ! સંતપ્ત થવાથી. એ તો પુરો સ્વાર્થ થયો, અને ખરેખરી નબળાઇ કહેવાય. છતાં તમો કહો છો તેમ નિરાશામાંથી કે નિર્બળતામાંથી ઉત્પન્ન થયેલાં દેશભક્તિ કે વૈરાગ્ય શુભ પરિણામી કેમ નિવડશે ? શું તે કુમારિકાને પોતાની આશાની કળીઓ કરમાવી નાંખનાર પેલા યુવકનું વર્તન, તેના પિતાની વ્યાપારી નીતિ, અને સમાજની ખોટી પ્રતિષ્ટા ઉપર ક્રોધ તિરસ્કાર કે વેરભાવ ન ઉપજે ? તેના પોતાના કશા વાંક વિના સંસારીઓને અને સંસારની રૂઢીઓને તેની આશાઓ આમ છિન્નભિન્ન કરવાનો શો અધિકાર ? અને આવી ભગ્ન હૃદયની સ્થિતિમાં દેશભક્તિની ધગશ તેનામાં ક્યાંથી આવે ? અને એવી ધગશ કે સેવાની લાગણી ન હોય, તો દેશસેવક થવાથીએ કોને લાભ થવાનો હતો ?"

રૂક્ષ્મણીના આ દલીલ ભર્યાં ઉત્તરનો મારાથી પ્રત્યુત્તર ન દેવાયો. દેશભક્તિનો મારો ઉપદેશ વ્યર્થ ગયો. અરે ઉલટો સ્વાર્થ અને નિર્બળતા દર્શક ઠર્યો. અને ખરેખર દીલની નબળાઇના પરિણામેજ મારાથી આવો ઉત્તર સહજ દેવાઇ જવાયો હતો. મને કોઇ ઉપયુક્ત દલીલ નડી નહિ એટલી મારા હૃદયમાં દેશસેવાની લાગણીની ઉણપ હતી એમ મને સહજ લાગી આવ્યું.

પણ આ ચર્ચાએ જુદુ રૂપ લીધું એટલે હું સ્વાભાવિક 'રૂક્ષ્મણી' અથવા 'પેલી કુમારિકા' કોણ હશે અને પેલો યુવક તે હું કે કોણ એ

વાત ભૂલીજ ગયો. અને આ એક સામાન્ય વાદવિવાદ થતો હોય અને પ્રતિપક્ષીની દલીલના સામા મુદ્દા ન મળતા હોય ત્યારે જેમ ફાવે તેમ જવાબ દેવાય તેની રીતે મેં ઉત્તર દીધો " તો પછી એ કુમારિકાએ પોતાનો મનોભાવ પેલા યુવકને જો તે હજી કુંવારો હોય તો જણાવી તેનું મન જીતી લેવું તે સિવાય બીજો માર્ગ દેખાતો નથી. "

"મેં એજ રસ્તો ગ્રહણ કર્યો છે, અને તે માટેજ હું અહીં આપની સમક્ષ આવી છું." રૂક્ષ્મણીના આ વચને મને એકદમ જાગૃત કર્યો. બધા ભેદનું સ્ફોટન થઇ ગયું. પેલી કુમારિકા તેજ આ રૂક્ષ્મણી, અને પેલો યુવક તો હુંજ પોતે. મારો બેદરકાર ઉત્તર મનેજ ભારે પડયો. મારે હવે સાવધ થઇ ચોકસ જવાબ દીધા વિના છુટકો ન હતો.

"તમે અત્યાર સુધી બધી વાર્તા ભેદભરી રીતે કરી મારી પરીક્ષા લીધી. હું માનું છું કે તમારી પરીક્ષામાં હું પાસ નહિં જ થાઉં. હું હવે બધું સમજી ગયો. તમે પેલા મકનજીભાઇ માસ્તરનાં પુત્રી થાઓ ખરાં ને? રૂક્ષ્મણી! તમે કહ્યું તે બધું સત્ય છે. એમાં મારા પિતાજીનો, જે જ્ઞાતિમાં અને જે રૂઢીબદ્ધ સમાજમાં એ ઉછરેલા તે જ્ઞાતિનો, તથા સમાજનો, તથા તેના રિત રિવાજોનો દોષ છે જ. હું જો કે એક રીતે નિર્દોષ છું, પણ તમે જે બળનું દર્શન કરાવ્યું તેટલું બળ મારામાં ન્હોતું ને નથી જ. એટલો હું ખામીવાળો. હું તમને ઓળખતો ન હતો. આપણી જ્ઞાતિમાં તમારા જેવું છુપું રત્ન હશે એ પણ જાણતો ન હતો. અને જાણ્યું હત તોપણ તમારા જેવું રત્ન મારા જેવાનાં ભાગ્યમાં હોય એ અસંભવિત જ માન્યું હોત. સત્ય કહું તો પરણવાને ખાતર જ ભણનાર, ભણાવવાનું ભારે પડતાં દેશસેવામાં પડનાર એવો હું તમારાં જેવાં રત્નને લાયક કયાંથી નીવડું!" મેં સરળ દિલથી મારી સ્થિતિ વ્યક્ત કરી દીધી.

"તમે મને ન્હોતા ઓળખતા એ ખરૂં; પણ હું તમને કંઇક ઓળખતી હતી. અને તમારો વિશેષ પરિચય લેવા જ આ આશ્રમમાં આવી હતી. એક શુદ્ધ સરળ સ્ત્રીહૃદય જેમ પરીક્ષા કરી શકે તેમ મેં તમારી પરીક્ષા કરી, તમને પાસ કર્યા હતા, ઇનામમાં મારૂં હૃદય અર્પ્યું હતું. હવે તમારે તે સ્વીકારી લેવાનું બાકી છે. તમે નિર્દોષ અને તટસ્થ

છો. માટે જ તમારે ચરણે મારો સ્નેહ–નૈવેદ્ય ધરવા આવી છું. અને હવે તો તમે મને ઓળખશો જ."

"રૂક્ષ્મણી ! આમ ગાંડી જેવી માં થા. હું જો કે શુદ્ધ દેશભક્તિની ધગશથી અહીં આવ્યો ન હતો તે ખરૂં, પણ મને ખાદીપ્રચાર ઇત્યાદિ કાર્ય દ્વારા દેશસેવાની લગની લાગી છે. અને તેથી હું સંસારની ઉપાધિમાં પડવા ઇચ્છતો નથી. હિંદનાં હજારો ગરીબોનાં અંગ ઢાંકવાનાં છે, અને હજારો ભૂખે મરતાંના પેટના ખાડા પૂરવાના છે."

"સંસારમાં રહીને એ દેશસેવાનાં શુભ અને પરોપકારી કામો નહિં થાય ?"

"ક્યાંથી થાય ? સંસારની ઉપાધિઓ ક્યાં ઓછી છે કે ત્યાં દેશસેવાને અવકાશ હોય ?"

"સંસારની ઉપાધિઓ તમને ભારે પડતી હોય તો દેશની ઉપાધિઓ તમે કેવી રીતે દૂર કરી શકવાના ? દરેક સંસારીઓ પોતપોતાનાં સ્વ–પરાક્રમ ને સ્વેચ્છાથી પ્રયત્ન કરે તો દેશનું દળદર વ્હેલું ફીટે એમ મારૂં માનવું છે. તમે બહુ તો ભાષણ આપશો, કોઈની પાસે જઇને એ વાત સમજાવશો, થોડીક ખાદી વણશો, તેથી તમે કેટલાંકનાં અંગ ઢાંકવાના, અને કેટલાંના પેટના ખાડા પૂરી શકવાના ? તમારો એ એકચક્રીય રથ કોઇ દિવસ નહિં ચાલે. તમે એકલા લોકોને રેંટીયો કાંતવા કે સ્વદેશસેવાનાં બીજાં કામ કરવા ઉપદેશો, તેનાં કરતાં આપણે બન્ને એ ઉપદેશને પ્રત્યક્ષ અમલમાં મૂકી ઉપદેશ કરશું તો હું ધારૂં છું કે ખાદીપ્રચાર વધારે થશે. ખાદી એ સ્વાશ્રયનું ચિહ્ન છે. ગૃહસ્થાશ્રમ એ પણ સ્વાશ્રય જ છે. એ ઉભય સ્વાશ્રયનો માર્ગ ગ્રહણ કરતાં આપણાં કુટુંબનો ભાર તો દેશને ઓછો થશે જ. સંસાર પણ એક વણાટશાળા જ છે. દાંપત્યજીવન પણ એક વણાટશાળા જ છે. જાત જાતનાં સુતરો ( સૂત્રો )ના વાણા-તાણા ગોઠવવાના છે. ગૂંચવાયલા સૂત્રોનો ઉકેલ કરવાનો છે. દાંપત્યજીવનનાં સૂત્રો તમે ઉકેલી નહિં શકો તો દેશનાં વધુ ગૂંચવાયલાં સૂત્રોનો ઉકેલ તમે કેમ કરી શકશો ? માટે જ હું કહું છું કે આપણે એકને બદલે બે વણાટશાળા ચલાવીશું. હું રેંટીઓ કાંતીશ, અને ગૂંચવાયલા સૂતરનો

ઉકેલ કરીશ. તમે વાણાતાણા ગોઠવી શાળ પર બેસજો. તમારી ખાદીમાં હું સ્નેહ—રસની કાંજી પૂરીશ. એ રીતે આપણે ખાદી પ્રચાર કરીશું. તમારી ખાદી પ્રચારની લગનીને હું મંદ નહિ કરીશ પણ તેને હમેશ સતેજ રાખીશ, એ મારી પહેલી પ્રતિજ્ઞા પછી કંઇ ?”

રૂક્ષ્મણી મંદહાસ્ય કરી આતુર નયને મારા તરફ જોઇ રહી.

રૂક્ષ્મણીના આ વાક્યચાતુર્યથી હું મ્હાત થયો. મને લાગ્યું કે આટલીશી કુમારિકામાં આટલી બધી ચતુરાઇ અને બુદ્ધિ ક્યાંથી ? જાણે કોઇએ પાઠ ભણાવીને જ મોકલી હોય ને ! હું તો જબરા વ્યામોહમાં પડયો. રૂક્ષ્મણીને જવાબ શો દેવો ! મેં જોયું કે રૂક્ષ્મણી કહે છે તેમ યાવત્જીવન બ્રહ્મચર્ય પાળી સ્દેશસેવાનું વ્રત લેવું મારા જેવાને માટે મિથ્યા દંભ અને નિષ્ફળ પ્રયત્ન હતો. કૌટુંબિક કે ગ્રાહસ્થ્યધર્મ સફળતાથી અદા કર્યા વિના સ્વદેશસેવાનો ધર્મ મારે માટે વ્યર્થ હતો. દેશને એક રીતે તો હું ભારરૂપ થાઉં એમ જ હતું. તો પછી દાંપત્યધર્મ અંગીકાર કરી યથાવિધિ ગૃહસ્થધર્મ પાળી, અને પછી સ્વદેશસેવા કરવી સારી. અને એ ફરજ બજાવતાં બજાવતાં એનો ત્યાગ કરવાની આવશ્યકતા જણાય તો ત્યારે એ ત્યાગ સહેલો નહિં તોપણ સફળ થવાનો સંભવ ખરો જ. આ વિચાર મારા મગજમાં તત્કાળ પ્રવેશ પામ્યા. પણ હજી સ્નેહરસનો સ્વાદ હું પચાવી શકયો ન હતો. અને તેથી મારૂં હૃદય હજી તરબોળ થયું ન હતું. હું મારા મનથી રૂક્ષ્મણી આગળ લૂખો દેખાતો હતો; પણ તે તો મને રસપૂર્ણ રસરાજ માનતી હતી, એમ તેનાં વાણીપ્રવાહ અને નયનોના ચમકારાથી સમજાતું હતું.

પણ મારે શો જવાબ દેવો તે હું હજી નકી કરી શકયો નહિં. હું ન “હા” કહી શકયો, કે નહિં “ના” કહેવાની હિંમત ચાલી. હું તો કેટલીક પળ નિઃશબ્દ બેસી રહ્યો. રૂક્ષ્મણી પણ અવાક બેસી રહી. પણ તેના ગાલ પરના શેરડા, તેના અધિરા શ્વાસોશ્વાસ, અને આંખોમાં લજ્જાની ઝાંઇક છાયા ઇત્યાદિ કેટલાંક બાહ્ય ચિન્હો તેનાં હૃદયની સ્થિતિ સૂચવતાં હતાં. તે મારા ઉત્તરની અધિરાઇથી રાહ જોઇ રહી હતી. આ સર્વ નિરખતાં મનના

કરતાં મારા હૃદયમાં કંઇક રસ સંચાર થવા લાગ્યો. આ સામે બેઠેલી સ્નેહમયી મૂર્તિને હું તો હૃદયથી :વંદન કરી રહ્યો. પણ એને એમ અધીર ક્યાં સુધી રાખવી ? મેં આખરે ઉત્તર શોધી કાઢ્યો " ઠીક, પેલી સખીને કહેજો કે તેનો મનોમય યુવક તેના હૃદયને નિરાશ નહિં કરે એમ હું પ્રયત્ન કરીશ." મારાથી સહજ હસાઇ જવાયું. રૂક્ષ્મણીએ પણ સ્નેહપૂર્ણ મંદ મંદ હાસ્યથી જ ઉત્તર દીધો; અને જાણે તેના દિલનો ભાર ઓછો થઇ ગયો હોય એમ એક ઉંડો નિઃશ્વાસ નાંખી તરત ઉઠી હરણીની પેઠે ત્વરિત ગતિથી ચુપચૂપ મારી ઓરડીમાંથી ચાલી ગઇ.

આખરે રૂક્ષ્મણીની પ્રતિજ્ઞા સિદ્ધ થઈ. અમારાં લગ્ન કોઇ જાતના લૌકિક આચાર કે દબદબા વિનાં ફક્ત ધાર્મિક ક્રિયાથી થયાં. કોઇ પક્ષને ઝાઝું ખર્ચ થયું નહિં. વણાટશાળામાં અમો બેઉએ અમારાં લગ્નનાં કપડાં હાથે વણીને તૈયાર કર્યાં હતાં. એટલે અમે સ્વાશ્રયનો પાઠ લગ્નના મંગળાચરણમાંથી જ શરૂ કર્યો હતો. રૂક્ષ્મણીનાં માબાપનાં આનંદનો પાર ન હતો, કારણ કે તેમને તો ઇચ્છેલો જમાઇ પ્રાપ્ત થયો, અને કોઇ જાતનું અયોગ્ય ખર્ચ પણ થયું નહિં.

પણ મારા પિતાશ્રીની સ્થિતિ જુદી હતી. લોકમાં જ્યારે અમારાં આ ગાંધર્વલગ્નની વાતો ચર્ચાવા લાગી. અને કોઇ ટીખળીખોરે મારા પિતાશ્રીને જઇને કહ્યું કે "વેલા કાકા ! પેલા મકનજી માસ્તરની છોકરી "કંકુ ને કન્યા"એ પરણી ગઇ તે જાણ્યું કે ?" ત્યારે મારા પિતાશ્રીનો પિત્તો બહુજ ઉછળી રહ્યો હતો એવી મને ખબર થઈ. એટલે હું લગન અગાઉ તેમની કને જઇ બધી વિગત કહેવાની હિંમત કરી શક્યો નહિં. પણ જ્યારે મારાં લગન થઇ ગયાં, એટલે હવે તેમનો ક્રોધ નકામો હતો એમ તેમને જણાયું. અને હવે જમાનો બદલાતો ચાલ્યો છે એટલે જુની આંખે નવાં કૌતુક જોવામાં આવવાનાં જ એવી પણ તેમને ખાત્રી થવાથી તેઓ શાંત થયા હતા. અમો ઘેર આવીએ એમ ઇચ્છતા હતા એવી ખબર મને મળી હતી છતાં તેમનો આગળનો સ્વભાવ જોતાં મારી હિંમત ચાલી નહિં; પણ રૂક્ષ્મણીએ મને પ્રોત્સાહન આપ્યું અને કહ્યું કે "લગન પછી પિતાશ્રીને પ્રથમ પાયે લાગવું એ આપણો મુખ્ય ધર્મ છે. અને તે

આપણે હિંમતથી પળવો જોઇએ." અમે તો હિંમત કરી મારે ઘેર ગયાં. પિતાશ્રી આરામખુરશીમાં આડા પડ્યા હતા, ત્યાં હું અને રૂક્ષ્મણી સામે જઇ ઉભાં. મારૂં મન પિતાશ્રીને વંદન કરતાં બ્હીતું હતું. પણ રૂક્ષ્મણીએ તો તેમને નમન કરી તેમનાં ચરણસ્પર્શ કરી બોલી "પિતાશ્રી ! આપનાં બાળક આપનો અમર આશીર્વાદ માંગે છે." મેં પણ તરત જ પિતાશ્રીને પગે લાગી ગદ્દગદ્દ કણ્ઠે યાચના કરી "પિતાશ્રી ! આપનો આશીર્વાદ ઇચ્છું છું. અને મારો વાંક દરગુજર કરી ક્ષમા આપવા માંગણી કરૂં છું.",

પિતાશ્રીની આંખોમાં તરત આસું આવી ગયાં. અને ખુરશીમાંથી બેઠા થઇ અમારા બેઉના માથા પર હાથ મૂકી આશીર્વાદ દીધા કે "દીકરાં ! દીર્ઘાયુઃ થજો, અને મારો વંશવૃક્ષ ખુબ ફાલજો."

આ આશીવ વચનથી મારા દિલનો બધો ભય એકદમ ભાગી ગયો. તેમનો પૈસાનો લોભ હવે ક્ષીણ થયેલો દેખાયો અને પોતાના એકના એક પુત્રને વિવાહિત થયેલ જોવાની તેમની કેટલાએ કાળની ઇચ્છા ફલીભૂત થયેલી જોતાં તેમને અત્યાનંદ થયો. કહેવત છે કે "વારેલા ન વળે તે હારેલા વળે" તે ખોટી નથી.

અમે અમારા ગ્રહમાં સ્વસ્થ થયાં. અમે અમારૂં કાંતવા વણવાનું કાર્ય અમારા ગ્રહસ્થાશ્રમના બીજા વ્યવસાય સાથે ચાલુ રાખ્યું. એ કાર્યને અમે અમારા ગ્રહસ્થાશ્રમના બીજાં કાર્યો સાથે ઓતપ્રોત કરી દીધું હતું એમ કહીયે તો અતિશયોક્તિ નથી. અમારૂં જોઇને-દેખા દેખીના નિયમે-આજુબાજુનાં બીજાં ઘણાં કુટુંબોએ પોતાના ઘરમાં કાંતવા વણવાનું શરૂ કરી દીધું. આ પ્રમાણે રૂક્ષ્મણીના વચનો સિદ્ધ થતાં દેખાયાં.

ફળીઆમાંનાં ઘણાંખરાં લોકો રોજ કાંતવા વણવાને લગતી બાબત વિશે કંઇને કંઇ પૂછવા અમારે ઘેર આવતાં. રૂક્ષ્મણીની સખીઓ ઘણી-ખરી તો નવરાશની વખતે અમારે ઘેરજ આવી રેંટીઓ કાંતતી, સાથે વાતો ચલાવતી અને ગીતો ગાતી. આમ અમારૂં ઘર એક નાની સરખી વણાટશાળાજ થઇ રહ્યું.

મારા પિતાશ્રીની અવસ્થા જર્જરિત થવા આવી હતી 'અને તેથી હવે તેમનાથી ગૃહવ્યવસ્થાનો તેમજ ગામડાની અમારી ખેતીવાડીનો બંદોબસ્ત થઇ શકતો ન હતો. એટલે એ કામગીરી મારે માથે આવી પડી. હું જ્યારે ખેતીના કામ પ્રસંગે ગામડે જતો ત્યારે મારે કામસર બે પાંચ દીવસ ત્યાં રહેવું પડતું હતું. રૂક્ષ્મણી ઘણી વખત મારી સાથે ગામડે આવતી. તેમ કરવાનો તેનો ઉદ્દેશ ગામડાંમાં ખેડુતોના ઘેર રેંટીઓ અને શાળ દાખલ કરવાનો હતો. તેની આ પ્રેરણાથી અમે ખેડુતોને રેંટીઆ તથા શાળો પુરાં પાડતાં અને તેનો લાભ સમજાવી કાંતવા વણવાનું શીખવી અનાજની સાથે વસ્ત્ર પ્રાપ્તિ માટે પણ તેમને સ્વાશ્રયી થવાનો માર્ગ બતાવતાં.

આમ યથાશક્તિ અમો ખાદી પ્રચારનું કાર્ય કરતાં. અને રૂક્ષ્મણીના શબ્દોમાં કહું તો અમારા ગ્રહસ્થાશ્રમના સૂત્રોનો ઉકેલ કરી તેનાં વાણાતાણા પણ સાથે સાથે નિયમપૂર્વક ગોઠવતાં. રૂક્ષ્મણી તેમાં સ્નેહરસની કાંજી પાતી અને અમારી ગ્રહસ્થાશ્રમની ખાદી સંપૂર્ણ સુખકારક વણાતી.

ગ્રહસ્થાશ્રમની પ્રવૃત્તિ સાથે દેશસેવાની થોડી ઘણી બાહ્યપ્રવૃત્તિ કેટલી બધી સુખકર છે એનો મને ખરેખરો અનુભવ હવેજ થયો. જેને દેશસેવા કે લોકસેવા કરવીજ હોય તેને ગ્રહસ્થાશ્રમ કોઇ રીતે બાધકારક નથી. હા, સ્નેહ અને પ્રેરણાની દેવી તેની પીઠ પાછળ હોવી જોઇએ. નહિ તો ગ્રહસ્થાશ્રમે નહીં નભે,અને લોક કલ્યાણની તો પછી વાત ક્યાંથી? પુર્વના તેમજ હાલના ઘણા દેશનાયકોની પીઠ પાછળ તેમનાં સારથી રૂપે સ્નેહ અને પ્રેરણા દેવીઓ હતી, અને છે. અને એ દેવીઓનાં સારથીપણાંથી જ તેઓ અત્યુત્તમ કામ કરી શક્યા છે. પણ જો એવા સારથીમાં સ્નેહ અને પ્રેરણાનું પ્રાબલ્ય નહિં હોય, પણ તેનો આભાસ માત્ર જ હોય તો ગૃહસ્થાશ્રમ કોઇ રીતે લોકકલ્યાણકર નહિં થાય. પણ ઉલટું સ્વાર્થ ચેનબાજી અને તજ્જન્ય અનેક ઉપાધિઓમાં જ જકડાઇ રહેવાય. એવાં 'સ્નેહ અને પ્રેરણા'-હિન ગૃહસ્થાશ્રમીઓ જ કહી શકે કે તેમને સંસારની ઉપાધિમાં દેશ કે લોકસેવા માટે અવકાશ નથી.

હું આવા વિચારમાં મગ્ન બની મારા ઘરની અગાશીમાં એક ચાંદની રાતે વાળુ કરીને નિરાંતે આડો પડયો હતો; તે વખતે રૂક્ષ્મણી પોતાના કામથી પરવારીને મારી પાછળ આવી ગુપચુપ ઉભી. અને સ્નેહપૂર્વક પોતાના કોમળ કરપલ્લવથી મારી આંખો દબાવી રહી. મેં આ હસ્તસ્પર્શના આહ્લાદનો પ્રેમપૂર્વક અનુભવ લીધો પણ હું કશું એ બોલ્યો નહિં. આખરે રૂક્ષ્મણી વ્યકત થઇ બોલી કે:—

"શા વિચારમાં પડયા છો ! સંસારની ઉપાધિથી કંટાળ્યા તો નથી ને ?"

મેં રૂક્ષ્મણીનો હાથ પકડી તેને મારી પાસે બેસાડી ઉત્તર દીધો કે "વ્હાલી ! જ્યાં તારા જેવી સારથી હોય, ત્યાં સંસારનો રથ અટકી પડવાનો કાંઇ પણ સંભવ નથી, તો પછી તેના પર કંટાળો તો આવે જ ક્યાંથી ? હું હમણાં એવી સારથી રૂપ સ્નેહ અને પ્રેરણાની દેવીઓનો જ વિચાર કરતો હતો. રૂક્ષ્મણી ! તું પણ મારી સ્નેહ અને પ્રેરણાની દેવી જ છો. જ્યાં સુધી તારા હૃદયનો પ્રેમનો ઝરો અને પ્રેરણાનો ભંડાર ખાલી ન થાય ત્યાં સુધી આપણો સંસાર સદા સુખી અને વૃદ્ધિંગત રહેશે. રૂક્ષ્મણી ! ખાસ ધન્યવાદ તો તારાં માતાપિતાને ઘટે છે, કારણ કે તેમણે પોતાની પુત્રીને સારી કેળવણી આપી એક આદર્શ ગૃહિણીને યોગ્ય બનાવી. બધી કન્યાઓનાં માબાપ એવાં હોય તો કેવું ! વળી તું મને પ્રાપ્ત થઇ તે આ બધા ખાદીના જ પ્રતાપ છે હાં ! તે ભુલીશ નહિં. તું અને તારી સાથેનો મારો સુખી અને સંતોષી સંસાર એ મારે મન તો "ખાદીની પ્રસાદી" જ છે. જો હું સ્વયંસેવક ન થાત તો મને મારા પિતાશ્રી પોતાની મરજી પ્રમાણે ગમે ત્યાં પરણાવી દેત. તેથી પિતાજીની એક વાંછના ફલીભૂત થાત પણ તેના ફળમાં મારે નસીબે કુટુંબ-કલેશ, શ્વસુરપક્ષ સાથેના અનેક ટંટા, અને પરિણામે દુઃખી અસંતોષી અને સ્નેહશૂન્ય સંસાર રહેત. વળી સ્વયંસેવક થઇને આશ્રમમાં ન દાખલ થાત તો તારો અને મારો પરિચય પણ કયાંથી થાત ! "

" અને મેં તમને સ્નેહ રસના ઘુંટડા ન પાયા હત તો ?" રૂક્ષ્મણી સ્નેહના અભિયન પૂર્વક બોલી.

" ખરેખર, અર્જુન આગળ શ્રીકૃષ્ણ ભગવાને ભગવદ્દગીતા ગાઇને તેને જેમ યુદ્ધ ધર્મમાં પ્રેર્યો, તેમ તેં મારી આગળ સ્નેહગીતા ગાઈ મને દાંપત્ય ધર્મમાં પ્રેર્યો. અને મેં પણ એજ શ્રીકૃષ્ણની પેઠે 'રૂક્ષ્મણી હરણ' કર્યું. કેમ ખરૂં કે નહિ ?" મેં પ્રત્યુત્તર દીધો.

" મારૂં હરણ તમે કર્યું? નહિ.નહિ, એ તો સાવ ખોટું. ખરૂં પુછો તો મેં તમારૂં હરણ કર્યું છે !" અમે બેઉ હસ્યાં અને...........

ત્યારે વાચકવર્ગ તમે કોણ કહેશો કે મેં રૂક્ષ્મણીનું હરણ કર્યું, કે રૂક્ષ્મણીએ મારૂં હરણ કર્યું ? ઇતિ ઓમ્



# બલિદાન.

૧



“પણ તમે વજેરામની દીકરી માટે સાત હજાર દેવા તો તૈયાર હતા ને ! તો પછી આ ભવાન ભટ્ટની ભાણી માટે દશ હજાર દેવા શું ખોટા ! પેલી છોકરી અગીઆર વર્ષની છે. બહુ તો બારની હશે ! પણ આ તો પુરા પંદર વર્ષની છે. દેખાવડી પણ સારી છે. અને તે આવ્યેથી તમારૂં ઘર શોભશે અને ચાલશે પણ ખરું. સમજ્યાને, નરભેરાભાઇ !”

“પણ દશ હજાર તો વધારે પડે લખુભટ્ટ ! કંઇએ ઓછું ન થાય?”

“ હવે એમાં કાંઇ ઓછું વધતું થાય એમ નથી. આ તો મારે ને તમારે ગાઢો સંબંધ અને પણે ભવાન ભટ્ટ જોડે પણ કંઇક સંબંધ, એટલે આટલી હદે લાવ્યો. સમજ્યાને ! બાકી ભટ્ટ તો બારની અંદર પગ મૂકવાજ ના પાડતા હતા. તમારી લગભગ પીસ્તાળીશ વર્ષની ઉમ્મર, અને છોકરીની પંદર વર્ષની વય જોતાં આ એકડા પર ચાર મીંડાં બહુ નથી. સમજ્યાને ! છતાં તમારું બહુ દબાણ છે તો હું આપણા સંબંધને લીધે ફક્ત એકજ હજાર લઇશ. બાકી આ કામ એટલાથી ન પતે. સમજ્યાને ? તમે સાંભળ્યું તો હશે કે પેલા લોભીરામ ત્રવાડીએ પોતાની નવ વર્ષની દીકરીના પેલા કૃપણશંકર પંડ્યા પાસેથી રૂપિઆ બાર હજાર લીધા, અને ત્રણથી ચાર હજાર દલાલીઆઓએ ખાધા હશે તે તો જુદા. તે જોતાં આ સાટું સારામાં સધાય છે. સમજ્યાને? વળી ભવાન ભટ્ટ તમારો આગલો પાછલો ઇતિહાસ નથી જાણતા. નહિ તો એનોએ ભરોસો નહિ ! માટે બહુ ચવેણું નહિ કરતાં કબુલ થઇ જાઓને મારા ભાઇ !” લખમીરામ ઉર્ફે લખુ ભટે યુક્તિસર દબાણ કર્યું.

“ મારી ના ક્યાં છે ! તમારા જેવા મિત્રો છે તો મારૂં કામ સીધું ઉતરે છે.”

“ ત્યારે મને હમણાં ૭ હજાર રૂપિઆ આપો. તેમાંથી પાંચ હજાર

છું ભટ્ટને આપું એટલે લગ્નની તૈયારી કરવાનો આરંભ થાય; સમજ્યાને.” લખમીરામે માંગણી કરી.

નરભેરામ ઉઠયો, અને પોતાની જનોઇએ બાંધેલી ચાવી હાથમાં લઇ કબાટ ઉઘાડી તેમાંથી એક નોટનો થોકડો લઇ આપ્યો. રૂપિઆ છ હજાર લખમીરામને ગણી આપ્યા. લખમીરામ તે લઇ જે ગોપાળ કહી ચાલતો થયો.

આમ એક નિર્દોષ બાળાના વિક્રયનું સાટું થયું. નરભેરામ ત્યાંથી ઉઠી પોતાનો કબાટ બંધ કરી આવ્યો; અને કંઇ વિચાર કરતો આમ તેમ ફેરા ફરવા લાગ્યો. ઘડીકમાં ઉંચે જોતો, ઘડીકમાં નીચે જોતો. સાટાના બીયાનાના રૂપિઆ દીધા પછી તેનું મન કોઇ વિચાર વમળમાં પડયું. પણ તે પોતાની મનની સ્થિતિ બરાબર સમજી શકયો નહિ. એટલામાં તેની દૃષ્ટિ દીવાલ પર લટકતા એક ફોટા ઉપર ગઈ. તે ફોટા તરફ તે કેટલીક પળ અનિમિષ દૃષ્ટિથી જોઇ રહયો. તેની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. પછી તેની દૃષ્ટિ પાસેની એક બીજી છબી પર પડી. તરતજ તેનાં અશ્રુઓ સુકાઇ ગયાં. તેની આંખો ક્રોધથી લાલચોળ બની, ને આ બીજી છબી તરફ કંઇક તિરસ્કાર દૃષ્ટિથી જોઇ રહયો. આમ તેના દીલમાં વિરોધાત્મક લાગણીઓ ઉત્પન્ન કરનાર આ બેઉ છબીઓ કોની હશે? એ જાણવા માટે એ છબી તરફ દૃષ્ટિ કરનાર નરભેરામભાઇના પૂર્વ ઇતિહાસ તરફ આપણે નજર નાખવી પડશે.

( ૨ )

લીલા નદીના કિનારા પર આવેલા ચંડપુર નામના એક સાધારણ કસ્બામાં નરભેરામ રહેતો હતો. તે જ્ઞાતિએ બ્રાહ્મણ હતો. એની વય હાલ લગભગ પીસ્તાળીશની હશે. એના પૂર્વજો એને માટે યજમાનવૃત્તિ ઉપરાંત સારા નબળા અનેક પ્રકારના ધંધા કરી સારો પૈસો મુકી ગયા હતા. અને એ પણ અનેક પ્રકારના આડા અવળા રસ્તે એ પૈસાનો ઉપયોગ કરી પિતૃ ઋણમાંથી મુકિત મેળવતો હતો. નરભેરામે યજમાનવૃતિ સાચવી રાખવાના કારણે કર્મકાંડી

બ્રાહ્મણને યોગ્ય વિદ્યા મેળવી હતી, તેમજ એક 'ગોર' તરીકે તેની સારી પ્રતિષ્ઠા હતી, છતાં નાનાવિધના દુર્ગુણોમાં પડવાને નરભેરામ જરાયે ખંચાતો નહિ. પરંતુ એ કર્મો બહુધા બ્રાહ્મણપણાના પ્રમાણપત્રથી અને એની રૂદ્રાક્ષની માળા અને ચંદનના લેપથી ઢંકાયેલાં રહેતાં.

એની ૨૫—૨૭ વર્ષની ઉમરે એનાં લગ્ન થયાં હતાં. એની સ્ત્રી રૂપાળી, સુશીલ તથા સદગુણી હતી. છતાં તેના ઉપર એને બીલકુલ પ્રેમ ભાવ ન હતો. સ્વછંદી હૃદયમાં શુદ્ધ પ્રેમને સ્થાન કયાંથી હોય ?

નરભેરામે વાક્ચાતુર્ય, અષ્ટમ પષ્ટમ સમજાવી દેવાની શક્તિ, જ્યોતિપ વિદ્યા જાણવાનો ઢોંગ, ઇત્યાદિ ઠીક કેળવ્યાં હતાં; અને આ બધી શક્તિના પ્રતાપે ભોળી સ્ત્રીઓને ઠગવાનો ઠીક લાગ મળતો. એટલુંજ નહિ પણ પ્રસંગ મળ્યે તેમનાં વિત્ત હરણની સાથે શીયળની પણ લુંટ ચલાવતો. આમ કેટલોક સમય સુધી ચાલ્યું.

એની સ્ત્રી સવિતા એક સાધ્વી અને પતિપરાયણ સ્ત્રી હતી. તેને પોતાના પતિના દુર્ગુણો જ્ઞાત હતા. પણ જ્યાં સુધી તેના સાસરા જીવતા હતા ત્યાં સુધી તે કોઇ રીતે નરભેરામ પર દબાણ ભર્યો ઉપચાર કરી શકતી નહિ. તેને એ કુમાર્ગથી વાળવાને તેણે પોતાથી બનતા અનેક પ્રયત્ન કર્યા. તેની સાથે પૂર્ણ સ્નેહભાવ અને પતિ ભક્તિથી વર્તતી. છતાં નરભેરામ એક પત્નીવ્રત પાળી શકયો નહિ. સવિતાના સર્વ પ્રયત્નો નિષ્ફળ જતાં છતાં તે છેક નિરાશ ન બની. તેણે એમ મન મનાવ્યું કે ઇશ્વર સંતાન આપશે ત્યારે તેની જોખમદારી વધશે, અને સંતાન પ્રાપ્તિથી તેનામાં વાત્સલ્યભાવ સાથે કૌટુંબિક લાગણી જન્મશે. અને ત્યારે તે પોતાના કુકર્મથી નિવૃત્ત થશે. સવિતાની આ માન્યતા પૂર્ણ સિદ્ધ ન થઇ. તેમને ત્યાં એક પુત્રીનું આગમન થયું. અને તેને બીજેજ વર્ષે તેના શ્વશુર નરભેરામના પિતા દેવલોક પામ્યા. આથી નરભેરામને માથે કુટુંબની બેવડી જવાબદારી આવી પડી. સવિતાને લાગ્યું કે હવે તે જરૂર સીધે માર્ગે ચાલશે. પોતાની પુત્રી તારા તેઓનો સ્નેહસંબંધ યથેચ્છ રાખવા ગ્રંથિરૂપ બની રહેશે. પણ નરભેરામ એવા બંધનમાં છેક બંધાઇ જાય એવો કાયર ન હતો ! તે જો કે સવિતાના મનને મનાવી લેવાને દંભથી તેના તરફ પ્રેમ-

ભાવ તથા તારા તરફ વાત્સલ્ય ભાવ રાખતો. લુગડે લત્તે, પૈસે ટકે તેમની દરેક ઇચ્છાઓ સંતોષતો; પણ પોતાની સ્વચ્છંદતામાંથી એક ડગલું પાછળ હઠતો નહિ. થોડાક વખત તો સવિતા તેના આ દંભથી છેતરાઇ હતી, પણ તે તરતજ ચેતી. હવે તે તેના ઉપર ચાંપતી દેખરેખ રાખવા લાગી. તે ઘરના આવક જાવકના હિસાબની પુછપરછ કરતી, તથા શ્વસુર જતાં પોતાના પતિના ઉપર તેના સિવાય અન્ય કોઇ દાબ રાખનાર નથી એમ ધારી પ્રસંગ પડ્યે તેના ઉપર કેટલીક વખત નૈતિક દબાણ પણ કરતી હતી. આ બધું નરભેરામથી સહન થઇ શક્યું નહિ એટલે પોતાનો દંભ છોડી સવિતાને તેના પોતાના કાર્યમાં આડે આવવાનો શો હક્ક છે? મને દબાવનાર એ કોણ? એવી જોહુકમી સત્તાથી તેણે હવે સવિતાને સતાવવાનું શરૂં કર્યું.

ઘણી ઘણી પજવણી છતાં સવિતા કુટુંબની પ્રતિષ્ઠા સંસારની જોખમદારીઓ દુરાચરણના અનેક બુરાં પરિણામો વિગેરે વિગેરે બાબતોની નરભેરામને સમજ આપવા પ્રેમાળ વચનોથી, તેમજ કરૂણ રૂદનથી પ્રયત્ન કરતી; પણ નરભેરામના નઠોર નિર્લજ અને વજ્રસમ હૃદયપર એ કશાની અસર થતી નહિ. એટલુંજ નહિ પણ હવે નરભેરામે સવિતા સાથે બહુ ખરાબ રીતે વર્તવા માંડયું. તે તેને ગાળો દેતો, મારતો, અને ઘરમાં વખતો વખત ખોટાં તોફાનો કરતો. એ પણ જાણે હજી ઓછું હોય એમ ચોર કોટવાળને દંડે તેમ નરભેરામ સવિતાની નીતિ અને ચારિત્ર્યપર આરોપ મૂકવા લાગ્યો. શુદ્ધ હૃદયની સવિતાથી આ કેમ સહન કર્યું જાય! સવિતા પોતાના આ નિષ્ફળ પ્રયત્નમાં સ્વાભાવિક મંદ પડી. તેણે નરભેરામને ઠેકાણે લાવવાના સર્વ પ્રયત્ન નિરૂપાયે છોડી દીધા. નરભેરામ ફુલાયો કે "મેં ઠીક યુક્તિ શોધી કાઢી! રાંડ રોજ સતાવતી હતી, તે હવે કેવી શાંત પડી!"

સવિતાનું હૃદય નિરસ બન્યું. તેના પર વૈરાગ્યની છાયા છવાઇ. તેના શરીરનાં લોહી માંસ સુકાતાં ગયાં. કાંતિ ઉડી ગઇ, અને આંખો નિસ્તેજ બની. તેનું મગજ કંઇક સ્થિર સાવધ રહ્યું હતું અને તે જે જીવી રહી હતી તે માત્ર તેની એક પુરી પ્રિય પુત્રી તારા માટેજ.

( ૩ )

તારા લગભગ અઢી ત્રણ વર્ષની થઇ હતી, હમણાં હમણાં તે ટગુ મગુ ચાલતાં શીખી હતી. એક દીવસે રાત્રે વાળુ કર્યાં પછી લગભગ નવ દશ વાગે નરભેરામ તથા તેના એક બે મિત્રો ઓટલા ઉપર બીડીઓ ફુંકતા બેઠા હતા. અનેક જાતના ગામ ગપાટા અને લોક-નીંદાની વાતો ચાલી રહી હતી. તે વખતે તારા ત્યાં રમતી રમતી જઇ પહોંચી. નરભેરામે તેને પોતાની પાસે બેસાડી, તેનો એક મિત્ર તેને રમાડવા લાગ્યો તથા કંઇ કંઇ ગમ્મત ખાતર પુછવા લાગ્યો. દરમ્યાન એક મિત્રે સવાલ કર્યો:—

" નરભેરામભાઈ ! તારા હવે મોટી થતી ચાલી હો ! સગપણની કંઇ વાતો થાય છે કે કેમ ? "

" અરે અત્યારમાં સગપણની વાતો કેવી ! હજુ તો બહુ વખત છે. " નરભેરામે સહજ જવાબ આપ્યો.

" પણ પછી પસ્તાવું ન પડે ! અમારા મામાની છોકરીના સગપણની વાત ચાલતી હતી ત્યારે અમારા મામા જરા ભારે થતા હતા. પછી તેનો વિચાર થયો એટલે છોકરી બિચારી ગુજરી ગઇ, અને મામા હાથ ઘસતા રહ્યા. " પેલા મિત્રે દૃષ્ટાંત સાથ સલાહ આપી.

" પણ તારા તો લાંબા આયુષ્યવાળાં છે એટલે હરકત નહિ. " બીજાએ તારાના હાથ જોઇ ભવિષ્ય કહ્યું.

" એને વર કેવો મળશે તે યે ત્યારે સાથે સાથે જુઓને !" પહેલાયે પ્રશ્ન કર્યો.

" કોઇ શ્રીમંતના ઘરમાં જવાની છે એમાં શંકા નથી. " પેલા કહેવાતા જોષીએ ઉત્તર દીધો.

" ત્યારે તો નરભેરામભાઇને ઠીક તડાકો પડશે હો ! "

" પણ નરભેરામ ભાઇને ક્યાં પૈસાની પરવા છે જે ! " બીજાએ નરભેરામનું મન જોવા માર્મિક પ્રશ્ન કર્યો.

" ભાઇ, પૈસા તો આજે છે ને કાલે નથી. છતાં પૈસો વ્હાલો કોને નથી? વળી ન્યાતના રિવાજ પડયા એટલે એ વખત આવે ત્યારે ના થોડીક પડાય! જુઓને, એની માને માટેજ અમારે પાંચ હજાર દેવા પડયા હતાને!" નરભેરામે પોતાનો આંતરિક ભાવ દર્શાવી દીધો.

" તો તમારે હવે ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે તારા સાટે દશ હજાર તો ઓછામાં ઓછા લેવાજ જોઇએ."

"એ તો વખત આવે વાત." નરભેરામે આડકતરી રીતે અનુમોદન આપ્યું.

આજ વખતે સવિતા આગલી પરશાળમાં પથારી કરતી હતી. તેના કાનના પડદાપર ઉપરનાં વાકયો અથડાયાં. તે સાંભળતાંજ તે ચમકી.

ઉપલી મિત્ર ત્રિપુટીની સ્વાર્થી અને અધમ ચર્ચા સાંભળી સવિતાનું મગજ ભમવા લાગ્યું. તેને ઉપરા ઉપરી અનેક જાતના તર્કવિતર્ક થવા લાગ્યા. તે તારાને સોડમાં લઇ સુતી. માથાથી તેના શરીર પર કોમળ હાથ ફેરવતી અને કોઇ ગુઢ વિચારને કારણે આંખમાંથી અશ્રુઓ સારતી, જે તારાના સુંદર સોનેરી કેશજુથમાં સમાઇ જતાં. તારા, નિર્દોષ તારા તો માતાની પ્રેમાળ હુંફથી નિદ્રાવશ થઇ ગઇ. પણ સવિતાનું હૈયું જોસભેર ધબકતું હતું. તેને કેમે કરી નિદ્રા ન આવી. કયાંથી આવે! આ ક્ષણિક નિદ્રાની તેને હવે પરવા નથી. તે ઇચ્છે છે અનંત મહા નિદ્રા!

( ૪ )

લીલા નદીનો જળ પ્રવાહ ખળખળ કરતો સમુદ્ર પ્રતિ વહયો જતો હતો. રાત્રિની નિઃશબ્દતામાં અને ચંદ્રના રૂપેરી પ્રકાશમાં સ્વામીનાથને મળવા જતાં લીલા જાણે આનંદી અને મદમસ્ત બની હોય તેમ તેનો જળપ્રવાહ આનંદ કલ્લોલ કરતો હાસ્યપૂર્ણ નાચ નાચતો ગમન કરી રહયો હતો.

પણ આવાં આનંદ અને હાસ્ય ચિર કાળ કોઇનાં ટકયાં છે? પછી તે ચેતનનાં હો, વા જડનાં હો!

રાત્રીનો ત્રીજો પ્રહર પુરો થઇ ગયો હતો. નદીમાં પાણી જેમ જેમ ઓછાં થયાં તેમ તેમ તેનો શિલાઓ સાથેનો ખળખળાટ વધતો ગયો અને તે રાત્રિની નિઃશબ્દતામાં ભંગ કરતો. ચંદ્ર પ્રકાશ પણ ધીમે ધીમે નિસ્તેજ થતો ગયો. અને તેની સાથે લીલાનાં આનંદ અને હાસ્ય પણ અંતર્ધાન થયાં.

આ સમયે રાત્રિની આ અર્ધ નિઃશબ્દતામાં અને ચંદ્રના ઝાંખા પ્રકાશમાં એક યુવતી કેડે એક નિદ્રાધીન બાળકને લઇને ધીમે ધીમે ડગ ભરતી લીલાને તટે આવી ઉભી.

એ યુવતીના કેશો છુટા હોઇને પવનથી ઉડી રહયા હતા. તેના શ્વાસોશ્વાસ વેગભેર ચાલી રહયા હતા, જે તેના દિલની અગમ્ય મનોવ્યથા સૂચવતા હતા. હૈયાના ધગધગતા દુઃખ અંગારથી લોહીનું પાણી થઇ ઉન્હાં ઉન્હાં અશ્રુઓ રૂપે તેની આંખોમાંથી ઝરતું હતું. તે સજળ નયને આમ તેમ જોતી. જાણે કોઈ હરણીની પાછળ શિકારી પડયો હોય તેમ આકુળ વ્યાકુળ, થયેલી તે દેખાતી હતી.

તે યુવતી કેટલીક પળ નિશ્ચેષ્ટ ચંદ્ર તરફ જોઇ રહી. ચંદ્રના તેજમાં તેનું મોં ઓળખાયું. તે સવિતા હતી. તેના વક્ષસ્થળ પર નિદ્રા લેતી નિર્દોષ તારા જાગૃત થઇ, અને આ એકાંત શાંત સ્થાન નિરખી અને પોતાની માતાનું નહિ જોયેલું એવું સ્વરૂપ નિહાળી તે સ્વાભાવિક રીતે રડી પડી.

સવિતા બાજુ પરની એક મોટી શિલા પર બેઠી અને તારાને શાંત પાડતી તેને ઉદ્દેશી ગદગદ કંઠે બોલવા લાગીઃ—

" તારા ! મારી રાંક તારા ! તારી ખાતરજ હું આજ સુધી જીવી, નહિ તો મારે કોને માટે જીવવાનું હતું ? જેને માટે મારે જીવવું હતું, મારે જીવવું જોઇએ, તે તો મારા ન થયા, તેણે મને તેની પોતાની ન ગણી. તોપણ તારા ! હું તારે માટે જ જીવી. પણ ઓ મારી નિર્દોષ બાલિકા ! તારૂં ભવિષ્ય મને મારાથીયે અધિક ભયંકર દીસે છે ! અરેરે ! શું તું વેચાઇશ ! દશ હજાર રૂપિઆથી ! ના, ના, તારા તને કોણ વેચે ? કોની

મગદુર છે કે મારી તારાને વેચે ! તું વેચાય અને આ નીચ–ક્રૂર સંસારની હોળીમાં હોમાય તેના કરતાં તું આજે આ લીલાને અર્પણ થાય તે બહેતર છે! ચાલ. દીકરી! ચાલ, આપણે બન્ને આ લીલાને ખોળે બેસી પ્રભુના દરબારમાં આપણી દાદ ચાહીયે. તે સિવાય આપણે માટે બીજો માર્ગ મને નથી જડતો. ચાલ, દીકરી! સાવધ થા. ડરીશ નહિ. રડીશ નહિ. પ્રભુને ઘેર જતાં કાયર થઇશ નહિ! તે તો આપણું અંતનું વિશ્રામસ્થાન છે. ત્યાં શાંતિ છે, સુખ છે, અરે બધું છે."

સવિતા તારાને લઇને ઉઠી અને ગાંડી જેવી દોડતી દોડતી લીલા નદીના જળમાં પગ સંચાર કર્યો. તે લગભગ પાગલ બની ગઇ હતી. અને તારાને નદીમાં ફેંકતી હતી, પણ તારા તેના ભુજપાશમાંથી છુટે તે અગાઉ તેના હૃદયમાં માતૃપ્રેમની એક ઉર્મી ઉછળી આવી, અને તેણે તારાને પોતાની છાતી સરસી દાબી. તેના કોમળ ગુલાબી ગાલ તથા અધરોષ્ઠ પર ચુંબનનો વર્ષાવ કરવા લાગી.

" નહિ, નહિ, મારી વ્હાલી દીકરી! મારી જાતે હું તારો ઘાત ન કરૂં ! તને મરેલી જોઇ મારો જીવ શાંતિથી નહિ જાય! ભલે, તારૂં આયુષ્ય હશે તો તું જીવીશ. હું તો મરતાં મરતાં તને આ સંસારના જાળમાંથી મુક્ત કરીને–ઇશ્વર અને કુદરતને આશરે છોડી જાઉં છું. એજ મારો છેવટનો દિલાસો. દીકરી! તારૂં આયુષ્ય હોય તો તને એટલોજ આશીર્વાદ છે કે કોઇ એવા સારા–ઉદાર માણસના આશ્રયમાં તું જજે કે જે તને–એક અનાથ બાળકને–દયાથી વાતસલ્યભાવથી અને પ્રેમથી ઉછેરે, અને તારો સંસાર સુખી રહે તેમ કરે. દીકરી વેચીને પેટ ભરનાર પિતા કરતાં દીકરી કનેથી પ્રમાણિક, નીતિ ભર્યું વૈતરું કરાવી પેટ ભરનાર પિતાની તું પાલ્યપુત્રી થાય તો હું સ્વર્ગમાં કે નર્કમાં–જ્યાં હઇશ ત્યાંથી જોઇ ટાઢી પડીશ. તારા ! જો, આવ, પણે પેલું હોડકું કેવું મજાનું દેખાય છે! આવ. તને એમાં બેસાડું. જો, આ હોડકું ! એમાં નિરાંતે બેસ! એ તો વિભુના ઘરનું વિમાન છે હો! એ હોડકું તારા ભાવિનો માર્ગ બતાવશે. બ્હેન! એમાં બેસ. જુઓ, મારી તારા

કેવી હસે છે! એને હોડકું કેવું ગમે છે ? તારા ! હવે આજ તારી દુનીયા. આ હોડકું તને તારશે કે ડુબાડશે ! એનેજ આશરે તું છે ! માટે એને ઠીક ઝાલી રહેજે. બ્હેન ! ગભરાઇશ નહિ. એ હોડકું તને તારે નિર્ભિંત ઠેકાણે લઇ જશે. એનો સુકાની પેલો અગોચર ભગવાન છે ! તેને જ હવે યાદ કરજે. તે તને જ્યાં ઉતારે ત્યાં ઉતરજે."

જાણે કોઇ મોટી વયનું માણસ દેશાવર મુસાફરીએ જતું હોય અને તેને વિદાય કરતાં જે હર્ષ–શોકની લાગણી થાય તેમ સવિતાને થતું હતું. તારાને તો હોડકામાં ગમ્મત પડી. હોડકું ડોલે તેમ તે પણ ડોલતી અને હસતી. હોડકું લાંગરેલું હતું. સવિતાએ લંગર છોડયું, અને હોડકાંને નદીમાં તરતું કીધું. " બ્હેન! આશીષ હો ! હવે સુખેથી સિધાવ !" એમ કહી સવિતાયે હોડકાને ધકેલ્યું અને હોડકું સમુદ્ર તરફ પ્રયાણ કરતાં પાણીના પ્રવાહ સાથે તારાને લઇને તરતું ચાલ્યું. સવિતા અનિમિષ દૃષ્ટિથી તે જોઇ રહી.

" હે ! દીનાનાથ, મારા નિર્દોષ બાળકને મેં તારે ખોળે ધર્યું છે ! હવે એનો આશ્રયદાતા તું જ છે. જો તારે એને જીવાડવી હોય તો જીવાડજે; પણ જો મોત કરતાંએ ભુડું એવું જીવન એને માટે સરજ્યું હોય તો હે ! દીનદયાળ, તને એટલીજ પ્રાર્થના છે કે તેને તું આજને આજ તારા દરબારમાં તેડી લઇ, ત્યાં મને પાછી સોંપજે." સવિતાએ એક મોટો નિઃશ્વાસ નાંખ્યો. તારાનું હોડકું દૃષ્ટિમર્યાદામાં હતું ત્યાં સુધી સવિતા તે પ્રતિ જોઇ રહી અને પાણીના પ્રવાહમાં નિર્ભ્રાન્ત આગળ ચાલતી ગઇ; જે પળે તારાનું હોડકું દૃષ્ટિમર્યાદાની બ્હાર અંતર્ધાન થયું તેજ પળે સવિતા મૂર્છાવશ થઇ, પાણીમાં ઢળી પડી અને ડુબી ગઇ. તેનો આત્મા પ્રભુના દરબારમાં દાદ લેવા જઇ પહોંચ્યો. સુકાની વિનાનું દેહ રૂપ હોડકું અથડાતું અથડાતું ઘણે આગળ જઇ નદી કિનારે લાંઘ્યું !

૫

બીજે દિવસે પ્રાતઃકાળે નરભેરામના ઘર આગળ હોહાકાર થઇ રહ્યો. ફળીઆનાં સ્રીપુરૂષો ત્યાં એકત્ર થયાં. સવિતા અને તારા ગુમ થયાના

સમાચાર ગામમાં પસરી ગયા. દરેક માણુસ જુદી જુદી શંકાઓ કરવા લાગ્યાં. કોઇ કહેતું "બિચારી બહુ દુઃખી હતી. નરભેરામે એને બહુ ત્રાસ આપ્યો હતો. તેણે જરૂર ક્યાંઇ આપઘાત કર્યો હશે. કુવા તળાવ અથવા નદી તરફ તપાસ કરો. જે હશે તે જણાશે." કોઈ દીલસોજ દીલે કહેતું " ગમે ત્યાં ગઇ હશે પણ આ પિશાચના પાસમાંથી તો બિચારી છુટી !" કોઇ વળી એમ પણ ડહાપણ ડહોળતું કે—" એ તે માણુસ કે ઢોર ! આટલા દુઃખમાં આપઘાત કેવો ?" એનું દુઃખ તે શું હિસાબમાં હતું ! ગાંડી, નહિ તો બીજું શું ?"

નરભેરામ તો તદ્દન અવાચક બની ગયો હતો. શું થયું, શું કરવું, શું બોલવું, ઇત્યાદિ તેને તત્કાળ કંઈજ સુઝયું નહિ. તેનાથી ન બોલાયું કે ન રોવાયું. તેનું હૃદય તદ્દન સ્તબ્ધ થઇ ગયું. પુરુષ વર્ગમાંના એક જણે કંઈક બુદ્ધિ ચલાવી. તેણે સવિતાનો કંઇ પત્તો મળે એવી કોઇ નિશાની કદાચ મળી આવે તે માટે ઘરમાં જઇ તેની પથારીમાં તથા આજુબાજુ તપાસ કરી. તપાસ કરતાં એક કાગળની નાની કાપલી મળી આવી, તેમાં એટલુંજ લખ્યું હતું કે " મારી શોધ કરશો નહિ. તમને અંતરાય રૂપ થતી હું દુર થાઉછું. તમે હવે તમારી સ્વછંદતા નિરંકુશ ચલાવજો. પણ તમારી એ સ્વચ્છંદતાની વેદી પર મારી તારાનું બલિદાન દેવા ન દઉં. અને તેથી તારાને મારી સાથે તેડી જાઉં છું." પણ આથી એ બેઉ માદીકરીની હાલ શી સ્થિતિ છે તે ચોકસ સમજાતું ન હતું. ગામ લોકોયે નદી, કુવા, તથા તળાવ તરફ તપાસ કરી પણ કંઇ પત્તો લાગ્યો નહિ. જતા આવતા લોકોને પૂછ્યું તો તેમના તરફથી પણ કંઇ માહિતી મળી નહિ. આમ તપાસ કરતાં મધ્યાન્હ થઇ ગયો.

નદીમાં ભરતી આવવા માંડી અને તેની સાથે ઘણે દુર કિનારે લાંઘેલું સવિતાનું શબ ભરતીના પાણી સાથે પાછું આ તરફ આવતું હતું. તે નદી પર જતા આવતા લોકોના જોવામાં આવ્યું. ગામ લોકને તેની ખબર થઇ. તે શબ અટકળથી ઓળખાયું અને તેને પાણી બ્હાર કાઢ્યું. સરકારમાં ખબર થઇ અને પોલીસ અધિકારી પંચનામું કરી તેના

નોંધ લેવા આવી પહોંચ્યો. સવિતાયે આપઘાત કર્યો છે એવી કેટલાકોયે કલ્પના કરી હતી, પણ નરભેરામ તેમાં સંડોવાશે અને જો સવિતાના છેલ્લા કાગળની હકીકત બ્હાર પડે તો નરભેરામ પુરો ફસાશે એમ લાગવાથી નરભેરામના ખાસ મિત્રો કાગળની વાત દબાવી દેવાના પ્રયત્નમાં સફળ થયા. અને "પ્રાતઃકાળે સવિતા દરરોજ પાણી ભરવા કે સ્નાન કરવા જતી હતી અને આજે પણ નિયમ પ્રમાણે ગઇ હશે અને તારાને સાથે લાવી હશે. સ્નાન કરતાં કોઇ અકસ્માત કારણથી બેઉ મા. દીકરી નદીમાં પડી ડુબી ગયાં હશે. તારાનું શબ દરિયામાં ખેંચાઇ ગયું અને સવિતાનું શબ રસ્તે કોઇ ઠેકાણે અટકીને ભરતીના પાણી સાથે પાછું આવ્યું." આવો નિર્ણય કરી પંચ ઉઠી. સવિતાના શબને અગ્નિદાહ કરી ગામ લોક વિખેરાયા.

દિવસો જતાં ધીમે ધીમે સવિતાના આપઘાતની ચર્ચા ઓછી થતી ગઇ, અને સાથે સવિતા અને તારાનું સ્મરણ પણ ઓછું થતું ગયું. એટલું જ નહિ પણ નરભેરામને ફરીથી લગ્ન કરવાની પણ સલાહ આપાવા લાગી.

નરભેરામ લોકલાજથી તુરત લગ્ન કરવાની 'હા' પાડી શકે એમ ન હતું. તેમ તેના જેવા સ્વચ્છંદી પુરૂષને હવે લગ્ન એ બેડી રૂપ લાગતું હતું. તે લૌકિક દૃષ્ટિથી શોકનો દંભ રાખતો હતો પણ અંતરથી તો તેને પુરતું આશ્વાસન મળ્યું હતું. તેની સ્વતંત્રતા અને સ્વચ્છંદતા પરનો અંકુશ આમ વિના પ્રયત્ને દુર થયો અને તેની સાથે સંસારની જોખમદારી પણ ટળી ગઇ, તે જોઇ તેના હૈયાંને ટાઢક વળી હતી.

લૌકિક નજરે 'શોક' પાળવાના સમયનો અંત આવતાં નરભેરામ છુટે દોર ફરવા મંડયો. હવે તેની નાથ તુટી હતી એટલે તેને સ્વચ્છંદતામાં વિહરવાનું સુગમ પડયું. અને તેની સ્વચ્છંદતા પણ હદ કુદાવતી ચાલી.

સવિતા અને તારાની હયાતીમાં ઘણી વખત તેને 'લોકલાજ' અને સંસારની ભવિષ્યની જોખમદારીનો વિચાર આવતો, અને તેથી પણ તેની

સ્વચ્છંદતા હદમાં રહેતી. પણ હવે હદમાં રહે એમ ન હતું. હવે તો લોકલાજ, લોકાપવાદ, કે લોકનિંદાની પણ દરકાર વિના તે ફાવે તેમ ખેલતો.

એક બે વખતે તેના મિત્રોએ તેને લગ્ન કરવાની સલાહ આપી. અને અનેક જાતની દલીલો કરી સમજાવ્યો. આ મિત્રોની દલીલો જ્યારે તેને ગળે કંઇક ઉતરતી ત્યારે લગ્ન કરવાને થતા ખર્ચના વિચારે તે દલીલો પચી શકતી નહિ. અને તે ઉલટી દલીલ કરતો કે " ઓછામાં ઓછા દશથી બાર હજાર રૂપિઆ આપ્યા વિના મને હવે કોઇ કન્યા આપે એમ છે નહિ. તો એટલા રુપિઆ આપીને વળી પાછી ટળેલી ઉપાધીમાં પડયેથી શું લાભ ? રુપિઆના રુપિઆ જાય, ને પાછી આપણી સ્વતંત્રતા પર કાપ મુકાય ! ઘરનો ખર્ચ અને જોખમદારી વધે. અને લોકો દોઢડાહયા થઇને આપણી વાતો કરે તે તો જુદું. જુઓ, દશ કે બાર હજાર રૂપિઆ આમ ખર્ચું તેના કરતાં એટલા રુપિઆમાં ચેનબાજી ઉડાવું તોયે ઓછામાં ઓછાં દશ પંદર વર્ષ તો નભ્યું જાય. પછી જીવશું તો આગળ જોઇ લઇશું."

આ દલીલ પાયા વિનાની કેમ કહેવાશે ! કેટલાયે ધન વિનાના યુવાનો ક ન્યાવિક્રયના અધમ રિવાજના કારણે લગ્નના લ્હાવાથી વંચિત રહી સ્વચ્છંદતાના વ્યભિચારના ખાડામાં ઉતરી પડયા છે. તેમણે નરભેરામની પેઠે નિર્લજતા અને નિર્ભયતાથી ઉપરોકત દલીલ અથવા તેની પેઠે પોતાના મિત્રો સમક્ષ આ બે માર્ગના ખર્ચનું બજેટ મુકી સ્પષ્ટ રીતે તુલના નહિ કરી હોય ! તથાપિ એ બે માર્ગમાં પૈસાની દૃષ્ટિથી વિચાર કરતાં નરભેરામે લીધેલો માર્ગ તેમની નજરે સ્વાભાવિક અનુકુળ પડે તેમાં શી નવાઇ ! નીતિની દ્રષ્ટિથી એ ઉભય માર્ગની અધમતાને પિછાણનારા કોઇ વિરલજ હોય ! અને તેમણે જાતિને ખાતર પોતાનાં દેહનાં અને દિલનાં બલિદાન દીધાં હશે. તથાપિ એ નીતિને નહિ સમજનારી સમાજને તેનું ભાન ક્યાંથી હોય !

જે સમાજમાં કન્યાવિક્રય જેવા રિવાજો ચાલુ છે. ત્યાં સ્વાભાવિક સ્નેહ, શાંતિ, નીતિ કે સમાજવ્યવસ્થાને સ્થાન નથી. ત્યાં જડ લક્ષ્મીની

કિંમત છે, ચેતન લક્ષ્મીની કદર નથી ! ત્યાં લગ્ન માત્ર આભાસ છે. સ્વચ્છંદતા—વ્યભિચારને નિર્બંધ ગતિ મળી શકે છે ! એવા સમાજમાં નરભેરામ જેવા પુરૂષને છુટે દોર મ્હાલવાનું અનુકુળ થઇ પડયું.

(૬)

આ જગતમાં પ્રત્યેક વસ્તુને અવધિ હોય છે. તેમ સ્વચ્છંદતાને પણ અવધિ હોયજ. પાપ માર્ગે જતાં ઘણાને ઠોકર વાગી છે. એ ઠોકરનો આઘાત ન સહન થતાં તેમણે શ્રીપ્રભુને સંભાર્યા હશેજ. અને કોઇ ભાગ્યહિનનામાં એ પતિતપાવનને સંભારવાની સંસ્કારિતા ન હોય તો પોતે ખોટે માર્ગે જાય છે એટલું ભાન તો ગમે તે કાળે તેને થાયછે જ.

આજ નિયમે નરભેરામની સ્વચ્છંદતાની અવધિ આવી. તેણે કહ્યું હતું તેમ તેણે દશ બાર વર્ષ ઠીક ચેનબાજી ઉડાવી. દશ બાર હજાર બચાવેલા રૂપિઆ (ફરી લગ્ન ન કર્યું એટલે તેના હિસાબે તો બચાવેલા જને !) નું પાણી કર્યું. તેની કોથળીમાંના કલદારની હજી અવધિ આવી ન હતી. અને તેટલા પુરતોજ તેના હૃદયનો હજી પુરો પલટો થયો ન હતો. છતાં તેની સ્વચ્છંદી પ્રવૃત્તિની તો અવધિ આવીજ.

મનુષ્ય સ્વભાવજ એવો છે કે એકને એક સારી કે નરસી પ્રવૃતિમાં તેને લાંબો કાળ ગોઠતું નથી. અને પતંગીયાંની પેઠે એક પછી બીજી પ્રવૃત્તિમાં તે પડે છે. નરભેરામને હવે સ્વચ્છંદી જીંદગી પર કંટાળો આવ્યો. હવે એને એની ઉત્તરાવસ્થાના વિચારો આવવા માંડયા. આજ સુધી એને પોતાની સ્વચ્છંદી પ્રવૃત્તિમાં " મ્હારૂં કોણ ? હું કોનો ? એવા વિચારો કદી આવ્યા ન હોતા. પણ હવે સ્વાભાવિક રીતે તેને "આ જગતમાં મારૂં કોણ છે ! વૃદ્ધાવસ્થામાં મારૂં કોણ રક્ષણ કરશે ! " ઇત્યાદિ વિચારો એક પછી એક આવવા લાગ્યા. એને કોઇ 'પોતાનું' ન જડયું. પતિતોદ્ધાર ભગવાનને 'પોતાના' કરી લેવા જેટલી સંસ્કારિતા તેનામાં આવી ન હતી. પણ તે પુનઃ સંસારને શરણે આવ્યો. સમાજનો તેણે ભારે અપરાધ કીધો હતો તેનું તેને હવે પુરેપુરૂં ભાન થયું. એ ભાન થતાં તેને ઘણો પશ્ચાત્તાપ થયો, અને પોતાની સઘળી સ્વચ્છંદતાને તેણે એક સામટી તિલાંજલી આપી.

નરભેરામ હવે અનેક રીતે ગામમાં તેમજ જ્ઞાતિમાં ધીમે ધીમે પોતાની પ્રતિષ્ટા જમાવવા લાગ્યો. બાપદાદાની પુંજી હજી ઠીક જમા હતી. તેનાથી એની સ્વછંદતા આજ સુધી નભી. અને હવે પાછી પ્રતિષ્ટા યે પોષાવા લાગી. પૈસાને પૂજનારી સમાજમાં નરભેરામ જેવા સ્વછંદી પુરૂષની પ્રતિષ્ઠા પુનઃ જામે તેમાં કંઇજ આશ્ચર્ય નથી. જર ચાહે સો કરે એ કહેવત નરભેરામે ખરેખર સિદ્ધ કરી બતાવી. એના મિત્રવર્ગમાં નરભેરામની મનોવાંછના જાહેર થઇ. અને એના ઇષ્ટ મિત્રો એને માટે કન્યાની શોધ કરવા લાગ્યા. એક બે સોદા આવ્યા, પણ તે કંઇ ને કંઇ વાંધાથી નક્કી ન થયા. છેવટે લખમીરામ નામનો એનો એક ભાઇ-બંધ પોતાના પ્રયત્નમાં ફલીભૂત થયો. અને આ સાટું કેવી રીતે નક્કી થયું તે આપણે અગાઉની હકીકતથી જાણીયે છીય.

લખમીરામના ગયા પછી નરભેરામ એકલો પોતાના ઘરમાં તેનાથી પણ ન સમજાય એવા કોઇ વિચારમાં લીન થઇ આંટા મારતો હતો, તે વખતે તારાની છબી પર તેની દ્રષ્ટિ પડી. તારાની સ્મૃતિ તાજી થઇ આવી, તેની નિર્દોષ હસતી મુખમુદ્રા જોઇ તેનું દિલ પીગળ્યું. વાત્સલ્યભાવ ઉછળ્યો અને તેની આંખમાં આંસુઓ આવ્યાં. પોતાના ઘરમાંથી તારાના અદ્રશ્ય થવાને આજ બારેક વર્ષ થયાં હતાં. તે દરમ્યાન તેને માટે જો કદી તેણે અશ્રુ સાર્યાં હોય તો તે આજેજ. તેને ઘડીભર એવી કલ્પના થઇ આવી કે આજે તારા જીવતી હોત તો પરણવા લાયક થઇ હોત. અને આજે મારે ઘેર કેવો મજાનો ઉત્સવ થઇ રહ્યો હોત ! પછી તરતજ તેની નજર પાસેની સવિતાની છબી પર પડી. પણ તેને જોતાંજ તેના દિલમાં ક્રોધની જ્વાળા ભભુકી ઉઠી. પોતાના સંસારને ખારો બનાવનાર સવિતા છે એમજ તે માનતો, પણ પોતાના સંસારના નાશનું મૂળ તે જરા આગળ નજર નાંખી જોઇ શક્યો નહિં. હજી તેનું હૃદય સવિતાના નિર્મળ પતિપરાયણ હૃદયને ઓળખી શક્યું ન હતું.તેના પ્રતિ કરેલા પોતાના અનેક અપરાધનું હજી તેને ભાન થયું ન હોતું. અરે ! તેની જડ આકૃતિ સામે મિથ્યા ક્રોધ કરવા જેટલું તે હજી જડ જ રહ્યું હતું. હજી એ હૃદયનો પુરો પલટો થયો ન હતો.

લખમીરામ મારફતે કરેલાં સાટાં પ્રમાણે નરભેરામના વિવાહ ચંડ-પુરથી થોડાક કોષ પર આવેલાં બામણગામ (બ્રાહ્મણગ્રામ) નામના એક નાના ગામના વતની ભવાનીશંકર ભટ્ટની અનાથ ભાણેજ લીલાવતી જોડે નક્કી થયા હતા. ભવાનીશંકર એક સાધારણ સ્થિતિના બ્રાહ્મણ હતા. તેના ઉદરનિર્વાહ આજુબાજુના ગામોના કોળી માછી ઇત્યાદિ શુદ્ર વર્ગની યજમાન વૃતિ પર નભતા હતા. તેનામાં વિદ્યા નહિ જેવીજ હતી. વ્હેમી શ્રદ્ધાળુ અને અજ્ઞાન લોકો પાસેથી સમજાવી છેતરીને દક્ષિણા દાન ઈત્યાદિ મેળવવા જેટલું ભાંગ્યું તુટયું સંસ્કૃત ભણતરનું ભંડોળ તેણે પ્રાપ્ત કર્યું હતું. એટલે તેનામાં કોઇ પણ સારા સંસ્કાર કે ઉચ્ચ વૃતિ સંભવેજ નહિ. ભાણેજના વિક્રય કરી સારી સરખી પુંજી પ્રાપ્ત કરવાને લોભે તેણે લીલાવતીને નાનપણથી પોતાની શકિત પ્રમાણે કેળવણી તથા ગૃહવ્યવસ્થાનું શિક્ષણ આપ્યું હતું. લોકો એમ કહેતા કે પોતાના દીકરા કરતાં આ ભાણેજની એ સારી રીતે બરદાસ્ત કરતો તેનું કારણ તેના લોભ હતો, અને એ લોકવાણી ખરી પડી.

લીલાવતીના લગ્ન પ્રસંગ માટે ભવાન ભટ્ટે ચંડપુર ખાતેજ પોતાનો મુકામ રાખ્યો હતો. અને ત્યાંજ લગ્નની બધી વ્યવસ્થા કરી હતી.

નરભેરામના મિત્રવર્ગ તથા સગાંસંબંધીઓમાં તેના લગ્ન પ્રસંગે પૂર્ણ ઉત્સાહ અને આનંદ હતાં. તેઓ સર્વ નરભેરામનું પૂર્વવૃતાંત વિસરી ગયાં હતાં. તેમના દિલમાં તો જાણે આજે પોતાના ઘરનોજ "જીયા વર ઘોડીએ ચઢે છે" એવી લાગણી સાથે ઉમંગ ઉછળી રહ્યા હતો. પરંતુ કોણ જાણે કેમ પણ નરભેરામના મુખપર કંઇ પણ આનંદસૂચક ચિન્હ જણાતું ન હતું. તે તો પોતાના મિત્ર તથા સંબંધીઓ જેમ કહે તેમ જડ યંત્રવત્ પોતાનું કામ કરતો. તેની બધી વૃત્તિઓ લગભગ બ્હેર મારી ગઇ હતી. તેના મગજમાં ન્હોતા સ્વર્ગસ્થ સવિતા સબંધી કોઈ જાતના વિચાર, ન્હોતી રમતી તેના મગજમાં નાનકડી તારા, કે ન્હોતી અણુદીઠી લીલાવતીની કલ્પિત મૂર્તિ ! ત્યારે શું ? પ્રલયકાળ પૂર્વે થતા ગાઢ અંધકાર જેવો અંધકાર તેના હૃદયમાં સર્વત્ર વ્યાપી રહ્યો હતો.

આવી અંધકારમય મનોદશામાં કંઠે પુષ્પમાળા ધારણ કરી, બે હાથમાં શ્રીફળ લઇ, જાણે કંઠે અને હસ્તદ્વયે બેડી પહેરાવેલા કેદીવત્ તે સ્ત્રીપુરૂષોના સાજના સાથે લગ્નમંડપ પ્રતિ ચાલ્યો. વરઘોડો (!) મંડપ નજીક આવી પહોંચ્યો. સ્ત્રી પુરૂષોએ પોતપોતાની જગ્યા લીધી. નરભેરામભાઇને ( મામી ) સાસુએ વિધિસર પોંખ્યો અને તેનો છેડો પકડી બાજઠ પર બેસાડયો.

લગ્નવિધિ શરૂ થઇ. લીલાવતીને માંહ્યરાંમાં લાવવામાં આવી હસ્તમેળાપ થયો. અંતરપટ ખસ્યો, અને ઉભયે એક બીજાનાં દર્શન કર્યાં. આ દર્શન થતાં વેંતજ નરભેરામની વૃદ્ધાવસ્થાના સિમાડામાં પ્રવેશ કરતી કરચલીવાળી ઝાંખી મુખાકૃતિ, શ્વેત વાળ, તેજહીન આંખો, અને પોતાના હાથમાં પડેલો અનાયાસે ધ્રુજતો શીતળ હાથ જોઇ અનુભવી લીલાવતીના મુખચંદ્રનુ સૌન્દર્ય, નયનોનું તેજ અને ચાપલ્ય, શરીરનું સ્થૈર્ય અને મનનું ધૈર્ય જોત જોતામાં ઉડી ગયાં. તેનું અંતઃકરણ ચિરાયુ, આંખમાંથી આંસુઓ ટપકવા લાગ્યાં, ગાત્રો સઘળાં શિથિલ થયાં. હાથમાંથી હાથ છુટયો !

લીલાવતીના દિલના ને દેહના આ પરિવર્તને નરભેરામના મનપરના અંધકારનાં આવરણ એકદમ દૂર કર્યાં. ત્યાં પ્રકાશના કિરણ પથરાયાં: અને તે લીલાવતીના મનોવ્યાપારની તરતજ ઝાંખી કરી શકયો. તે કયાં છે ? શું કરે છે ? અહીં શા માટે બેઠો છે ? તેને અહીં આવી લીલાવતીનો હાથ પકડવાને શો હકક છે ? ઇત્યાદિ પ્રશ્નોની પરંપરા તેના મગજમાં ચાલી આવી. આ બધા મનોગત પ્રશ્નોનો ઉકેલ તેનાથી ન થયો. રૂઢિબદ્ધ સમાજના કેદીથી તેનો ઉકેલ થાય એમ હતુંજ નહિ. પણ મનની આ ગડમથલમાં તેના સ્મૃતિપટ પર તેની પુત્રી તારા ખડી થઇ.

તેને એક જાગ્રત સ્વપ્ન લાગ્યું. જાણે તેણે તારાને ભણાવી ગણાવી મોટી કરી છે. રૂપીયા દશ હજાર લઇ તે એક નિરસ જર્જર પણ ધનવાન પતિ સાથે તેનો વિવાહ કરે છે. સવિતા તેને તેમ ન કરવા બહુએ કાલાવાલા કરે છે પણ તે માનતો નથી. તારા આ બધા વ્યાપારથી તદ્દન અજ્ઞાત છે. દશ

હજારની થેલી લઇ તે પોતે તો લગ્નની વ્યવસ્થામાં ખુબ મશગુલ છે. પછી તારા અને પેલા વૃદ્ધપતિના હસ્તમેલાપ થાય છે. તારા પતિના પ્રથમ દર્શનેજ મૂર્છાવશ થાય છે. તે જોઇ સવિતાનું હૈયું ફાટે છે અને ત્યાંજ તેનો આત્મા દેહત્યાગ કરે છે, આથી લગ્નમંડપમાં હોહાકાર અને ગભરાટ ફેલાઇ રહે છે. બુઢો વરરાજા ગભરાય છે. તારાનો હાથ છોડી ઉઠી જાય છે. આ બધું દશ્ય જોઇ નરભેરામને પણ વસ્તુસ્થિતિનું ભાન થાય છે. તેનું વજ્ર જેવું હૃદય પણ આ આઘાતથી તુંટું તુટું થઇ રહે છે.

અને ખરેખર આ જાગ્રત-સ્વપ્નના દશ્યના આઘાતથી નરભેરામ ત્યાં ઢળી પડતો હતો, એટલામાં પાસે બેઠેલા એક યુવાન બ્રાહ્મણે હથેવાળો છુટી ગયેલો જોઇ, લીલાવતી અને નરભેરામનો હાથ લઇ બોલ્યો:---

"બ્હેન, હથેવાળો બરાબર પકડી રાખો. અને નરભેરામ કાકા! તમે ય કાંઇ નવાજ છો શું! હાથ બરાબર પકડો, નહ તો કોઇ જોશે અને ફજેત થશો." આ શબ્દો નરભેરામના કાનપર પડયા અને તુર્તજ તે જાગૃત થયો.

તેનું સ્વપ્ન ઉડી ગયું. પણ પોતાની સામે પોતાની સ્વપ્નની તારા બેઠેલી છે એમ તેને લાગ્યું. તારા ત્રણ વર્ષની હતી ત્યારે તેણે તેને છેલ્લી જોયેલી, એટલે તેના સ્વપ્ન સંસારમાં લીલાવતીનીજ આબેહુબ મૂર્તિ તારાને સ્થાને દશ્યમાન થતી હતી. નરભેરામ જાગૃત થતાં લીલાવતી અને તારાનો આ ભેદ તે સહસા કળી શકયો નહિ.

ફજેતીની બીકે કે પોતાના મનની સ્થિતિ કોઇ રીતે સમજી ન શકવાથી નરભેરામે લીલાવતીનો હાથ બ્રાહ્મણે કહ્યું તેમ પુનઃ પકડયો. બ્રાહ્મણો બધી લગ્ન વિધિઓ કરી ગયા ખરા, પણ તે સાંભળવાને કે સમજવાને આ બેમાંના કોઇનાં કાન કે મનને જરાયે નવરાશ ન હતી. માત્ર તેમના હાથ અને પગ પરવશ બની તેમની આજ્ઞા પાળતા હતા.

નરભેરામને ભાન તો થયું ખરૂં કે તેણે એક અજ્ઞાન નિર્દોષ અને રંક બાળાનો ભવ બગાડયો છે. પણ હવે તેને માટે તેની પાસે કંઈ ઇલાજ ન હતો. હવે તેને લાગ્યું કે તે સવિતાને ખરો સ્નેહ આપી શકયો નહિ, તેને કોઇ રીતે સુખી કરી નહિ, પોતાની બેપરવાઇ અને અનીતિથી ત્રાસીને તેણે આત્મઘાત કીધો, તારા પણ તેની પાછળ ગઈ. આ બધું યાદ આવતાં તેને બહુજ પશ્ચાત્તાપ થવા લાગ્યો. આજે એ બેઉ માદીકરી જીવતાં હોત તો ! સવિતાને દરેક રીતે સુખી કરત, તેના મનની દરેક અભિલાષા ફલીભૂત કરત, પોતાની કૌટુંબિક ફરજો યથાર્થ બજાવીને તારાને કોઇ લાયક વિદ્વાન રસીક વર જોડે પરણાવત, ઇત્યાદિ કલ્પનાઓ કરવા લાગ્યો. પણ તે માત્ર કલ્પનાઓજ હતી. રાંડયા પછીનું ડહાપણ હતું.

આમ છતાં તેના મગજમાંથી તારા ખસી નહિ. ઘડીકમાં ત્રણ વર્ષની તારા રમતી રમતી તેની પાસે આવતી; ઘડીકમાં તેની સ્વપ્ન ઘટનાની મોટી તારા તેની સમીપ શરમાળ વદને આવી ઉભી રહેતી.

સગાં સંબંધી તથા આડોશીપાડોશી મારફતે લીલાવતીએ સવિતા અને તારા સંબંધી બધી હકીકત જાણી લીધી હતી. " સવિતાએ ગાંડાઇથી આપઘાત કર્યો અને છોકરીને નદીમાં ફેંકી દીધી; કેટલી બધી મૂરખ ! બિચારા નરભેરામને કંઇયે સુખ ન આપ્યું " એવી એવી વાતો કરી નરભેરામનું કલંકિત ચારિત્ર્ય લીલાવતીથી છુપું રાખવા તેનાં સગાંઓ યુક્તિપુર્વક પ્રયત્ન કરતાં. સંસારપ્રપંચથી અજ્ઞાન આ ભોળું પંખી આ બધાં વાક્ચાતુર્યનાં ઉંડાણમાં ઉતરવા પ્રયત્ન કરતું નહિં. પણ સવિતા અને તારાની છબીઓ તેણે જોઇ હતી અને તેનું દિલ અનાયાસે એ બેઉ માદીકરીની પ્રભાવશાળી મુખાકૃતિ પર આકર્ષાતું. તેમનું કરૂણ વૃત્તાંત સંભારી તેનું દિલ ઘણું ભરાઇ આવતું. અને તેમની કરૂણ ઘટના માટે નરભેરામનેજ દોષ આપ્યા વિના તેનાથી રહેવાતું નહિ.

લીલાવતી સાસરે આવી ને બીજે દિવસે સાંજરે લગ્નોત્સવ મ્હાલવા

આવેલાં સગાં સંબંધીઓ સૌ પોતપોતાને ઘેર વિદાય થયાં, અને લીલાવતી એકલી પડી. આ એકલવાઈ સ્થિતિમાં એને ઘરમાં ક્યાંઇ ગમ્યું નહિ. ઘરની દરેક વસ્તુ તેને પરાઇ લાગી. કોઈ પણ ચીજમાં તે પોતાપણું આરોપી શકી નહિ. માત્ર તારા અને સવિતાની છબીઓ તરફજ તેની સહૃદયતા ગઇ. મનનાં ઉદ્વેગ અને મુંઝવણને શમાવવાને આ બેઉ છબીઓ દીવાલેથી ઉતારી પોતાના ઓરડામાં લઇ ગઈ, અને તેમની સાથે જાણે આંખથી કે હૃદયથી વાતો કરતી હોય એવી ચેષ્ટા કરવા લાગી.

તેની આંખોમાંથી અશ્રુધારા વ્હેવા લાગી, અને તે તેના ખોળામાં પડેલી છબીઓના કાચ ઉપર રેલાતી હતી. લીલાવતી ઘડીક તે બંને છબીઓને પોતાના કરકમળથી પંપાળતી તો ઘડીકમાં તેમને ચુંબન દેતી, અને તેની સાથે વાત કરતી.

"સવિતા ! શું તું મારી શોકય થાય ? નહિ, નહિ. મને તારી શોકય જેવી ગણીશ માં, " હું તો આ તારી તારા જેવીજ છું. નિર્દોષ છું. તારે સ્થાને હું લાયક નથી. અને આ સ્થાન મને પ્રિય નથી ! હું ઇચ્છું છું તારી કને આવવા. અને તારી માફી માંગવા ! શું તું મને નહિ તેડે ? તારી તારાને તેડી ગઇ તો મને કેમ નહિ તેડે ?

" હું મા બાપ વિનાની, વનવગડાના પશુ જેવી ! જ્યાં મને હાંકી મૂકી ત્યાં હંકાઇ આવી ! એમાં મારો શો દોષ ! અરે ! મારે કોઈ મા નથી ! પણ તેની મને કંઇયે ઝંખના થતી નથી ! પણ કોણ જાણે કેમ પણ ઓ સવિતા ! મારૂં દિલ તારી તરફ ખેંચાય છે. મારે ભાઇ નથી, બ્હેન નથી, પણ આ તારા જાણે જીવતો હોય તેમ એને રમાડવાનું બુચીઓ દેવાનું મન થઇ આવે છે. "

"બોલ, બોલ, સવિતા ! તને શું દુઃખ પડયું હતું ? તેં કેમ આત્મઘાત કીધો ? વળી આ મધુરી તારાનેયે તેં નદીમાં કેમ ફેંકી દીધી !

બિચારી એણે તે શું પાપ કીધાં હતાં ! એનેયે શું દુઃખ હતું ? કહે, કહે, સવિતા ! " આમ ઉન્માદી બની લીલાવતી બકતી હતી.

બાજુના ઓરડામાં નરભેરામ હીંચકાપર એકલોજ બેઠો હતો. તેના કર્ણપટ પર લીલાવતીનો આ એકાંતિક સંવાદ જઈ અથડાયો. પળવાર પછી કંઇ ફુટયાનો અવાજ સંભળાયો. તે ચમકયો. ઉઠીને લીલાવતીના ઓરડાના દ્વાર નજીક જઇ ઉભો. જુએ છે તો લીલાવતી સવિતા તથા તારાની છબીઓની ફ્રેમો ભાંગીને તેમને પોતાના ઓષ્ઠામૃતથી ન્હવડાવી રહી હતી. આ દૃશ્યે નરભેરામને આશ્ચર્યમૂઢ કર્યો.

લીલાવતી પુનઃ એ બેઉ છબીઓને પોતાના હાથમાં ઉંચે ધરીને અનિમિષ નયને નિરખી રહી અને તેમની સાથે હાસ્ય કરી રહી.

સવિતા તારા અને લીલાવતીની મુખમુદ્રાઓ પ્રતિ નરભેરામની દૃષ્ટિ અકસ્માત પડતાં તેને એ મુખત્રયીમાં કંઈ સાદૃશ્ય જણાયું. લીલાવતીનો એકાંતિક સંવાદ તેના મસ્તિષ્કમાં હજી ગુંજી રહ્યો હતો. એટલામાં આ મુખત્રયીનું સાદૃશ્ય અનુભવી તેના હૃદયનું અગમ્ય મંથન શરૂ થયું.

તે દિગ્મૂઢ જેવો પોતાના ઓરડામાં પાછો આવ્યો, અને પથારીમાં ઢળી પડયો. લગ્નમંડપમાં બનેલી સત્ય તેમજ સ્વપ્નમય ઘટના તેના સ્મૃતિપટ પર ચિતરાવા લાગી. સત્ય ઘટનાની લીલાવતી, અને સ્વપ્નમય ઘટનાની તારા, એ બેઉનું સાદૃશ્ય, લીલાવતીની છબીઓ સાથેની ચેષ્ટા, તેનો એકાંત સંવાદ, ઇત્યાદિ પરંપરા ફરી ફરી તેના મગજમાં પ્રવેશી તેના હૃદયને વલોવી નાંખતી હતી.

આ દૃશ્ય અલોપ થયું. અને તેની જગ્યા નદી કિનારે પડેલું સવિતાનું શબ અને ગામ લોકની પંચ એ ભૂતકાળની ભુલાયલી ઘટનાએ લીધી.

સવિતાની નિર્જીવ કાયા જાગ્રત સ્વપ્નાવસ્થામાં અનુભૂત થતાં નરભેરામખરેખર હૃદયફાટ રૂદન કરવા લાગ્યો. સવિતા માટે આટલે વર્ષે તેનું હૃદય પીગળ્યું સવિતાના શીત શબ સાથે તે વળગી પડતો હોય તેમ પથારીમાં પડેલા ઓશીકાંઓ સાથે બાથ ભીડતો, એટલામાં તારા યાદ આવી! તેના મગજપર ઘેલછા પુરેપુરી વ્યાપી ગઇ હતી. તે જાણે પંચને સંબોધીને કહેતો હોય તેમ બોલવા લાગ્યો કેઃ—

"ના. ના. મારી તારી મરી ગઇ નહિ હોય, તે જીવતીજ હશે. આમ તેમ નદી કાંઠે રમતી હશે. હું તેને હમણાં શોધી લાવું છું. સવિતા તેને નદીમાં ફેંકી દે એવી નિષ્ઠુર ન હતી. તે જીવતીજ હશે. પેલી દેખાય છે! હું આ હમણાંજ લઇ આવું છું." આમ ઉન્માદાવસ્થામાં બકતો બકતો પહેરેલાં ધોતીયાં તથા પહેરણ સાથેજ ઘરનાં બારણાં ઉઘાડી તે બ્હાર નીકળ્યો, અને અંધારી રાત્રિમાં લાંબી લાંબી ફાળો ભરતો તે નદી તરફ ચાલ્યો.

બીજે પ્રાતઃકાળે નરભેરામ ઘરમાં નહતો. તેની પથારી અસ્તવ્યસ્ત પડેલી જોઇ લીલાવતીને કંઇક શંકા ગઈ, પણ તેની પ્રવૃત્તિમાં તે કંઇયે રસ લેતી ન્હોતી એટલે આ શંકા તેના મગજમાં વધુ વખત રહી નહિ. નરભેરામ રાત્રે ઉન્માદાવસ્થામાં ચાલી નીકળ્યો હતો તેની પણ લીલાવતીને ખબર નહતી.

આઠ નવ વાગવા આવ્યા પણ નરભેરામ જણાયો નહિ. તેના કેટલાક મિત્રો તથા બીજાઓ કામ પ્રસંગે તેને મળવા આવ્યા પણ લીલાવતી તેમને ચોકસ જવાબ આપી શકી નહિ. મિત્રોએ જાણ્યું કે તે બ્હાર કામે નીકળી ગયો હશે, પણ પાઘડી અંગરખો તો ખીંટીએજ પડ્યાં હતાં અને પગરખાં પણ પરશાળમાંજ હતાં. એટલે તેમની એ ધારણા પણ ખોટી હતી એમ તેમને તરત જણાયું. એટલામાં ભવાનીશંકર ભટ્ટ કંઇક ચિંતાગ્રસ્ત સ્થિતિમાં ત્યાં આવ્યો. લીલાવતીની ખબર પૂછી અને નર

ભેરામ સંબંધી પૃચ્છા કરી. પણ લીલાવતીએ એ બંનેનો કંઇ પણ ઉત્તર આપ્યો નહિ. મળવા આવેલા મિત્રો તથા ભવાનીશંકર કેટલોક વખત નરભેરામની માર્ગપ્રતીક્ષા કરતા ચુપચાપ ઓટલે બેઠા.

ભવાનીશંકરના મગજમાં કોઇ વિચારના તરંગો ઉઠતા હતા એમ તેની ચિંતાગ્રસ્ત અને બેબાકળી મુખાકૃતિ અને ઉંડા ઝડપી શ્વાસોચ્છવાસથી ફુલતાં મોટાં પ્હોળાં નસ્કોરાં ઉપરથી સમજાતું હતું. એક પછી એક લોકો સહજ ત્યાં એકઠા થતા ગયા. સામેના ઘરની એક વૃદ્ધ બાઇએ પૂછ્યુ કે " કેમ, હજી નરભો નથી આવ્યો ! ક્યાં ગયો હશે એ ! રાતના મેં એનાં બારણાંનો ખડખડાટ એક બે વખત સાંભળ્યો હતો ખરો. એજ બ્હાર ગયો હશે ! પાછો પરણ્યો તોયે મુઓ હજી છંદ છોડતો નથી તો !." આમ કુશંકા લાવી, મોં મરડાવી ડોશી પોતાનાં ઘરમાં ચાલી ગઇ.

એટલામાં રાતના ' રોન ' ( રાઉન્ડ ) ફરતો એક સિપાઇ કંઇ નરભેરામવાળા ફળીયામાં .થઇને જતો હતો. તે ઉપરોક્ત ડોશીના શબ્દોથી સમજ્યો કે નરભેરામની શોધ થાય છે. એટલે તેણે કહ્યું—" નરભેરામ-ભાઇ નથી ? રાતના બે એક વાગે મેં તેમને પેલા ભટ ફળીઆના એક ઘરમાંથી નીકળતા જોયા હતા. માથે કાંઇ હતું નથી. મેં એમને પૂછ્યું પણ હતું કે ' કોણ નરભેરામભાય કે ! આટલી રાતે આં કાંથી !' ત્યારે તેમણે જવાબ દીધો કે ' જરા કામસર. " સિપાઇએ જાણતો હતો એટલું બધુંજ એકદમ કહી દીધું.

" પછી એ ત્યાંથી ગયા ક્યાં ? " એક પુરૂષે પ્રશ્ન કર્યો.

" મારા હમજવા પ્રમાણે તે ઘણું કરીને આ ફરીયામાંજ પાછા દાખલ થીયા તા. " એટલું કહી તે ચાલતો થયો.

" ભટ્ટ ફળીઆમાં તો ભવાનીશંકર તમો રહોછોને ! ત્યારે નરભે-રામ તમારે ત્યાં આવેલા હતા ? " એક માણસે ભવાનીશંકરને સ્વાભા-વિક પ્રશ્ન કર્યો.

ભવાનીશંકર કંઈક ગુંચવાયો, તેના શ્વાસોચ્છવાસ રૂંધાયા પણ હિંમત લાવી બોલ્યો કે " ના રે ભાઇ! મારે ત્યાં અંધારી રાતે શું કામ આવે? અને આવ્યા હોય તો હું કહું નહિ! હું તો...આજે...બામણગામ જવાનો હતો....એટલે ભટ્ટજી તથા લીલાવતીને અમસ્તો મલી જવા આવ્યો હતો. હું ગામમાં નરભેરામની તપાસ કરૂં છું. આટલામાંજ હશે, જાય ક્યાં!" એમ કહી ભવાનીશંકર ત્યાંથી સફાળો ઉઠી ચાલતો થયો.

આમ નરભેરામની ભાળ લાગી ન લગી. કેટલાકોને ડોશીના માર્મિક શબ્દોમાં સત્ય લાગ્યું, અને નરભેરામ વિશે કુશંકા કરવા લાગ્યા. તેમાં વળી પેલા સિપાઈની સાક્ષીએ તેમની શંકાને કંઇક મજબુત કરી. વળી એજ સિપાઈના શબ્દો ઉપરથી કેટલાકને એવી પણ શંકા ગઇ કે ભવાનભટ્ટ નરભેરામ સંબંધી કંઇક જાણે છે અને એ વાતમાં કંઇક ભેદ હોવો જોઇએ. નરભેરામ જરૂર રાતરે તેને ત્યાં ગયેલો હોવો જોઇએ.

" હું પેલા સિપાઇને પૂછીને નરભેરામ ક્યા ઘરમાંથી નીકળ્યા હતા તેનો તપાસ કરી આવું." એમ કહી એક યુવાન ચાલ્યો. " જે હશે તે જણાશે. આટલામાંજ હશે તો જમતી વખતમાં તો આવી રહેશે. " એમ વિચારી બાકીના સર્વ લોક વેરાયા.

લીલાવતીએ જાણે તેને આ સંસારનું કંઇપ લેપન નથી, તે સંસાર પિંજરમાં પુરાયલી છેજ નહિ, એવી વિરક્ત ભાવનાથી બ્હાર શું ચર્ચા ચાલે છે તે જાણવાની પણ દરકાર કરી નહિ. તે પોતાના ખંડમાં જઇ પોતાના મનોવ્યાપારમાંજ તલ્લીન બની હતી.

મધ્યાહ્ન થયો. જે યુવક પેલા સિપાઇ કનેથી પુરી બાતમી મેળવવા ગયો હતો તે સમાચાર લાવ્યો કે " નરભેરામ રાત્રે ભવાનભટ્ટના ઘરમાંથીજ નીકળ્યા હતા એની હું ખાતરી કરી આવ્યો છું. પણ ભવાનભટ્ટ તો આપણી પાસેથી ઉઠી ગયા કે તરતજ પોતાના કુટુંબ સાથે પોતાને ગામ પલાયન કરી ગયો છે. જરૂર દાળમાં કાંઇ કાળું છે. " આ સાંભળી

કેટલાંક સ્ત્રી પુરૂષો નરભેરામ ઘેર આવ્યો કે નહિ, અને નહિ આવ્યો હોય તો લીલાવતી આ ઉંડા ભેદ સંબંધી કાંઇ જાણે છે કે કેમ એની તપાસ કરવા ત્યાં પાછાં આવ્યાં. ઘરમાં જઇ જોયું તો કોઇ જણાયું નહિ. સર્વત્ર શાંતિ હતી. લીલાવતી દેખાઇ નહિ. સ્ત્રીઓ ઘરના દરેક ખંડમાં તપાસ કરતી કરતી લીલાવતીના ખંડમાં આવી જુએ છે તો લીલાવતીની નિશ્ચેષ્ટ, નિર્જીવ કાયા પથારીમાં ચત્તોપાટ પડી હતી તેના વક્ષઃસ્થળપર પડેલા એક હાથની મુષ્ટિમાંથી મ્હોટા કાળા અક્ષરે લખેલો એક લાંબો પત્ર ફરફર કરતો ઉડી જવા મથતો હતો.

( ૧૦ )

નરભેરામની રાહ જોતા ગામ લોકો જ્યારે બ્હાર ઓટલે બેઠા ચર્ચા કરતા હતા ત્યારે લીલાવતી પોતાના ઓરડામાં સવિતા અને તારાની છબીઓ સાથે આગલી રાતના જેવીજ ચેષ્ટા કરી રહી હતી. આ સંસારમાં આ બે નિર્જીવ છાયાકૃતિ સિવાય તેનું અન્ય કોઇ સ્નેહીજન નહતું એમજ તે માનતી હતી અને તેથી બહાર શું ચાલે છે તેનું તેને ભાન પણ નહતું.

ઘડીકમાં તે આ છબીઓ સાથે વાત કરતી હસતી અને એ છબીઓને પણ હસતી અનુભવતી. ઘડીકમાં તે શોકાર્દ્ર થઇ રડતી અને છબીઓ પણ રડતી હોય એમ તેને લાગતું. ઘડીકમાં તારાની છબીને રમાડતી અને ચુમીઓ દેતી. આવી ચેષ્ટા કરતાં કરતાં તેની દૃષ્ટિ તેના બિછાનાના પગ આગળ પડેલા એક કાગળના પાકીટ પર પડી. તેણે ઉત્કંઠાથી તે હાથમાં લીધું. પાકીટ પર લખેલા અક્ષર વાંચ્યાઃ—" ચી૦ તારા ઉર્ફે લીલાવતી."

આ શબ્દો વાંચતાંજ લીલાવતી ચમકી. તેના હાથ ધ્રુજવા લાગ્યા, તેનું વક્ષઃસ્થળ ધબકી રહ્યું, રોમાંચ ખડાં થયાં, પગ જમીન પર ટકી ન શક્યા અને તે પથારી પર પડી. " ચી૦ તારા ઉર્ફે લીલાવતી " આ શબ્દો તેના હૃદયનું અજબ મંથન કરી રહ્યા. થોડીક પળ પછી લીલાવતી

મનને કંઇક સાવધ કરી બેઠી થઈ. કુબ્જને હાથે તે પાકીટ ફાડ્યું. પત્ર ઉઘાડ્યો. અધીર નયનોથી અને ધબકતે હૃદયે નીચે મુજબ તે પત્ર મનોગત વાંચવા લાગી:—

મારી પ્રિય પુત્રી !

આજ સુધી મેં એમજ માન્યું હતું કે મારી પુત્રી આ પૃથ્વીપટ પર નથી. અને તું પણ એમજ જાણતી કે તારો પિતા જીવતો નથી. હા ! તારી માતા તને આ વિચિત્ર સંસારનું વિચિત્ર જીવન અનુભવવા જીવતી મૂકી ગઇ. અને તારા ભોગે મારો આત્મોદ્ધાર કરતી ગઇ. તેના આત્મઘાતનો હુંજ દોષિત છું. અને તારા જીવનનેયે ધૂળ કરનાર પણ હુંજ તારો પાપી પિતા છું. લોકદષ્ટિએ તારૂં જીવન કલંકિત થયું કહેવાશે પણ પરમાત્માએ તારૂં જીવન પવિત્ર રાખવાનો સંકેતજ કર્યો હતો. નહિ તો જીંદગીભર પાપાગારમાં સબડતા આ કીડાને પાપકર્મની હદ ઓળંગતાં ઓળંગતાં એ ગાઢ અંધકારમાં એક વિજળીના ઝબકારા પેઠે પોતાના કુકર્મનું ભાન ક્યાંથી થાય ? લીલાવતી ! નહિ, નહિ, મારી પુત્રી તારા! તું તારા છે, લીલાવતી નથી, ભવાનભટ્ટની ભાણી નથી, પણ નીચ નરભેરામની અને સદ્ગુણી સવિતાની પવિત્ર પુત્રી છે. આ ભેદ જાણી તું ચમકીશ નહિ. ગભરાઇશ નહિ. પણ ધૈર્યથી તારા પાપી પણ પોતાના અંતકાળે પરિતાપ કરતા પિતાને સાંભળી લેજે.

મારાં આગલાં જીવનનાં કાળાં કૃત્યોપર તો હું પડદોજ નાંખીશ. તે યાદ કરતાં મારૂં હૈયું હવે તો ચીરાઇ જાય છે. તે તારે જાણવું હોય તો જગત તને ખુશીથી કહેશે.

ઇશ્વરનો સંકેત હતો અને છે કે તને પૂર્ણ પવિત્ર રાખીને અને આ અકલ્પ્ય, અસહ્ય પરિસ્થિતિમાં મૂકીને મારી તેમજ મારા જેવા આ સંસારના અનેક—પુત્રીતુલ્ય નિર્દોષ બાળાઓના ભવ બગાડનારા—અંધ સંસારિઓની શુદ્ધબુદ્ધ ઠેકાણે લાવતી. આ ઇશ્વરી સંકેતથીજ મારા સ્વચ્છંદી જીવનના અંતે મારી માનસિક સ્થિતિનું અગમ્ય પરિવર્તન થવા

માંડ્યું. મારા મનોરાજ્યની અવ્યવસ્થામાં પ્રપંચી સંસારીઓએ સ્વાર્થ સાધ્યો. ખુનામરકીમાં તારા જેવી નિર્દોષ બાળાનો ભોગ લેવાયો. અને અંધકારમાં હું મારૂં વ્યક્તિત્વ ભૂલી ગયો.

પવિત્ર અને નિર્દોષ જનોના ભોગથી અને વ્યક્તિત્વના વિસ્મરણથી પ્રજાપીડક અને ક્રૂર મહારાજ્યોનો પણ ક્રાન્તિના કાળ પછી ઉદ્ધાર થાય છે એમ મેં ઘણી વાર સાંભળ્યું છે, તો મારી મનોવૃત્તિનો ઉદ્ધાર નહિં થાય!

મારા આ ગાઢ અંધકારમાં લગ્નની વેદી પર તારૂં બલિદાન દેવાતું જોઇ મારી તારા તારી મદદે આવી. અરે! તુંજ તારી મદદે આવી. તુંજ મારી તારા હતી, એટલે સ્વાભાવિક તારી માતાનાં મુખદર્શન થતાં તારા હૃદયમાં માતૃપ્રેમની ઉર્મિઓ ઉછળી રહી. તારા તરીકે તારી મુર્તિ મને ચેતાવવા આવી તોયે હું પુરેપુરો ચેત્યો ન હતો. હજી અંધકારનો પટ દૂર ન્હોતો થયો.

પણ એટલામાં એ અંધકારમાં તારી સદ્‌ગત માતા જોડેની તારા હાસ્યરૂપ વીજળી ઝબુકી અને તમારી મુખાકૃતિનું સાદૃશ્ય નિહાળી મારૂં મન શંકિત બન્યું, સત્ય શોધવા મથી રહ્યું. મારા અંધકારમય હૃદયાકાશમાં હું ફક્ત તારાજ જોતો હતો. એ તારાને શોધવા રાતોરાત હું બ્હાર નીકળી પડયો. તારા પાછળ હું ઉન્મત્ત બન્યો હતો. નદી કાંઠે જઇ તારાને હાંક મારી, પણ તારા ક્યાંએ બોલી નહિ કે દેખાઇ નહિ. શીતળ પવનના સ્પર્શથી મગજ કંઇક શાંત થયું. "શું લીલાવતી તેજ તારા ન હોય! ભવાનભટ્ટને તે અનાથ સ્થિતિમાં મળી આવી હોય અને પૈસા ખાવાના લોભે એ પાપીએ બધું છુપું રાખ્યું હોય" એવી શંકા આવતાં હું ઉન્માદાવસ્થામાંજ ભવાનીશંકરને ઘેર દોડયો. તેને ઉંઘમાંથી ઉઠાડી, સમજાવી, સતાવી, દમ ભીડાવી સત્ય કહેવાની ફરજ પાડી. તેણે માની દીધું. "મને કોઇ બ્હેન છે નહિ, તેમ લીલાવતી કોની છોકરી છે તે પણ હું જાણુતો નથી. પણ તે ત્રણેક વર્ષની હતી તે વખતે એક સવારે તેના ગામનો એક માછી એ છોકરીને મારી કને લઇ આવ્યો.

માછીએ કહયું કે તે માછલાં પકડવા જાળ નાંખી નદીમાં ઉભો હતો ત્યારે એક હોડકું ત્યાં તરતું તરતું આવી તેની જાળમાં ભરાયું. હોડકામાં કોઇ જોવામાં ન આવ્યું. તે માછી તે હોડકાં પાસે ગયો. ત્યાં જઇ જોયું તો એક છોકરી તેમાં ઉંઘતી સુતી હતી. માછીએ એ છોકરીને જાગૃત કરી અને બ્હાર કાઢી. આ છોકરીને બચાવી તો ખરી પણ હવે તેનું શું કરવું તે સંબંધી માછી મુંઝાયો. તેના રૂપ ઉપરથી તેણે ધાર્યું કે તે કોઇ ઉંચી ન્યાતની હોવી જોઇએ. તેમ ધારી તેને તે મારી પાસે લઇ આવ્યો અને આ બધી વાત કરી.

હું તો પહેલો નહોતો રાખતો. પણ પછી છોકરી દેખાવડી તેમજ દિલ હરનારી જોઇ એટલે મેં માછીને થોડાક પૈસા આપી આ વાત છુપી રાખવાનું વચન લીધું. પછી મેં એને ભાણી તરીકે મારા ઘરમાં રાખી, ઉછેરી ભણાવી ગણાવી અને પરણાવી." ભવાનભટ્ટના કહેવાનો આ સાર હતો. હું તરત પામી ગયો કે લીલાવતી તેજ તારા, અને તારા તે તુંજ. સવિતાએ નદીમાં પ્રાણાર્પણ કરવા અગાઉ તને હોડકામાં બેસાડી હશે, અથવા તમે બેઉ સાથે હોડકામાં બેસી આગળ ગયાં હશે અને સવિં તાએ નદીમાં—તને હોડકામાં રાખી—નંખાવી દીધું હશે એમ સહજ અનુમાન થઇ શકે છે. એ રીતે સંસારનું મત્સ્ય માછીની જાળમાં સપડાઇ પાછું સંસારમાં આવ્યું.

હું ત્યાંથી નીકળ્યો. પણ મારે જવું ક્યાં ? આ સંસારમાં મારૂં સ્થાન ક્યાં છે ? તારા જેવી પવિત્ર નિર્દોષ પુત્રી આગળ જીવતો જાગતો છતો થવાનો મને અધિકાર નથીજ. હું તારા પિતાનો દાવો કરી શકતો નથી; પણ તારો એક મહાન અપરાધી છું. તારો, તારી સ્વર્ગસ્થ માતાનો, સંસારનો, પ્રભુનો, અરે સર્વનો અપરાધી મહા અપરાધી એવો હું, આ દુનિયામાં તેમજ બીજી દુનિયામાં સ્થાનભ્રષ્ટ થયોછું.

પરંતુ અંતકાળે દિલનો એકરાર કરવા પશ્ચાત્તાપનો અગ્નિ પુરો પ્રજાળવા, અને તારી પવિત્રતા તથા નિર્દોષતા જગત સમક્ષ સિદ્ધ કરવા

બ્હીતે બ્હીતે ચોરની પેઠે, છેલ્લી વાર ઘરમાં દાખલ થયો અને આ પત્ર લખ્યો તારાં ચરણે ધરવા.

અને મારૂં આ છેવટનું વસીયતનામું. તું મારી પ્રિય પુત્રી તારા! આ ઘરની દોલતની માલીક તુંજ કે એમાં મારૂં કંઇ નથી. મેં તો મેળવ્યું તેના કરતાં ખોયુ વધારે. એની વ્યવસ્થા તથા ઉપયોગનો સર્વ અધિકાર તારો-સવિતાના નિર્દોષ પુત્રીનો.

હવે હું જાઉં છું તારી માતાની પાછળ-એજ લીલા નદીને માર્ગે. આ જગતમાં મારે માટે સ્થાન નથી. હું જેનો જેનો અપરાધી છું તે સર્વની ક્ષમા યાચતાંયે મારાં પાપ ધોવાય એમ નથી. ન્યાયી પ્રભુ પાસે ન્યાય માંગવાનો હક રહ્યો નથી. પણ લીલા અને સવિતા ઉભયનાં દિલ વિશાળ છે ત્યાં તો મને સ્થાન મળશેજ. અસ્તુ.

પાપી અને અપરાધી પિતાના આશીરવાદ પહોંચતા હોય તો

નરભેરામના આશીરવાદ.

પત્ર વાંચી રહેતાં લીલાવતી—તારાનું હૃદય ભરાઈ આવ્યું. આ કલ્પનાતીત પણ સત્ય સ્થિત્યંતર અનુભવી તે દિગ્મૂઢ બની. તેની દૃષ્ટિ પત્ર પર સ્થિર ચોટી રહી. તે મનોગતજ બોલવા લાગીઃ—

" લોકની નજરે પતિ તરીકે ગણાતા નરભેરામ મારા પિતા? શું ત્યારે આ મધુરી સવિતા મારી માતા? અને આ પત્ર નરભેરામે—મારા પિતાએ લખ્યો છે! ત્યારે શું તે ગયાજ! કહે, કહે, સવિતા!" તે ઉઠી અને સવિતાની છબી હાથમાં લઇ બોલવા લાગી " શું તું મારી ખરે-ખરી જનેતાજ! અને આ બચુકડી તારા તે હુંજ! ત્યારે શું હું પેલા ભવાનભટ્ટની ભાણેજ નહિ? હું તેની ભાણેજ નહિ તો નરભેરામની પત્ની પણ નહિ! હું તારી પુત્રી! નરભેરામની પુત્રી! કહે, કહે, મારી વ્હાલી મા! કહે, સાચું શું છે! મને કંઇ સમજ નથી પડતી. પિતા

સાચા કે જગત સાચું ! તું તો ગર્ભજ છે ! પિતાએ ગયા ! ત્યારે હું અહીં કોને આશરે ! ઓ ! આ ભુંડા જગતને આશરે ? જે જગતે તને આશરો ન આપ્યો, પિતાને સન્માર્ગ ન બતાવ્યો, તે જગત મને કેમ નિભાવશે ? પણ, અરે ! હું જગતનો દોષ શા માટે કાઢું ! દોષ મારા ભાગ્યનો ! ” આમ બોલી થોડીક પળ તારા વળી શાંત રહી. તેના મનમાં અનેક વિચાર-તરંગો ઉછળી રહ્યા. સત્ય શું, આ તે જાગૃત કે સ્વપ્ન, એની ધડભાંગમાં એનું મન હચમચી રહ્યું. “ જગત્ પિતાનો આ એકરાર નહિ કબુલે. જગતની નજરે હું લીલાવતીજ રહેવાની ! તારા તો કે દિની લીલા કરી ગઇ. લોકને તારા કે લીલાવતીની પરવા નથી. તેમને તો દીકરી વેચી બાપને પરણાવવી છે ! જગત પવિત્ર હો કે પાપી હો ! પણ, લીલાવતી ! તારા, તમારે માટે ત્યાં સ્થાન નથી. લીલાવતી-નરભેરામની વિધવા ! તારા-પાપી સ્વચ્છંદી પિતાની પુત્રી ! જગત તમને નહિ સઘરે ! અહા, આ અસહ્ય સ્થિતિ ! આ અસહ્ય જીવન ! ઓ મારી મા ! એ નહિ નિભાય ! ઓ મારા પ્રભુ ! હવે ન જીવાય ! ” તારા એકદમ પથારી પર ઢળી પડી. તેનું હૃદય ભરાઇ આવ્યું. મગજ ભમવા લાગ્યું. શરીર કંપવા મંડયું. હાથમાં રહેલા પત્ર સાથેજ તેની મુઠ્ઠીઓ વળી. એક કંપ આવતાં તે બેભાન થઇ. આ બેભાન સ્થિતિમાંજ “ ઓ, મા ! ઓ, પ્રભુ ! ” કહેતી કહેતી તેની સુકુમાર દેહ ઉછળી, પાછી પથારીમાં પડી. તેનું ચૈતન્ય ઉડી ગયું, ઉષ્ણતા શમી ગઇ, આત્મા વિસર્જન થયો. ઇતિ ઓમ્

\+ \+ \+ \+

આ વાર્તાનું વસ્તુ માત્ર કલ્પનાજનક છે. અને કન્યાવિક્રયનો ક્રૂર રિવાજ મનુષ્યને અમુક સંજોગોમાં કેવા અધમ માર્ગે ખેંચી જાય છે એ બતાવવાનો માત્ર હેતુ છે. તથાપ જ્યારે આ સંકળના કલ્પના પટપર રમતી હતી ત્યારે એવું માનવામાં નહોતું આવતું કે આવો અધમ પ્રસંગ આ હિંદુ સંસારમાં ક્યાંક બન્યો હશે.

પણ કેટલાક વખત પર વર્તમાનપત્રોમાં એક એવા સમાચાર પ્રસિદ્ધ થયા હતા કે મારવાડમાં એક ગૃહસ્થ મા વિનાની પોતાની એકની એક

પુત્રીને તેના મામાના આશ્રયે મુકીને ધંધાર્થે વિદેશ ગયો. ત્યાં ઘણાં વર્ષ રહ્યો. દરમ્યાન છોકરીના મામાએ પોતાની ભાણેજ મરી ગયાના ખોટા સમાચાર પોતાના બનેવી એટલે તે કન્યાના બાપને આપ્યા.

પત્નિ તથા પુત્રી સ્વર્ગવાસ થતાં પેલા ગૃહસ્થનો સંસાર શુન્ય થયો એટલે તેણે કેટલાક વખત પછી સ્વદેશ પાછા આવી ફરીથી પરણવાનો વિચાર કર્યો. અને એ વિચાર પોતાના સાળાને જણાવ્યો. તેણે પોતાની ભાણેજને અમુક ગૃહસ્થની છોકરી તરીકે ઓળખાવી અને એક મોટી રકમ લઇને તે કન્યાને તેના બાપ સાથેજ પરણાવી દીધી. આ ભેદ પાછળથી ફુટયો અને ખટલો કોર્ટે ગયો, પણ પછીથી શું થયું તે સમાચાર જાણ્યામાં નથી આ સમાચાર ખરા હો વા ખોટા હો, પણ એવા પ્રસંગો બનવા અસંભવિત નથી. ઘરડે ઘડપણ પરણવાની લાલસા અને પૈસાનો અનીતિમય લોભ, અને એ લાલસા તથા લોભને પોષણ આપનાર વિક્રય જેવા રિવાજો સમાજને અધમ માર્ગે ખેંચી જાય છે તેનું આ એક હૃદયદ્રાવક દૃષ્ટાંત છે. શું આ અધમ લાલસા, આ નીચ લોભ, અને આવા ક્રૂર રિવાજોથી સમાજ હજી એ મુક્ત નહિ થાય !



# ચંદ્ર—જ્યોત્સ્ના.

(૧)



ગુજરાતના હવાખાવાના સ્થાનોમાંના એક, ભીમપુર-ડુમસના સમુદ્ર કિનારે ગ્રીષ્મ ઋતુના સંધ્યાકાળે શીતળવાયુ ત્વરિત ગતિથી વાઇ રહ્યો છે. ભગવાન સૂર્યનારાયણ ધીમે ધીમે અસ્તાચળ પ્રતિ ગમન કરે છે. સમુદ્રનાં મોજાઓ જાણે કિનારે ટોળે થયલા જનસમૂહને યુદ્ધ કરવાનું આહ્વાહન દેતાં હોય એમ જોસભેર ઉછાળા મારતાં કિનારા તરફ આગળ ધસ્યાં આવે છે. પ્રવૃત્તિમાંથી અલ્પકાળ માટે નિવૃત્તિ લેવા, રોગોથી મુક્ત થવા, અથવા ઉન્હાળાની છુટી આનંદથી ભોગવવા આવેલાં, દુરદુરનાં પ્રવાસીજનો એક પછી એક સમુદ્ર કિનારે એકત્ર થતાં જાય છે.

પ્રવાસી જનોમાં સ્થાનિક નવાબ સાહેબના કેટલાક મિત્રરાજાઓ, મુંબઇ અમદાવાદ વિગેરેના વેપારીઓ, કૉલેજના પ્રૉફેસરો, તેમજ વિદ્યાર્થિઓ, હિંદુ, પારસી, જૈન, મુસલમાન, વિગેરે ભિન્ન ભિન્ન ધર્મના, ભિન્ન ભિન્ન વર્ણના અને જુદા જુદા ધંધાવાળા નજરે પડે છે. બાંકડા ઉપર સ્ત્રી પુરૂષોનાં કેટલાંક યૂથ વાયુની શીતળ લહરીમાં હાસ્યમય ગોષ્ટિ કરતાં બેઠાં છે, જ્યારે કેટલાંક સમુદ્ર કિનારે ફરતાં જણાય છે. જુવાન છોકરાઓ આટાપાટા, ફુટબોલ ઇત્યાદિ રમતો રમે છે, અને નાનાં બાળકો પોતાને મનગમતી રમતો રેતીમાં રમી રહ્યાં છે. એ બાળકોના યૂથમાં પૂર્ણિમાના ચંદ્ર જેવી કાંતિવાળા, હાસ્યમય વદન અને ચકોર નયનથી સર્વની દૃષ્ટિને આકર્ષતા, રાજવંશી પોષાકમાં, સંધ્યાકાળના સુવર્ણ સૂર્યતેજથી વિશેષ શોભતા, નાનકડા નવાબઝાદાઓની ત્રિપુટી પણ જળ તરંગ સાથે ખેલ કરતી દેખાય છે.

પ્રવાસીજનોના મનરંજનાર્થે સંસ્થાન નરેશ સચીનના નામદાર નવાબ સાહેબ તરફથી આવેલું 'સ્ટેટ બેન્ડ' મધુર સરોદ સંભળાવી રહ્યું

છે. તે સાથે જળનીધિનું આલ્હાદજનક ગંભીર ગાન પણ સંભળાય છે. આમ મનુષ્યકૃત અને ઇશ્વરકૃત ગાનની સંગમ સરિતા પ્રવાસીજનોના હૃદય પર વહી રહી છે.

ભીમપુર-ડુમસની ચોપાટી પર સ્હેલ કરનાર મુંબઇગરાને આસ-પાસ નિહાળતાં સ્વાભાવિક રીતે જણાશે કે તે જાણે મુંબઇની ચોપાટીની એક નાની ગ્રામ્ય બહેનની મુલાકાતે આવ્યો હોયનો !

ખરેખર એમજ છે. જમણી બાજુએ ભગવા અને હજીરાનો કિનારો મલબાર પોઇન્ટ અને વાલકેશ્વરનું ઝાંખુ ભાન કરાવે છે; જ્યારે સામી બાજુએ ગાયકવાડનું ઉમરાઠ ગામ કોલાબા રૂપે કાંઇક તાદશ થાય છે. માત્ર દીવાદાંડી એ બાજુને બદલે સામી બાજુએ ભગવા ગામ આગળ છે. ડુમસ અને ભીમપુરનો દરિયા કિનારો, મુંબઇની ચોપાટી, કેનેડી સી-ફેસ, અને એન્ડ સ્ટેન્ડનું નાનું ગામડીયું રૂપ હોય એમ લાગે છે. ફેર માત્ર એટલોજ કે અહીં મુંબઇના જેવા પાકા બાંધેલા ફુટપાથ અને બત્તીઓ નથી, તેમ અહીં નથી વેચાતી મોજમજાની ખોટી અને રોગોત્પાદક વસ્તુઓ. અહીં મુંબઇ નગરીનો વૈભવ કે ઘનઘનાટ નથી. પણ શાંતિ અને સંતોષ છે. અહીં હાય હાય પોકારતી પ્રવૃત્તિ નથી, પણ શાંતિપાઠ પઢાવતી નિવૃત્તિ છે. અહીં પત્થર કે લોખંડનાં મહાલયો તેમજ મોટર ગાડીઓ નથી, પણ ગ્રામ્યજીવનને સુલભ એવાં કુદરતનાં-ઇશ્વર લીલાનાં " સૌન્દર્ય અને આનંદ " સાહજ પ્રાપ્ય છે.

આવા રમણીય સમુદ્ર કિનારે ઠંડા વાયુ વાઇ રહ્યો છે. તેની શાંતિનો ઉપભોગ કરતો એક વીસેક વર્ષની વયનો યુવક મોટી ચોપાટી ઉપરથી નાની ચોપાટી તરફ ધીમે પગલે એકલો ચાલ્યો આવતો હતો. તેણે એક સાદું ઝીણું ધોતીયું અને કાળો કોટ પહેર્યાં હતાં. પગમાં મોજા અને બુટ ધારણ કર્યાં હતાં તેના એક હાથમાં એક પાતળી લાકડી હતી, અને બીજા હાથમાં પવનથી ઉડી જતી ટોપી ઝાલી રાખી હતી. એ યુવકનું શરીર ઘઉં વર્ણનું, મધ્યમ બાંધાનું અને સારી રીતે તંદુરસ્ત હતું. તે વિચારમાં લીન થયો હતો પોતાના હાથમાંની લાકડી આમ તેમ ફેરવતો અને ઘડીકમાં જમીન સાથે પછાડતો હતો.

સામેથી કેટલીક હિંદુ તેમજ પારસી યુવતીઓ રંગબેરંગી સાડીઓ ફરકાવતી આવતી હતી. પવનથી તેમનાં વસ્ત્ર આમ તેમ ઉડતાં હતાં, જેથી તેમને ઘડી ઘડીએ પોતાના વસ્ત્રને ઠીક કરવા પોતાના કોમળ હસ્તને શ્રમ આપવો પડતો હતો. સંધ્યાકાળ થયો હતો. એટલે પવન ઠંડો વાતો હતો તેથી કોમળાંગીઓ પોતાને ઠંડી ન લાગે તે માટે પોતાની સાડીની સોડ હરઘડીએ સમારતી હતી.

આ સ્ત્રીમંડળ પેલા યુવકની બાજુમાંથી પસાર થયું, એટલે તેમનાં વસ્ત્ર અને વાયુના યુદ્ધનું દ્રશ્ય તેના જોવામાં આવ્યું. યુવકે સહજ સ્મિત કર્યું. તે થોડેક દુર જઇ અટક્યો, ત્યાં ઉભો, પુનઃ પેલી યુવતીઓ તરફ નજર નાંખી અને કંઇક વ્યક્ત કંઠે ગાવા માંડયું. થોડીક પળ વિચારમગ્ન રહી તેણે સમુદ્રના મોજાંઓથી સ્વચ્છ સ્લેટ જેવી બનેલી રેતીવાળી ભૂમિપર પોતાની લાકડીના છેડાવતી લખવા માંડયું:—

( તોટક )

અલકાવતીના મધુરા મુખથી,
ઉચરાવી કળે કરી સીત્કૃતિને,
કરતો ઝટ ચુંબન પ્રેમ થકી,
મીઠડું પ્રમદાજન ગાલ પરે;

વળી કંચુકી વિહીન પુષ્ટ સ્તનો
પર ઉભી કરી પુલકાવલીને,
થથરાવી વળી ઉરૂ વસ્ત્ર રૂડું,
જઘનો પરનું પણ દુર કરે.

આ પદ્યરચના ભર્તૃહરીના એક શૃંગાર શ્લોકનો અપૂર્ણ પણ શીઘ્ર અનુવાદ હતો. કંઇક મેળ ન આવવાથી કે કોઈ બીજાં કારણે એની વિચારમાળા અટકી; અને તે એ પદ્ય અધુરૂં રાખી સીધો સમુદ્રના ઉછળતાં મોજાં નજીક જઇ ઉભો.

( ૨ )

આ યુવક જે વખતે ઉપરનું પદ્ય લખતો હતો તે વખતે એક મુગ્ધા

તે તરફ ફરતી ફરતી ચાલી આવતી હતી. પવનના વેગથી તેના વસ્ત્રના હાલ પણ ઉપર વર્ણવ્યા તેવાજ થતા હતા. એ મુગ્ધાનું વય લગભગ ૧૫–૧૬ વર્ષનું હતું. તેનું મુખ અતિ પ્રફુલ્લ અને શોભીતું હતું. લલાટ વિશાળ હતું, નેત્રો ચકોર અને તેજદાર હતાં. કપોલ પર ગુલાબી લાલી છવાઇ રહી હતી. શરીર ગૌર, ભરાઉ અને પુષ્ટ હતું. તેણે વાદળી રંગની સાધારણ સાડી અને આખી બાંયનો રેશમી પોલકો પહેર્યાં હતાં. પવનથી માથા ઉપરની સાડીને ઉડી જતી અટકાવવા ગળે એક રેશમી રુમાલ બાંધી રાખ્યો હતો.

પેલા યુવકે જ્યાં પેલું પદ લખ્યું હતું ત્યાં આવી તે ઉભી, અને તે પદ નજરે પડતાં તે વાંચવા લાગી. પ્રાતઃકાળના સૂર્ય પ્રકાશથી જેમ કમળ પાંખડીઓ ખીલે તેમ તેના અધર ઓષ્ઠનો પટ પહોળો થયો. પદ વાંચતાં વાંચતાં તે હસતી હતી. તેણે પેલા યુવક તરફ દ્રષ્ટિ કરી. પુનઃ એકવાર ફરીથી તે પદ વાંચ્યું અને તેણે ત્યાં બેસી પોતાની રૂપેરી કલમ જેવી અંગુલી વડે પદનો અધુરો રહેલો અર્થ પાદપૂર્તિ રૂપે પૂર્ણ કર્યો.

આ દ્રશ્ય પેલો યુવક પોતે ઉભો હતો ત્યાંથી કુતૂહલ પૂર્વક જોઇ રહ્યો હતો. પેલી સુંદરી ત્યાંથી ઉઠી આગળ ચાલી. એક અજ્ઞાત બાળાએ પોતાની કવિતા નીચે એ શું લખ્યું છે તે જાણવાની ઉત્કંઠાથી તે ત્યાં આવ્યો. આવી જુએ છે તો નીચેની પંક્તિઓ સ્પષ્ટ સુંદર અક્ષરે લખાયેલી હતીઃ—

અનુમાન કરૂં મુજ દિલ વિષે,
તરલાતનતાપનિપાવન એ,
વ્યભિચારીની માફક સંચરતો,
ઋતુ ગ્રીષ્મ તણો શઠ વાયુ હશે.

આ પાદપૂર્તિ ઉપરોક્ત શ્લોકના અંતિમ ભાગનો ભાવાર્થજ હતો, પણ તેમાં શિશિરના શીતવાયુને બદલે ગ્રીષ્મનો શઠ વાયુ કલ્પ્યો હતો એ અનુકુળ અને બુદ્ધિપૂર્વકનો ફેરફાર જોઇ યુવક તો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો.

પેલી મુગ્ધ બાળિકા આગળ ચાલી જતી હતી. પણ યુવક પોતાની પાદપૂર્તિ વાંચે છે એ તેણે વક્રદ્રષ્ટિથી જોઇ લીધું. આથી તેના હૃદયમાં કોઈ નૂતન પ્રકારની લાગણી સ્ફુરાયમાન થઈ. તેના શરીરે રોમાંચ થયો. કપાળપર તેમજ ગાલપર પ્રસ્વેદનાં ઝરણુ ફુટી નીકળ્યાં. એ પ્રસ્વેદ લુછી નાંખવા માટે ગળેથી રેશમી રૂમાલ છોડયો, પણ તેના હાથ જરા કંપ્યા, અને પવનના સપાટાથી રૂમાલ હાથમાંથી છુટી પવન સાથે ઉડયો. રૂમાલ લેવા તેનાથી લજ્જા છોડી દોડી શકાયું નહિ; તે મ્હાવરી બની ત્યાંજ ઉભી.

રૂમાલ ઉડતો ઉડતો યુવાનના પગ સાથે ભરાયો. તેણે તે ઉંચકી લીધો અને તેના માલીકને આપવા આગળ ચાલ્યો.

" આ રૂમાલ આપનો છે ? " યુવકે તેની સમીપ જતાં પ્રશ્ન કર્યો.

" હાજી, આપનો બહુ ઉપકાર થયો " કોકીલ કંઠમાંથી શરમભર્યો પણ મધુર ઉત્તર નીકળ્યો.

" ત્યારે મને આશ્ચર્ય થાય છે કે આપના હાથમાંથી તે છુટી ગયો, છતાં આપે તે લેવાનો બીલકુલ પ્રયત્ન પણ ન કર્યો ? "

" મને પણ આશ્ચર્ય થાય છે કે આપે આવો પ્રશ્ન કેમ કર્યો ! " મુગ્ધાએ સ્નિગ્ધ સ્મિત કર્યું. યુવક આ પ્રશ્નથી ગુંચવાયો.

" ત્યાં આગળ પેલી પાદપૂર્તિ આપેજ કરી છે ને ? " યુવકે વાત ફેરવી.

" હા. પણ તે સાથે આપના પ્રથમ પ્રશ્નને કંઇ સંબંધ છે ! " હાજર જવાબી બાળાએ આ પ્રશ્નથી યુવકને ફરીથી નિરૂત્તર અને આશ્ચર્ય-ચકિત કર્યો.

" આપ બહુ વાચાળ વિદ્વાન અને ચતુર લાગો છો. " યુવકે થોડી વાર મૌન રહ્યા પછી કહ્યું.

" માફ કરશો; મને એ ખોટું માન ન આપશો. "

" ના, સત્ય છે. એક અપરિચિત જોડે આપ ખુલ્લા મનથી વાત કરો છો એ આપની વાચાળતા સૂચવે છે. પેલી પાદપૂર્તિ આપની વિદ્વત્તાની સાક્ષી પુરે છે; અને આ રૂમાલ..."

"ક્ષમા કરશો. એમાં મેં કંઇ ચતુરાઈ ચલાવી નથી. તમારી શંકા નિર્મૂળ છે. પ્રસ્વેદ લુછવા રૂમાલ લેવા ગઈ .એટલે તે પવનના વેગે હાથમાંથી ઉડી ગયો. આપને જોઇને લજ્જાળુ બની તે લેવા દોડી શકી નહિં."

"શ્લોકનો આપનો અનુવાદ જોઇને આપની વિદ્વતાપર મારી મમતા થઇ. હું પણ કંઇક જાણું છું. તેની કસોટી કરવા ખાતર એ અધુરો અનુવાદ પૂર્ણ કરવા પ્રયત્ન માત્ર કર્યો છે." બાળાએ શરમ ભરી વાણીથી આગલા પ્રશ્નનો ઉત્તર આપ્યો.

"એક બાળમુગ્ધામાં આટલી બધી વિદ્યા ભરી છે એ જાણી મને સાનંદાશ્ચર્ય થાય છે. આપે વિદ્યાભ્યાસ ક્યાં સુધી કર્યો છે? આપ કોઇ વિદ્વાનનાં પુત્રી હોવાં જોઇએ."

"હું કંઇ બહુ ભણી નથી; તેમ હું કોઇ મોટા વિદ્વાનની પુત્રી પણ નથી."

"તો પણ આપનામાં નૈસર્ગિક શક્તિ વિશેષ છે."

"હું એક સાધારણ પિતાની પુત્રી છું. મારા પિતા એક શાળાના સંસ્કૃત શિક્ષક હતા. તેમને સંસ્કૃત તેમજ ગુજરાતી સાહિત્યનો સાધારણ સારો અભ્યાસ હતો. તેમની હું એકની એક પુત્રી હોવાથી તેમના સમાગમમાં વિશેષ રહેતી એથી હું કંઇક સંસ્કૃત જાણું છું, અને તેથીજ આપ કહો છો તેમ વાચાળતાનો અવગુણ મારામાં ઉતર્યો છે."

"માફ કરશો; વાચાળતાને મેં અવગુણ નથી કહ્યો."

"જે હોય તે. મેં આપની સાથે બોલવાની આટલી છુટ લીધી તેનું કારણ એ કે હું રોજ પ્રાતઃકાળે તેમજ સંધ્યાકાળે બાગમાં પુસ્તક લઇ ફરતા આપને જોતી, એટલે હું આપને અપરિચિત સમજતી ન હતી. આપ કોઇ વિદ્વાન છો એમ તો હું ધારતીજ હતી, પણ આ શ્લોક વાંચ- વાથી આપની વિદ્વતા માટે મને વિશેષ માન ઉપજ્યું."

"શું ત્યારે આપ પણ 'દયાકોર આરોગ્યભુવન'માંજ રહો છો?"

"હા જી. હું મારા મામા તથા મામી સાથે ભોંયતળીએ રહું છું. મારા મામાની પ્રકૃતિ જરા નરમ છે તેથી તેઓ હવાફેર માટે અહીં આવ્યા છે. મામી જોડે હું પણ આવી છું"

" મારે પણ મારી માતાના અસ્વસ્થ શરીરને લીધે અહીં આવવું પડયું છે. "

" સાથે બીજુ કોઇ છે કે ? "

" સાથે મારા મોટાં બ્હેન છે. તમારે તેમની જોડે ઓળખાણ થશે "

" તે સિવાય બીજું કોઇ નથી ? "

" ના જી. મેં હજી લગ્ન કર્યું નથી."

" મેં એવો ઉત્તર કયાં માગ્યો હતો ?" બાળા જરા શરમાઇ.

" પણ તમારો ભાવ હું સમજ્યો. "

" આપ શી ન્યાતના છો ? "

" હું જ્ઞાતિએ...બ્રાહ્મણ છું. આપની જ્ઞાતિ જણાવવાને કંઇ વાંધો છે ? "

" કંઇ નહીં; હું પણ એજ જાતિની છું. "

" ઓ હો! વખત ઘણો ગયો; હવે ઘેરે જઇશું" ઘડીઆળમાં જોતાં જોતાં યુવકે કહ્યું.

" ઉભા ઉભા પગ થાકી ગયા છે. થોડીવાર એમને આરામ તો આપો. " બાળાએ થોડીવાર બેસવાના ઇચ્છા દર્શાવી.

રેતી ઉપર બેઉએ બેઠક લીધી. આ વખતે ઘણા પ્રવાસીઓ ઘેર ચાલી ગયા હતા. સૂર્ય પણ કયારનો અસ્ત થઇ ગયો હતો, અને ચંદ્રનાં શાંત સુધામય કિરણો પૃથ્વીપર ફેલાઇ રહ્યાં હતાં.

" આપ વિદ્યાર્થી જણાઓ છો ! શું અભ્યાસ કરો છો ? " બાળાએ પુનઃ પ્રશ્નોત્તરી શરૂ કરી.

" મેં હમણાંજ બી. એ. ની પરીક્ષા આપી છે."

" પાસ થયે આગળ અભ્યાસ કરવાનો વિચાર છે કે ગ્રહસ્થાશ્રમ માંડવા વિચાર રાખ્યો છે ! "

યુવક આ પ્રશ્નથી ચકીત થયો. તેણે તેના મુખપર દૃષ્ટિપાત કર્યો. મુગ્ધાના ચકોર નયન અને કોમળ મુખમુદ્રા ઉપર તેના પ્રશ્નનો ભેદ સ્પષ્ટ સમજાતો હતો. યુવકે એ પ્રશ્નનો ઉત્તર ન આપતાં બીજો પ્રશ્ન કર્યો:—

" તમે પણ કુમારીકાજ છોને ! "

" હા જી. "

" ત્યારે તમને એવો પ્રશ્ન પુછવાને કંઈ અધિકાર ખરો ! "

" કુમારીકાનેજ એવા અધિકાર હોય. " બાળાએ તુર્ત જવાબ વાળ્યો.

યુવક આ ઉત્તરનો કંઈક ભાવ સમજ્યો, પણ તેણે જુદેજ પ્રશ્ન કર્યો. " તમે કોઇ પરીક્ષા આપી છે કે ! "

" આપ પરીક્ષક થાઓ તો હું પરીક્ષા આપું. "

યુવક પુનઃ જંખવાયો. મુગ્ધાના ગૂઢ પ્રશ્નોત્તરમાં તે ઉંડો ઉતરી વિચાર કરવા માગતો ન હતો, પણ મુગ્ધા તેને પોતાના દરેક પ્રશ્ને અને દરેક ઉત્તરે ઉંડો ઉતારતી હતી.

" તમારા પ્રશ્નનો ઉતર આપતાં હું ખરેખર મ્હાત થાઉં છું. તમારૂં બુદ્ધિચાતુર્ય ભલભલા ગેજ્યુએટોને પાણી ભરાવે એવું છે. "

" પણ આપને થોડુંક પાણી ભરવું છે ? "

,' વિદુષી બાળા ! તમે મને બાંધી લેવાની યુક્તિ રચો છો પણ—"

" પણ આપ બંધાવ એવા નથી એમને ! " બાળાએ વળી ટકોર કરી. ઉભયનાં હૃદયો અનાયાસે લોકલજ્જાનાં બંધન તોડી પ્રેમ પ્રવાહમાં તણાંતાંજ ગયાં.

" તે ન કહી શકું. જ્યારે ત્યારે બંધન તો આવશેજ; પણ એ બંધન સર્વ સંબંધીઓની સંમતિથી થાય તો ઠીક. "

" એટલે કંઇ વાંધો પડે તો સગાઓને માથે દોષનો ટોપલો નાંખવો ઠીક થઇ પડે ! " મુગ્ધા મનમાં હસી.

" એમ નહિ, પણ વિચારપૂર્વક અને બધાની સલાહથી. "

" થોડા પરિચયનું બંધન હિતાવહ કે પ્રેમરૂપ નહિ નીવડે એમ માનતા હશો ! "

" લગ્ન સંબંધ હિતાવહ કે પ્રેમરૂપ નીવડે તેનો આધાર દંપતિના આચાર, વિચાર, બુદ્ધિ, અને લાગણી ઉપર છે. બાળલગ્ન, સ્વયંવર, કે કોઇ બીજા પ્રકારના લગ્ન પણ થોડા કાળના પરિચયથીજ થાય છે. છતાં તે બધાંજ દુઃખમય કે સુખમય હોતાં નથી. અમુક કાળ પરિચયમાં

આવ્યા પછી કરવામાં આવતાં યુરોપ કે અમેરીકાના ' સ્નેહ–લગ્ન ' પણ કંઇ ઉંચી કોટીનાં ગણાશે નહિ, તે ત્યાંની ' ડાઈવાર્સ '–છુટા છેડાની કોર-ટોની સંખ્યા સાક્ષી પુરે છે. દંપતિહૃદય એક બીજાને અનુકુળ અને પ્રેમમય થવા માટે ગ્રહસ્થાશ્રમમાં ખાસ બુદ્ધિ અને કેળવણીનો સદુપયોગ થવો જોઇએ. તેથી બુદ્ધિની પરીક્ષા આવશ્યક છે, અને કુટુંબીજનોના પરિચયથી બુદ્ધિ, કેળવણી, અને સંસ્કાર વિષે કંઇક સમજી શકાય- માટેજ સ્નેહી સંબંધીઓની સૂચના ને સલાહ આવશ્યક છે. ''

'' તો ભલે; એ વાત રહી અહીં. આપનું નામ કહેશો ?'' કંઇક નિરાશ થતાં મુગ્ધાએ વાત ફેરવી.

મુગ્ધાને કંઇક નિરાશ થયેલી જોતાં તેના મનરંજન અને બુદ્ધિ વિલાસ માટે યુવકે ઉત્તર દીધો:—'' મારા નામાક્ષર તમારે શોધવા પડે એમ નથી. એ તમારી દૃષ્ટિ સમક્ષ છે. જુઓ, આ સમુદ્રની ઉર્મીઓ તેના જોરે નાચી રહી છે, કંઇ કેટલાં પુષ્પો અને સરોવરનાં કુમુદો એના દર્શનથી તૃપ્ત થઇ પ્રફુલ્લ થઈ રહ્યાં હશે. કવિઓ તમારી સ્ત્રી જાતિની મુખમુદ્રાને ઘણી વાર એ નામની ઉપમા આપે છે. ત્યારે મારૂં નામ શોધી કાઢશો, અને આપનું નામ કહેશો ! ''

'' એ તો બહુ સુંદર અને અનુકુળ છે. મારૂં નામ પણ સુલભ છે. જુઓ, તમારા વિના મારૂં અસ્તિત્વ નથી; મારા વિના તમારી કીર્તિ ગવાતી નથી. તમારા ઘણાંખરાં કાર્યો લોકો ઘણી વખત મારા તરીકે પણ ગણે છે; પણ હું તેનો દાવો કરતી નથી. જો કે મારી સહાયથીજ એ કાર્યો થઇ શકે છે. હું વિનયી અને લજ્જાશીલ છું. દિવસે જ્યારે આપ આપના પિતા (સૂર્ય) સહ વિચરો છો ત્યારે હું શરમથી બહાર નીકળતી નથી. પણ રાત્રે આપણે બેઉ આનંદથી રમીએ છીએ, અને જગતને રમાડીએ છીએ.'' આટલું કહેતાં મુગ્ધાએ સહજ હાસ્ય કર્યું. તેનું મુખકમળ પુનઃ વિકસ્યું:—

'' મધુરો પ્રિય ચંદ્ર–કાન્ત,
નિરખું હું ઉંચે.

આ તમારૂં નામ."

"પ્રિય પતિની કીર્તિરૂપ,
જ્યોત્સ્નાય નીચે.

ત્યારે આ રહ્યું તમારૂં નામ" યુવકે ઉત્તર દીધો.

ઉભય એક બીજાનાં મુખ સામે જોઇ રહ્યાં. બેઉના મોં પર શરમના શેરડા પડ્યા. શરમથી નીચે ઉંચે જોવા લાગ્યાં. ઠંડો પવન વાતો હતો છતાં તેમના ગાલ પર પ્રસ્વેદ ફુટી નીકળ્યો. તેમનાં હૃદયમાં કોઇ અલૌકિક લાગણીનો જોસદાર થનથનાટ થઇ રહ્યો. તેમનાં મન કંઇક સમજ્યાં, કંઇક સમજતાં શરમાયાં, અને કંઇક ન પણ સમજ્યાં. જ્યોત્સ્નાના શરીરને કંપ થયો, અને "વખત બહુ થઇ ગયો." એવું ગદ્ગદ્ કણ્ઠે બોલી ત્યાંથી ઉઠી તેણે ચંદ્રપ્રકાશમાં ઘર તરફ ચાલવા માંડ્યું.

ચંદ્ર પણ "આ બાળમુગ્ધાએ તો કમાલ કરી" એવું કંઇક વિચારતો તેની પાછળ પાછળ ચાલ્યો. જ્યોત્સ્ના સલજ્જ બની ધીમી ગતિથી માર્ગ કાપતી હતી. ચંદ્રની દૃષ્ટિ તેના ઉપર હતી. રસ્તે ચાલતાં ચાલતાં, જ્યોત્સ્નાને નિહાળતાં નિહાળતાં અને હમણાંજ બનેલા પ્રસંગનું સ્મરણ કરતાં કરતાં, ચંદ્રના કણ્ઠમાંથી નીચેની કડીઓ વાયુની મંદ લહરી પેઠે વ્યક્ત થતી હતી:—

"અણુ સુંઘ્યાં પુષ્પ જેવું,
ન છેદાયલું નવપલ્લવ,
અણુવિંધ્યું રત્ન એ છે,
અણુ ચાખ્યુ એ મધુ નવ.

રૂપ કુમારીકાનું એવું,
ભોક્તા એનો કોણ હશે ?
પુણ્યફળનો ભંડાર છે,
ન જાણું વીધિ કોને દેશે "×

---

× अनाघातं पुष्पं એ ભર્તૃહરીના શ્લોકનો અનુવાદ.

( ૩ )

જ્યોત્સ્નાનાં માતપિતા એકેક વર્ષ પર થોડા થોડા સમયને અંતરે મહામારીના ભોગ થઈ પડ્યાં હતાં. તેને અન્ય ભાઇ કે બ્હેન ન હતાં. તે જાતે એકની એક પુત્રી હતી એટલે પિતાના લાડમાં એક પુત્ર પેઠે ઉછરી હતી. એના પિતા વિદ્વાન્ અને સંસ્કારી હતા. તેના સંસ્કાર પુત્રીમાં ઉતર્યા હતા. માતપિતાના સ્વર્ગવાસ પછી તે પોતાના મામાને આશ્રયે રહી હતી. તેના મામા વિનોદરાય મુંબઇમાં એક વેપારી પેઢીમાં સારી નોકરીએ હતા. તેને એક છોકરો તથા છોકરી છે. તેઓ બેઉ સંસારી હતાં. એટલે વિનોદરાયને જ્યોત્સ્ના ઉપર સ્વાભાવિક રીતે ઘણો વાત્સલ્યભાવ હતો.

વિનોદરાયની પ્રકૃતિ સારી ન હોવાથી હવાફેર માટે ડુમસ આવ્યા હતા. પોતાની મામી સાથે જ્યોત્સ્ના પણ આવી હતી.

જ્યોત્સ્નાનો વિવાહ કરવાનો વિચાર તેના મામાના દિલમાં વખતો-વખત આવતો પણ તેની વારંવાર બગડતી પ્રકૃતિને લીધે તે મુલતવી રાખવો પડતો. આવા અણધાર્યા સંજોગોને લીધે તેમજ વિનોદરાયના વિચાર જરા સુધરેલા હોવાથી જ્યોત્સ્નાના લગ્નનો સમય ચૂકી જવાનો તેને ભય ન હતો.

ચંદ્રકાંતના સ્નેહીઓ તો એને ચંદ્રના ટુંકા નામથીજ બોલાવતા. ચંદ્રના પિતા પણ ઘણાં વર્ષ થયાં સ્વર્ગવાસી થયા હતા; પણ તેની માતા ધનગૌરી પાસે કંઇક સંપત્તિ હતી તેમજ તેને પોતાના એકના એક પુત્રને વધારે ભણાવવાની ઇચ્છા હતી તેથી જાત મહેનત કરીને ઘરનો અને પુત્રને ભણાવવાનો બધો ખર્ચ નિભાવતી હતી. બી. એ. થયા પછી અને જાતે કમાતા થયેજ લગ્ન કરવાં એવા ચંદ્રકાંતના વિચારને તેની માતાનો પણ ટેકો હતો.

દિનરાત એકલે હાથે ઘરકામ કરવાથી ધનગૌરીને જીર્ણજ્વર લાગુ પડયો. ગરમીની રજાનો સમય હતો તેનો લાભ લઇ માતાને હવાફેર કરાવવા ચંદ્રકાંત પોતાની બ્હેન તારાગૌરીને બોલાવીને ડુમસ આવ્યો

હતો. તારા ચંદ્રકાંતથી મોટી હતી. તેનાં લગ્ન તેના પિતાના વખતમાં થયાં હતાં, અને તે ઘણે ભાગે પોતાને સાસરેજ રહેતી.

ધીમે ધીમે જ્યોત્સ્નાની મામી ચંપકગૌરી અને ધનગૌરીને તથા તારા અને જ્યોત્સ્નાને ઓળખાણ થઇ, અને થોડા દિવસમા તે ઓળખાણે બ્હેનપણાનું રૂપ લીધું. તેઓ એક બીજાને દિવસમાં અનેક વાર મળતાં, એક બીજાને કામમાં મદદ કરતાં, તેમજ એક બીજા કનેથી વસ્તુઓની આપ લે કરતાં. તારા અને જ્યોત્સ્ના વચ્ચે દૃઢ સહીઆરૂં બંધાયું. બપોરે જ્યારે બધાં આરામ લેવા સુઇ જતાં ત્યારે તેઓ કંઈ કંઇ શિષ્ટ અને હાસ્યપૂર્ણ વાતો કરતાં, પુસ્તકો વાંચી વાર્તાલાપ કરતાં અથવા ચોપાટ ખેલતાં.

આ દરમ્યાન ચંદ્ર અને જ્યોત્સ્નાનું માત્ર તારામૈત્રકજ થતું. તેમના મનની લાગણી મિત્રભાવ કરતાં પણ વિશેષ છે એમ તે બેઉને લાગતું. તેઓ સાધારણ વાતમાં પણ એક બીજાની હાજરીમાં પોતાની જીભ ભાગ્યેજ ઉપાડી શકતાં. તેમજ દરિયા કિનારે ચોપાટીપર એકાંત મેલાપ કરતાં પણ તેમને સંકોચ થતો.

જ્યોત્સ્નાના ગાઢ પરિચયથી તારાને તો એમજ થતું કે "આ મારી ભાભી થાય તો કેવું મઝાનું !" ધનગવરીને પણ હવે દીકરો બી. એ. થશે એ વિચારથી 'વહુ મળે તો આવીજ મળજો' એવો લોભ થવા લાગ્યો. સદ્દભાગ્યે જ્યોત્સ્નાનાં મામી મામાના હૃદયાકાશમાં જ્યોત્સ્નાના પતિરૂપે ચંદ્રજ દૃષ્ટિ સમક્ષ જણાયો. પરંતુ પ્રસંગ વિના કોઇ એક બીજા આગળ પોતાનાં દીલ ખોલી શક્યાં નહિં.

આમ કેટલાક દિવસ વહી ગયા, અને યુનીવર્સીટીની બી. એ. ની પરીક્ષાનું પરિણામ બહાર પડ્યું. ચંદ્રકાંત માન સાથે ઉંચે નંબરે પાસ થયો. આ સમાચારથી સઘળા કુટુંબીજનોનાં મન આનંદથી ઉછળી રહ્યાં. જ્યોત્સ્નાના અંતઃકરણમાં આ વખતે આનંદ સાથે અધિરાઇ પણ દેખાઇ.

ધનગવરીએ સેનીટેરીયમમાં રહેતાં સર્વ લોકોને ચાહપાણી કર્યાં. પુરૂષવર્ગ અને સ્ત્રી મંડળ બેઉ બે ખંડમાં વ્હેંચાઇ ગયાં હતાં. ચાહપાણી

ખુશ થયાં અને પાનસોપારી લઇ ઘણુંખરાં સ્ત્રી પુરૂષો ઉઠી ગયાં. સ્ત્રી મંડળમાં ચંપકગવરી, જ્યોત્સ્ના અને એક પાડોશમાંની ડોશી એટલાંજ રહ્યાં હતાં. આ પ્રસંગનો લાભ લઈ ચંપકગવરીએ પ્રશ્ન કર્યો "ધનગવરી બ્હેન! ચંદ્રભાઇ બી. એ. થયા. હવે તમારે તમારી ફરજમાંથી ચુકવું ન જોઇએ. સારી ભણેલી અને હુશીયાર વહુ લઇ આવો."

ધનગવરી આ પ્રશ્નથી રાજી થઇ, પણ કંઇ ઉત્તર ન આપ્યો. તારાથી તો બોલાઇ જવાતું હતું કે 'તમારી જ્યોત્સ્ના સાથેજ વિવાહ કરી નાંખોને'! પણ વિવેક મર્યાદાને લીધે જીભને જેમ તેમ વાળી રાખી. પણ વૃદ્ધ ડોશી કે જે એ બેઉ કુટુંબની સારી માહિતગાર હતી તેણે કહ્યું:– "ચંપકબ્હેન! એમાં ધનબ્હેનને શું કહેવાનું! તમે ધારો તો આજે તમે કહો છો એવીજ વહુ આવે!"

"કેવી રીતે!"—ચંપકગવરી કંઇક સમજી પણ આવો ઉત્તર દીધો.

"મારા વિચાર પ્રમાણે ચંદ્ર–જ્યોત્સ્નાનું જોડું રામ–સીતાના જોડા પેઠે સુખી, પ્રીતિવાળું, અને સંસારને દીપાવનારૂં નીવડશે."

"એમ થાય તો ડોશીમા તમારા મોંમા સાકર." તારાથી આખરેવે બોલાયા વિના ન રહેવાયું:

ચંપકગવરીએ જ્યોત્સ્ના તરફ જોયું. તે શરમ ભરી દ્રષ્ટિથી નીચું જોઇ રહી. તેના મનોભાવ સહજ સમજાતા હતા. તેના શ્વાસોચ્છ્વાસ જોરથી ચાલતા હવા જે તેના હૃદયની આનંદોર્મિનું માપ સમજાવતા. ચંપકગવરીએ ઉત્તર દીધો "વિધિએ લખ્યું હશે તો તેમ પણ થશે."

એ દિવસે તો એ વાત એટલેથીજ અટકી. પણ છેવટે એ વાર્તાલાપનું ફળ ચંદ્ર અને જ્યોત્સ્નાના વિવાહ રૂપે આવ્યું. તેજ દિવસે ચંપકગવરીએ વિનોદરાયને બધી વાત કરી. બેઉનાં મન એકમત થયાં. બીજે દિવસે ધનગવરીને બોલાવી અને તેની જોડે એ વિવાહસંબંધી વાત કરી. ચંદ્ર અને જ્યોત્સ્નાની સંમતિ લેવાઇ, અને વિવાહ સંબંધ નક્કી કર્યો. આગલે દિવસે ચંદ્રને ત્યાં ચા પાણી થયાં હતાં, આજે જ્યોત્સ્નાને ત્યાં ચા પાણી થયાં થયાં, તેમજ સાકર વહેંચાઇ. તારાએ સાકરની એક મુઠી ભરી પેલી ડોશીમાના મોંમા મુકી કહ્યું—"માજી! આ મારૂં કાલનું

વચન." બધાં ખડખડ હસ્યાં. જ્યોત્સ્નાનું મુખ ગંભીર દેખાતું, પણ હૃદય આનંદથી ઉભરાઇ જતું હતું. એ આનંદથી અમીધારાનયન વાટે બહાર જવા મથતી. બધાંમાં માત્ર ચંદ્રજ આ સમજી શકયો.

(૪)

વર્ષાઋતુનો આરંભ થયો અને ડુમસની 'સીઝન' પુરી થઇ. સર્વ લોકો એક પછી એક પોતાને ગામ જવા લાગ્યાં. ચંદ્રકાંત પણ સર્વને લઇને મુંબઇ ગયો. મુંબઇ ગયા પછી એક સૉલીસીટરની ઓફીસમાં નોકરી લીધી અને "લૉ કલાસ"માં કાયદાનો અભ્યાસ શરૂ કર્યો.

વિનોદરાયની પ્રકૃતિ પણ સુધરી ગઇ હતી. એટલે તે પણ નોકરી પર ચઢી ગયા. મુંબઇમાં વિનોદરાય અને ચંદ્રકાંત, તારા અને જ્યોત્સ્ના, તેમજ ધનગવરી અને ચંપકગવરી વચ્ચે વખતો વખત મુલાકાત થયાં કરતી.

મહા મહિનાની વસંત પંચમીએ મુંબઇમાંજ ચંદ્ર અને જ્યોત્સ્નાનાં લગ્ન આનંદ અને ઉત્સાહપૂર્વક ઉજવાયાં. તેમના દીલમાં અંકુરિત થયેલી ભાવના આજે ફળી. સપ્તપદીમાં ઉપદેશ્યા પ્રમાણે એ દંપતિનો સંસાર સ્નેહપૂર્ણ અને સુખી રહો એવા સર્વ સ્નેહી સંબંધીજનોએ આશીર્વાદ દીધા.

સાસરે ગયા પછી જ્યોત્સ્નાએ ઘરનો સર્વ કારભાર માથે ઉપાડી લીધો. મુંબઇના ગૃહકાર્યની રીતિમાં તે કુશળ હતી. થોડા ખર્ચમાં ઘણું કરી દેખાડવાની તેની આવડ સર્વનો સ્નેહ સંપાદન કરાવતી. ધનગવરી હવે નચિંત અને સંતુષ્ટ થઇ અને માળા લઇ ઈશ્વર ભજનમાં દિન નિર્ગમન કરવા લાગી. જ્યોત્સ્ના પહેલાં જેટલી વાચાળ હતી તેટલીજ તે હવે લજ્જાશીલ અને ઠાવકી બની. પરણીને સાસરે આવ્યા પછી તેને નરમ પ્રકૃતિની અને થોડા બોલી જોઇ ચંદ્ર અતિ આશ્ચર્ય પામતો. ઘરનું કોઇ પણ કામ કરવામાં જ્યોત્સ્નાને પોતાની જાતનું, રૂપનું, વિદ્યાનું, કે બીજા કોઇ એવા પ્રકારનું મિથ્યાભિમાન આડે આવતું નહિ. રામો ન હોય તો પણ તેની ફરિયાદ કરતી નહિં. ઉલટું મુંબઇ જેવા શહેરમાં પાણીની જોઇએ એવી સગવડ હોય તો એ ખર્ચ ઓછો

કરવાની તેની ઇચ્છા હતી. કારણ તે એવું વ્યાજબી રીતે માનતી કે વાંચન, ચિત્રલેખન, કે ભરત ગુંથણ ઇત્યાદિ કામોમાં આખો દિવસ કંટાળો આવે તેથી સવાર સાંજ થોડો વખત જાત મહેનતથી ઘરનાં વાસણ કપડાં ઇત્યાદિ વિશેષ સ્વચ્છ રાખવામાં રોકાઇએ તો કામની વિવિધતાને લીધે વિશેષ આનંદ અને આરોગ્ય પ્રાપ્ત થાય.

ઘરનું ફરનીચર વિગેરે તે રોજ જાતેજ બરાબર સાફ રાખતી. પોતાના પતિના કપડાં વિગેરે જાતેજ ધોઇ સ્વચ્છ રાખતી. પથારી વિગેરેની વ્યવસ્થા પણ તે જાતેજ કરતી. પોતાની વપરાતી દરેક ચીજોની સુઘડતા–સ્વચ્છતા જાત મહેનતથીજ રાખવી એમાંજ ખરૂં સૌન્દર્ય છે એમ તે માનતી, અને એમાંજ તે વધારે સ્નેહ અને સુખ મેળવતી.

( ૫ )

એક રાતે પૂર્ણિમાનો ચંદ્ર પ્રકાશી રહ્યો હતો. અને મુંબઇના મહાલયો ઉપર જ્યોત્સ્ના–ચંદનીનો ઉજ્વળ પ્રકાશ ચંદનના લેપ સમાન પથરાઇ રહ્યો હતો સર્વત્ર શાંતિ હતી. શિશિર ઋતુનો વાયુ મંદમંદ વાતો હતો. તે સમયે નવપરણિત ચંદ્ર–જ્યોત્સ્ના પોતાના મેડાની બારી આગળ પલંગપર બેઠાં હતાં. ડુમસની ચોપાટી પર સામસામે બેઠેલું એ જોડું અને આજે પલંગ પર બેઠેલું એ એમાં ઘણો ફેર હતો. તેમની સામાજીક તેમજ હૃદયની અવસ્થામાં ઘણો અંતર હતો. તે વખતે તેમજ આ વખતે ચંદ્રપ્રકાશ તેનો તેજ હતો, પણ જો તેમણે વિચાર્યું હોય તો તેમને એમ લાગતું હશે કે ચંદ્રમાંનું તે રાતનું હાસ્ય તિરસ્કારયુક્ત પણ હોય! પણ આજે તો તેમને એમ લાગે છે કે ચંદ્ર આનંદથી ખરેખર હસે છે. એ હસતો ચંદ્રપ્રકાશ તેમના પલંગ સુધી આવી પહોંચ્યો હતો, તેઓ બેઉ પ્રેમપૂર્ણ વાતો કરી રહ્યાં હતાં. એ વખતે ચંદ્રકાંતને ડુમસના દરિયા કિનારે લખેલું પેલું કાવ્ય યાદ આવ્યું. તેજ ક્ષણે તે એ કાવ્ય ગાવા લાગ્યો:—

અલકાવતીના મધુરા મુખશ્રી, ઉચરાવી કળે કરી સીત્કૃતિને;
કરતો ઝટ ચુંબન પ્રેમ થકી, મીઠડું પ્રમદાજન ગાલપરે;
વળી કંચુકી વીહિન પુષ્ટ સ્તનો પર ઉભી કરી પુલકાવલીને;

થથરાવી વળી ઊરૂં વસ્ત્ર રૂડું, જઘનોપરનું પણ દૂર કરે.

"વ્હાલી, હવે પેલી તારી પાદપૂર્તિ ગાઇશ ! કેવી મીઠી લાગશે !" ચંદ્રે માર્મીક હાસ્યથી પ્રશ્ન કર્યો. પણ જ્યોત્સ્ના એ પ્રશ્નનો મર્મ તરત સમજી ગઇ. તે પાદપૂર્તિ તે કેવી રીતે ગાઇ શકે ! તેને મહાત થવાનો આ પહેલો પ્રસંગ આવ્યો છતાં ગભરાઇ નહિ. તેણે વિચાર કરી એક નવી પદ્યરચના બનાવી.

"વ્હાલા ! તમે મને બનાવવાનો પેચ ઠીક કર્યો: તમારાથી બનું, અથવા તમારાથી હારી જાઉં તેમાં પણ મારૂં અહોભાગ્ય માનું છું. પણ આ વખત તો નહિં હારૂં. સાંભળો:—

"અનુભૂત થયું મુજ દિલ વિષે, તરલા તનતાપનિવારણ એ;
ઋતુ શીશિરના શીત વાયુ સમો, પતિ પ્રીતથી ભૂજશું કેલી કરે !"

"વાહરે ધન્ય છે, મારી મધુરી જ્યોત્સ્ના ! આપણા જીવનસંગ્રામમાં મારા અધુરા રહેતા કાર્યની તું આવીજ રીતે યથાર્થ પૂર્તી કરતી રહીશ એવી મારી દૃઢ શ્રદ્ધા છે."

"તે દિવસનો સમુદ્રતટનો પ્રસંગ આપણા લગ્નની ભૂમિકારૂપે યાદગાર રહે તે માટે મેં એક ચિત્ર આલેખ્યું છે તે તમને બતાવું ?" એમ કહી જ્યોત્સ્ના પોતાની પેટીમાંથી એક રંગીન ચિત્ર લઈ આવી. આ ચિત્રમાં ભીમપુર-ડુમસનો દરિયા કિનારો, વૃક્ષોની ઘટા, સમુદ્રનાં ઉછળતાં મોજાંવાળાં પાણી, સ્વચ્છ આકાશ, તેમાં વિચરતો ચંદ્ર અને પૃથ્વીપટ પર અને પાણીના મોજાંપર વેરાયલી જ્યોત્સ્નાનું ચિત્ર ચિતર્યું હતું. તેમાં આવશ્યક અને અનુકૂળ રંગ પૂરણી પણ કરી હતી. એ રંગપૂરણીની વિશેષ ખુબી તો એ હતી કે સમુદ્રતટપર, આજુબાજુના કિનારાપર, અને ઉછળતાં મોજાંપર, પથરાયલી જ્યોત્સ્નાનું આબેહુબ દૃશ્ય તરી આવતું હતું. અને એ ચિત્રની નીચે પેલી નામાભિધાન સુચક પંક્તિઓ સુંદર અક્ષરે લખી હતી.

ચંદ્રકાંતને તો એ કદી નહિં જોયેલું એવું મોહક અને સુન્દર લાગ્યું. પોતાની વિદ્વતા અને વિદ્યાવ્યાસંગને અનુરૂપ આવી કેળવાયેલી સત્પાત્ર સ્ત્રી પ્રાપ્ત થયા બદલ તે ઇશ્વરનો આભાર માનતો, અને આવો સુયોગ આણનારાં ઉભયનાં વડીલવર્ગના ઉદાર દિલને પણ તે અનેકશઃ ધન્યવાદ આપતો, તે પોતાનો ગૃહસંસાર આ પ્રમાણે અપૂર્વ સુખમાં ચલાવવા લાગ્યો.

# ઇલ્કાબનો આશક.

( કવિવર રવિન્દ્રનાથ ટાગોરની “ We crown thee king ” એ નામની વાર્તાનો અનુવાદ. )



બાબુ નવેન્દુનો પિતા પૂર્ણેન્દુશેખર સરકારના અંગ્રેજી અધિકારીઓમાં એક સારી રીતે જાણીતો થયેલ પુરૂષ હતો. તે પોતાની જીંદગીની સફરમાં ઘણી ઘણી મહેનતે 'સલામીનાં હલેસાં' મારીને “ રાયબહાદુરી ”ના નિર્જન કિનારે આવી પહોંચ્યો હતો. અને એથી યે આગળ વધવાને તેનામાં હજી આવું વિશેષ ઉદ્યોગીપણું હતું, પરંતુ તેની પંચાવન વર્ષની વયે—કે જ્યારે તેની દૃષ્ટિ દુર દુર ધુમસમાં દેખાતા “ રાજા-પદ ”ના શિખર પર હજી પણ ચોંટી રહી હતી—તે વયે અકસ્માત્ જ્યાં આલૌકિક માનચાંદની કશી કિંમત નથી તે સ્થળે તેનું ગમન થયું; અને સલામીઓ ઝુકાવતાં ઝુકાવતાં વાંકી વળેલી અને શ્રમિત થયેલી તેની ગ્રીવાને ચિતા ઉપર આખરે સદા કાળની શાંતિ મળી.

સાંપ્રત વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે કોઇ પણ શક્તિનો સમૂળો નાશ થતો નથી, પણ તેનું માત્ર રૂપાંતર અને સ્થળાંતર થાય છે. એ સિદ્ધાંત પ્રમાણે પૂર્ણેન્દુની ચંચળ ભાગ્યદેવીની સખીતુલ્ય “સલામશક્તિ,' તેના વિયોગ પછી તેના પુત્ર નવેન્દુ બાબુના આશ્રયે આવી ઉભી; અને નવેન્દુનું નવજુવાન શીર વટોળીઆમાં આમ તેમ અફળાતા કુહેળાંની પેંઠ મોટા મોટા અંગ્રેજ અધિકારીઓના બારણે બારણે ઝુકવા લાગ્યું.

\+ + + + +

જે કુટુંબમાં નવેન્દુ બાબુનાં લગન થયાં હતાં તેની જીવનચર્યા નિરાળીજ હતી. નવેન્દુના મોટા સાળા પ્રમથનાથે પોતાના સ્નેહી સંબંધીઓનો પ્રેમ જીતી લીધો હતો; અને જે જે તેને ઓળખતા હતા તે સર્વનો

તે આદરપાત્ર થઇ પડયો હતો. તેના સંબંધીઓ અને પાડોશીઓ તેને દરેક બાબતમાં એક આદર્શ વ્યકિત તરીકે લેખતા.

પ્રમથનાથ બી. એ. થયો હતો, અને વિશેષમાં તેને સામાન્ય સમજશકિત સારી રીતે પ્રદાન થઇ હતી. પરંતુ તે કોઇ ઉંચા અધિકારપદ ઉપર ન હતો. તેને કાંઇ સારો મોટો પગાર મળતો ન હતો, તેમ તેણે પોતાની લેખનશકિતથી કોઇ જાતનો વગ વસીલો પણ મેળવવા પ્રયત્ન કર્યો ન હોતો. વળી તેને સહાય કરી શકે એવો કોઇ અધિકારી પણ ન હતો કારણ કે અંગ્રેજો તેનાથી જેટલા દુર રહેવા ઇચ્છતા તેટલોજ તે પણ તેમનાથી દુરને દુર રહેતો. તેથીજ તેનાં કીર્તિ અને વખાણ પોતાના કુટુંબમાં અને મિત્રમંડળમાં ગવાતાં, જ્યાંથી તે દુર જઇ શકયાં નહિ તે સ્વાભાવિક હતું.

છતાં આ પ્રમથનાથ એક વખત ત્રણેક વર્ષ ઇંગ્લાંડમાં રહ્યો હતો. ત્યાંના એ રહેવાસ દરમ્યાન તેને ત્યાં જે માયા ભરી આગતાસ્વાગતા મલી હતી તેથી તેના વિચારમાં એવું પરિવર્તન થઇ ગયું કે તે પોતાની માતૃભૂમિની શોકજનક અને નામોશી ભરી ( માનભંગ ) સ્થિતિ તદ્દન વિસરીજ ગયો, અને જયારે તે સ્વદેશ પાછો ફર્યો ત્યારે વિલાયતી પોશાકમાં સજ્જ થઇને આવ્યો. આથી પ્રથમ તો તેના ભાઇ ભગિનીઓને ઘણું દુ:ખ થયું, પણ થોડાજ દિવસમાં તેઓ એમ માનવા લાગ્યાં કે વિલાયતી પોશાક તેને બહુ સારો શોભે છે અને ધીમે ધીમે તેઓ તેની સાથે તેના આ અભિમાન અને પ્રતિષ્ઠામાં ભાગ લેતાં થઇ ગયાં.

ઇંગ્લાંડથી પાછા ફરતાં પ્રમથનાથે ' સમાનતાની ભાવના 'થી અંગ્રેજો સાથે કેવી રીતે પરિચયમાં આવી શકાય છે તે જગતને બતાવી આપવાનો વિચાર કર્યો હતો. તે એવું માનતો કે " આપણા જે દેશ બંધુઓ એમ ધારે છે કે અંગ્રેજો આગળ શીર ઝુકાવ્યા વિના તેમના પરિચયમાં આવી શકવું મુશ્કેલ છે, તેઓ માત્ર પોતાની આત્મમાનની ઉણપજ દર્શાવે છે, અને અંગ્રેજોને અન્યાય કરે છે. "

ઇંગ્લાંડથી તે ઘણા નામાંકિત અંગ્રેજ સદ્દગૃહસ્થો કનેથી પરિચય-પત્રો ( Letters of Introduction )લાવ્યો હતો, અને તેની સહાયથી

એંગ્લો–ઈંડીઅન સમાજમાં તે પોતાની ઓળખાણ કરાવી શકયો. પ્રમથનાથ અને તેની પત્ની વખતોવખત અંગ્રેજી સમાજમાં, ચાપાર્ટી, ભોજનપાર્ટી અને રમતગમતના જલસા પ્રસંગે મહેમાનગીરીનો આસ્વાદ લેવા લાગ્યાં. આવું સદ્દભાગ્ય (!) પ્રાપ્ત થતાં તેના શરીરની રગેરગમાં એક પ્રકારની ઝણઝણાટ ભરી લાગણી પેદા થવા લાગી

લગભગ એજ સમયે એક નવી રેલ્વે લાઇન ખુલ્લી મુકાવાની હતી; અને લેફ્ટેનન્ટ ગવરનર તરફથી તે લાઇન પર પહેલી મંગલાચરણની સહેલ કરવા માટે અધિકારીઓના કૃપાપાત્ર એવા શહેરના ઘણા ગૃહસ્થોને આમંત્રણ આપવામાં આવ્યાં હતાં. પ્રમથનાથને પણ એ આમંત્રણ મળ્યું હતું. ઉપરોકત મંગલાચરણની મુસાફરીથી પાછા ફરતાં પોલીસના એક યુરોપીયન સાર્જંટે કેટલાક હિંદી સદગ્રહસ્થોને ઘણી ઉદ્ધતાઇ ભરી રીતે એક ડબ્બામાંથી ઉતારી પાડ્યા. અંગ્રેજી પોશાકમાં સજ્જ થયેલ પ્રમથનાથ પણ તેજ ડબ્બામાં બેઠો હતો. એટલે તે પણ બીજા હિંદી ગ્રહસ્થો સાથે ડબ્બામાંથી ઉતરી જતો હતો. એટલામાં પેલા સારજંટે કહ્યું કે " સાહેબ તમારે ઉતરી જવાની જરૂર નથી. તમે બેસી રહો. "

પ્રથમ તો પોતાને આ ખાસ માન મળેલું જોઇને પ્રમથનાથ ફુલાયો. તથાપિ જ્યારે ગાડી ચાલતી થઇ ત્યારે હમણાંજ ખેડાયલાં હરિયાલી વિનાનાં પશ્ચિમ બાજુનાં ખેતરો ઉપર પડતાં આથમતા સૂર્યનાં ઝાંખાં કિરણો જાણે આખા દેશ ઉપર શરમના શેરડા નાંખી રહ્યાં હોય એમ તેને દેખાયું. પોતાના એકાંત ખંડની બારી આગળ બેસીને ડોકીયું કરતાં બ્હાર દેખાતાં વૃક્ષોથી છુપાયલી પોતાની માતૃભૂમિનાં ઉદાસીન નયનો જાણે તેની દૃષ્ટિએ પડ્યાં હોય એમ તેને લાગ્યું પ્રમથનાથ ત્યાંજ બેઠો બેઠો વિચારમાં તલ્લીન થયો. તેની આંખોમાંથી ઉષ્ણ અશ્રુપ્રવાહ કપોલ પર વ્હેવા લાગ્યો અને તેનું હૃદય આવેશભરી લાગણીથી ધગધગી રહ્યું

આ સમયે તેને એક લોક કથાની સ્મૃતિ થઇ આવી. " એક રસ્તા પર થઇને એક રથયાત્રા જતી હતી. દેવમૂર્તિના રથને એક ગધેડો જોડયો

હતો. રસ્તા ઉપર ઉભેલા શ્રદ્ધાળુ પ્રેક્ષકો તે મૂર્તિને ભક્તિથી નમન કરતા હતા અને જમીન પર લાંબા પડીને પગે લાગતા હતા. આ જોઇ પેલો મૂર્ખ ગધેડો એમજ માનવા લાગ્યો કે આ બધા લોકો મનેજ પગે લાગે છે." પ્રમથનાથ મનમાંજ બોલ્યો કે "હવે મારામાં ને આ ગધેડામાં જે ફેર છે તે હું આજે સમજ્યો છું તે એ કે મને જે માન મળ્યું છે ને ખરેખર મને પોતાને આપવામાં આવેલું નથી, પણ આ મારા શરીર ઉપરના ભારરૂપ વિલાયતી પોશાકનેજ અપાયલું છે."

ઘેર આવીને પ્રમથનાથે ઘરનાં સર્વ બાળકોને બોલાવી એકઠાં કર્યાં અને એક મોટી હોળી સળગાવી તેમાં પોતનાં સર્વ વિદેશી–વિલાયતી કપડાંની એક પછી એક આહૂતિ આપી દીધી. છોકરાંઓ આનંદભેર હોળી ફરતે તે નાચવા લાગ્યાં અને જેમ જેમ હોળીની જ્વાળા ઉંચે જતી હતી તેમ તેમ બાળકોનો હર્ષ વધતો જતો હતો.

ત્યાર પછી પ્રમથનાથે અંગ્રેજોનાં કુટુંબોમાં અને કલબોમાં ચાપાણી અને નાસ્તો લેવાની રૂઢીને તિલાંજલી આપી દીધી, અને પૂર્વની પેઠે પોતાનાં કુટુંબી જનોના સમુદાયમાંજ રહેવા લાગ્યો. પણ પેલા યુરોપીયન સારજંટની પુષ્પાંજલિથી વિભૂષિત થએલો તેના મિત્રો તો હમેશની માફક એક પછી બીજા અંગ્રેજને બારણે જઇ પાઘડીના ભારથી લચી પડતાં પોતાનાં શીરો ઝુકાવતાજ રહ્યા.

\+ + + + ÷

વીધિ બળે નવેન્દુશેખરનાં લગ્ન પ્રમથનાથની બીજી બ્હેન અરૂણલેખા સાથે થયાં હતાં. પ્રમથનાથની સર્વ બ્હેનો સારી રીતે કેળવાયલી અને સ્વરૂપવતી હતી. નવેન્દુ અંતઃકરણપૂર્વક માનતો કે આ લગ્નસંબંધી તે ખરેખર ભાગ્યશાળી થયો છે, છતાં તે શ્વશુર પક્ષના કુટુંબીજનો ઉપર એવી છાપ બેસાડવા પ્રયત્ન કરવાનું ચુકયો નહતો કે તેમને પણ એક અપ્રાપ્ય રત્ન પ્રાપ્ત થયું છે.

પોતાના સ્વર્ગસ્થ પિતાને કેટલાક યુરોપીઅનો તરફથી મળેલ કાગળો તે પોતાની સાળીઓને જાણે અનાયસેજ બતાવતો હોય એવી

યુક્તિથી વારંવાર બતાવતો હતો. અને જ્યારે તે યુવતીઓના ગુલાબી અધરોષ્ઠ વચ્ચેથી મામીંક હાસ્ય નીકળતું અને લાલ મખમલની મ્યાન-માંથી ચકચકિત ખંજરની તીક્ષ્ણ અણી ડોકીયાં કરતી ત્યારે આ ભાગ્ય-હીન પુરૂષ પોતાની મૂર્ખાઇ પામી જતો અને પશ્ચાત્તાપ કરતો.

આ સર્વ બ્હેનોમાં સૌથી મ્હોટી બ્હેન લાવણ્યલેખા બીજી બ્હેનો કરતાં સૌન્દર્ય અને ચાતુર્યમાં ઘણી સરસાઇ ભોગવતી હતી. તેણે એક મંગળ દિવસ જોઇને નવેન્દુના શયનખંડના એક ગોખમાં બે વિલાયતી ચામડાના બુટ ( જોડા ) ની જોડી મૂકી, અને તેમના ઉપર હિંગલોક-સિંદુરનું લાલ લેપન કર્યું, તેમને ચંદન પુષ્પ ધૂપ ગંધાદિ ચડાવ્યાં અને તેની બેઉ બાજુએ મીણબત્તીઓ સળગાવી મૂકી રાખી. આવી રીતે તેણે એક ખરેખરી પૂજાવિધિ પ્રમાણે આ ખાસડાં–દેવની પ્રતિષ્ટા કરી. જ્યારે નવેન્દુ ત્યાં આવ્યો ત્યારે તેની બે સાળીઓ તેના બેઉ પડખે આવી ઉભી. અને આડંબરયુક્ત ગાંભીર્યથી કહ્યું કે " આપના આ ઇષ્ટ દેવને નમસ્કાર કરો અને તેમના આશીરવાદથી તમારૂં શ્રેય થાઓ ! "

કિરણલેખા નામની ત્રીજી બ્હેને ઘણા દીવસોની મહેનત લઇને એક શ્વેત ચાદર ઉપર ' જૉન, સ્મીથ, બ્રાઉન, થોમસન ' ઇત્યાદિ એક સો અંગ્રેજી નામો લાલ રેશમથી ભર્યાં હતાં. આ નામાવલી તૈયાર થતાં તેણે તે નવેન્દુ બાબુને ઘણાજ સત્કારપૂર્વક અર્પણ કરી.

બાળવયની ચોથી બ્હેન શશાંકલેખાએ કહ્યું કે " ત્યારે ભાઈ! તમારે માટે હું એક માળા બનાવીશ જે વડે તમો તમારા આ સાહેબ દેવોનો જાપ જપજો ! "

આ બધા પ્રસંગથી નવેન્દુશેખરના મનમાં શરમ અને ક્રોધની લાગણીઓ ઉછળી આવતી; પણ તે પોતાની સાળીઓનો અને વિશેષતઃ મોટી સાળી લાવણ્યલેખાનો સહવાસ જતો કરી શકે એમ હતું નહિ. લાવણ્યલેખાની જીભની મીઠાશ તેની કડવાશ કરતાં વધારે હતી, અને

નવેન્દુ એકી વખતે આ મીઠાશ અને કડવાશનો સ્વાદ લેતો. પક્ષખંડિત પતંગીયું પુષ્પ સાથે ગમે તેટલો આવેશ ભર્યો ગણગણાટ કરે, પણ તેનાથી તે દુર કેમ કરી થઇ શકે !

પોતાની સાળીઓના સહવાસમાં નવેન્દુ બાબુ એટલો બધો પ્રચુર થઇ ગયો કે તેને આખરે યુરોપીયનોની મહેરબાની માટેની પોતાની તૃષ્ણાનો પોતાની સાળીઓ સમક્ષ નકાર ભણવાની ફરજ પડતી. જ્યારે તે 'બડા સાહેબ'ને સલામ ભરવા જતો ત્યારે તે પોતાની સાળીઓને કહેતો કે "આજે તો સુરેન્દ્રનાથ બેનરજીનું વ્યાખ્યાન સાંભળવા જવું છે." ડારજીલીંગની હવા ખાઇને પાછા ફરતા 'છોટા સાહેબ'નો સત્કાર કરવા જ્યારે તે રેલ્વે સ્ટેશન પર જતો ત્યારે એવું બ્હાનું કાઢતો કે "આજે ઘણું કરીને મારા નાના કાકા આવવાના છે તેને મલવા જાઉં છું." આમ માનીતા સાહેબો અને રંગીલી સાળીઓની સાંણસીમાં સપડાયલા આ કમનસીબ પુરૂષની સખ્ત કસોટી થતી હતી. આ સાળીઓએ તો છુપી રીતે પણ લીધું હતું કે "આ સાહેબોને ભુલાવીએ ત્યારેજ અમે નિરાંતે બેસીશું."

આ અરસામાં એવી ગપ ફેલાઈ કે 'આવતા ખ્રીસ્તિ નવા વર્ષના દિવસે "**માન અકરામ**" ની ટીપમાં નવેન્દુ બાબુનું નામ પણ આવવાનું છે; અને તેઓ 'રાય બહાદુર' બનીને સ્વર્ગની સીઢીના પ્રથમ પગથીયે ચઢશે."

આ આનંદજનક સમાચાર પોતાની સાળીઓ આગળ વ્યક્ત કરવાની આ બિચારાની હિંમત ચાલી નહિ. પણ એક રાતે જ્યારે પાનખર ઋતુનો ચંદ્રમા પોતાનાં રૂપેરી કિરણો પૃથ્વીપર રેલાવી રહ્યો હતો ત્યારે નવેન્દુનું હૃદય એટલા બધા હર્ષથી ઉછળી રહ્યું હતું કે ઉપરોક્ત હકીકત તે પોતાના હૃદયમાં વધુ વખત સમાવી શકયો નહિ અને પોતાની પત્નીને એ વાત કહી દીધી.

બીજે દિવસે અરૂણલેખાએ પોતાની મોટી બ્હેન પાસે જઇને તેને ગદ્ગદ્ કંઠે ઉપરોક્ત હકીકત કહી, અને પોતાના નસીબ પર રડવા લાગી.

લાવણ્યલેખાએ તેને કહ્યું–" 'રાયબહાદુર' થતાં નવેન્દુને કંઇ પૂછડું થોડુંજ ઉગવાનું છે ? તું આમ ખિન્ન શા માટે થાય છે ? "

અરુણલેખાએ ઉત્તર દીધો—" નહિ ! નહિ ! વ્હાલી બ્હેન. હું કંઇ પણ થાઉં પણ મારે ' રાયબહાદુરાણી, થવું નથી. " " રાયબહાદુર 'ના ઇલ્કાબ પ્રતિ અરુણલેખાની અપ્રીતિ હોવાનું કારણ એ હતું કે તેમના પરિચયના એક જુનનાથ બાબુ કે જે રાયબહાદુર થયેલા હતા તેની પરિસ્થિતિ તેણે નીરખી હતી અને તેથી તેનો એ ઇલ્કાબ પ્રતિ સ્વાભાવિક રીતે અતિશય તિરસ્કાર હતો.

લાવણ્યલેખાએ પોતાની બ્હેનને સાંત્વન આપતાં કહ્યું કે " વ્હાલી બ્હેન ! આ વિશે તું કંઇ પણ ચિંતા કરીશ નહિ. તારે ઘેર ' રાયબહાદુર ' નો ઇલ્કાબ આવતો અટકાવવા હું યથાવત્ પ્રયત્ન કરીશ. "

\+ + + ÷ +

લાવણ્યલેખાનો પતિ બાબુ નીલરત્ન બક્ષરમાં વકીલાત કરતો હતો. હમણાં લાવણ્યલેખા પણ ત્યાં ગઇ હતી. જ્યારે પાનખર ઋતુ પુરી થઈ ત્યારે લાવણ્યલેખાએ નવેન્દુને બક્ષર ખાતે પધારવા આમંત્રણ મોકલ્યું અને નવેન્દુ અતિ હર્ષથી બક્ષર જવા ઉપડયો.

લાવણ્યલેખાનાં આરોગ્ય અને સૌન્દર્ય પશ્ચિમ પ્રાંતના શિયાળાની ઋતુના પ્રભાવથી વિશેષ ખીલી નીકળ્યાં હતાં. તેના ફીકા કપોલ ઉપર તેજ ભરી લાલાશ આવી રહી હતી, અને તેથી તે પાનખર ઋતુના એક ખુશનુમા દિવસે નદી તીરે ઉગેલી અને પુષ્પભારથી લચી પડતી એક પુષ્પલતા જેવી દેખાતી હતી. નવેન્દુના મોહવશ નયનોને તો તે ઉષાના પ્રકાશમાં ઝાકળ બિંદુ ટપકાવતી ફુલોથી ભરેલી એક માલતી લતા હોયની એમ લાગતું.

નવેન્દુને પોતાના જીવનમાં આવો આનંદકર પ્રસંગ કદી પણ પ્રાપ્ત થયો નહતો. પોતાના આરોગ્યની સ્ફુર્તિ અને પોતાની સાળીનો આનંદી સહવાસ એ ઉભયના સંગમથી તે જાણે અંતરિક્ષમાં અધર ઉડતો હોયની એવો મનોગમ અનુભવ લેવા લાગ્યો.

ઉદ્યાનની સામે આવેલી ગંગા સરિતા તેના મનની વિચિત્ર લહરીઓને અનેરૂં ચૈતન્ય આપતી કોઇ અજ્ઞાત પ્રદેશમાં જાણે વહી રહી હોય એમ તેને લાગતું.

નદી કિનારેથી પ્રાતઃકાળની સહેલ કરી જ્યારે તે પાછો ફરતો ત્યારે શિયાળાના સૂર્યનાં કુણાં કિરણોથી તેના આખા શરીરમાં એવી તો આનંદકર હુંફની લાગણી થઈ રહેતી કે જેવી હુંફ સ્નેહી દંપતિઓજ પોતાના પરસ્પર આલિંગનમાં અનુભવી શકે.

ઘેર આવતાં તે લાવણ્યલેખાને હમેશાં ભોજનની અવનવી વાનીઓ બનાવવામાં મગન થયેલી જોતો. ઘણી વખત તે તેને મદદ કરતો પણ તેમાં વારે વારે પોતાની અનાવડત અને અજ્ઞાનતાનુંજ પ્રદર્શન કરાવતો. છતાં તે કદી પણ અભ્યાસ અને ધ્યાનથી પોતાની ખામીઓ સુધારવા પ્રયત્ન કરતો નહિ, પણ ઉલટું લાવણ્યલેખાનાં હ્યાજનક હાસ્ય અને મૃદુ ઠપકા સાંભળવામાં મોજ માણતો.

મધ્યાન્હે લાવણ્યલેખાના ચઢાવવાથી તેમજ ક્ષુધા પણ ખુબ લાગતી હોવાથી તેની આગળ પીરસાતા સ્વાદીષ્ટ ભોજન પર તે સારી રીતે હાથ મારતો. જમ્યા પછી તે પત્તાબાજી રમવા બેસતો. તેમાં પણ તે પોતાની અનાવડત બતાવી દેતો. તે છેતરપંડી કરતો, સામા પક્ષનાં પત્તાં જોઇ લેતો, વાંધાઓ ઉઠાવતો, અને તકરાર કરતો, છતાં એક પણ બાજી જીતતો નહિ; અને વળી પોતાની હાર કબુલ કરતો નહિ. તેની આ ટેવને લીધે તેની રોજ નિંદા થતી, પણ તે કોઈ રીતે પોતાની ટેવમાં સુધારણા કરી શકયો નહિ

છતાં એક બાબત એવી હતી કે જેમાં તેણે સંપૂર્ણ સુધારો કર્યો હતો. હમણાં તે પોતાના જીવનનું લક્ષ્ય સાહેબ લોકની મહેરબાની મેળવવાનું છે એ વાત ભુલી ગયો હતો. તેને હવે કંઇક સમજાવા લાગ્યું કે પોતાના સગાં સંબંધીઓનાં વ્હાલ અને આદર જીતી લેવામાંજ ખરૂં સુખ અને કીર્તિ છે.

\+ + + + +

વળી નવેન્દુને હવે નવાજ વાતાવરણમાં ઉડવાનો પ્રસંગ મળ્યો.

નીલરત્ન બાબુ ધારાશાસ્ત્રી મંડળમાં એક આગેવાન વકીલ હતો, છતાં તે યુરોપીયન અધિકારીઓને માન આપવાની ના પાડતો તેથી ઘણાઓ તેને ઠપકો આપતા હતા. આવા દોઢ ડાહ્યલાઓને તે સચોટ ઉત્તર દેતો કે " જો તેઓ મારા સત્કારનો પ્રતિ :સત્કાર કરવા જેટલો વિવેક નહિ બતાવે તો મારો કરેલો સત્કાર એ એક નહિ પુરાય એવી ખોટજ લેખાય. અરણ્યની રેણુકા ભલે ગમે તેટલી શ્વેત અને ચકચકિત હોય તેથી શું ? મારે તો મારૂં વાવેતર ફળદ્રુપ કાળી જમીનમાંજ કરવું જરૂરનું છે કે જ્યાંથી મને પુરતો બદલો મળી શકે."

નવેન્દુ બાબુ પણ ઉપરોક્ત વિચાર ગ્રહણ કરવા લાગ્યો. તથાપિ એમ કરતાં તેણે પોતાના ઝળકતા ભવિષ્યનો પુરો ખ્યાલ કર્યો નહતો, કારણ કે તેના સ્વર્ગસ્થ પિતાએ ઘણી સંભાળપૂર્વક તૈયાર કરેલા ક્ષેત્રમાં ખુશામતનાં બીજ વાવ્યાં હતાં, અને નવેન્દુએ જાતે યુરોપીયનો માટે મોજ-શોખના એક ફેશનેબલ સાધન તરીકે પોતાના શહેરમાં મોટા ખર્ચે એક શોભીતું રેસકોર્સ ( સરતનુ મેદાન ) તૈયાર કરાવી ઉપરોક્ત બીજને પુરતું પાણી પાઇને " ખુશામતના વૃક્ષ "ને ઉછેરી મોટું કર્યું હતું. એ વૃક્ષ ઉપર હવે ' રાયબહાદુર 'નાં ફળ આવવાની મોસમ આવી રહી હતી.

આ સમયે હિંદી મહાસભા ( કોંગ્રેસ 'ના અધિવેશનના દિવસો નજીકમાં આવતા હતા. નીલરત્ન બાબુ એક મહા સભાવાદી હોઇને તેને મહાસભા સમીતિ તરફથી એક ફંડ એકત્ર કરવાની વિનંતિ કરવામાં આવી હતી.

એક દિવસે નવેન્દુ લાવણ્યલેખા સાથે પત્તાંબાજી રમવામાં મશગુલ હતો તે વખતે નીલરત્ન બાબુ ત્યાં આવી પહોંચ્યો, અને પોતાના હાથમાંની ફંડની પહોંચની ચોપડી નવેન્દુની સામે ધરી કહ્યું કે " કૃપા કરી આમાં પૈસા ભરશો ? "

આ શબ્દો સાંભળતાંજ નવેન્દુ પોતાની જુની ટેવ પ્રમાણે ગભરા-યલો દેખાયો. લાવણ્યલેખાએ ચિંતાગ્રસ્ત હોવાનો દેખાવ કરી કહ્યું કે

" અરે ! એ ફંડમાં તમે કંઇ ભરશો નહિ. નહીં તો પેલા તમારા સરતના મેદાનનું સત્યાનાશ વળી જશે. " આ મામીક વચન સાંભળી નવેન્દુશેખર બળભળી ઉઠયો ને બોલ્યો કે " શું તમો એમજ ધારો છો કે મને હમેશાં તેનીજ ચિંતા રહે છે ? "

નીલરત્ને ખાત્રી આપતાં કહ્યું કે " અમે તમારૂં નામ વર્તમાન પત્રોમાં પ્રકટ કરશું નહિ ! "

" તો પણ તે સહીસલામત નથી. આવી વાતો એકથી બીજે મોઢે ઝટ ફેલાય છે." લાવણ્યલેખાએ ગંભીર અને ચિંતાતુર દેખાવ કરી કહ્યું.

"મારૂં નામ વર્તમાનપત્રોમાં પ્રકટ થતાં મને કંઇ કલંક લાગવાનું નથી." નવેન્દુએ આવેશથી જવાબ આપ્યો, અને તરતજ નીલરત્નના હાથમાંથી ફંડની ચોપડી ખેંચી લઇને તેમા રૂપીઆ એક હજાર લખી આપી સહી કરી દીધી. અંતરમાં તો તે ઇચ્છતો હતો કે વર્તમાનપત્રોમાં પોતાનું નામ ન આવે તો સારૂં. લાવણ્યલેખાએ પોતાના હાથો કપાળપર અફાળીને ઉચ્છ્વાસથી બોલી ઉઠી " અરે ! તમે આ શું કર્યું ! "

નવેન્દુએ અભિમાનથી ઉત્તર દીધો-" કંઇજ ખોટું થયું નથી : "

" પણ—પણ-પેલા સીયાલ્દાહ સ્ટેશનના ગાર્ડ સાહેબ, વ્હાઇટવે કંપનીના શૉપ-આસીસ્ટંટ સાહેબ, હાર્ટ બ્રધર્સનો ઘોડાવાળો સાહેબ, આ બધા ગૃહસ્થો તમારી સાથે ગુસ્સે ભરાશે, અને તમારા પૂજાના જમણવારમાં 'શેમ્પેન' પીવાને નહિ આવશે. જુઓ, જ્યારે તેઓ તમને મળશે ત્યારે શું તેઓ તમારે શીરે ટપલા નહિ મારે ?" લાવણ્યલેખાએ ધીમે ધીમે શબ્દ પ્રહાર કર્યો.

" પણ તેથી મારા હૃદયને કંઈ આઘાત થાય તેમ નથી." આમ કહી નવેન્દુ ત્યાંથી ઉઠી બ્હાર ચાલી ગયો.

× × ×

કેટલાક દિવસ વીતી ગયા બાદ એક સવારે નવેન્દુ ચા પીતાં પીતાં એક વર્તમાનપત્ર પર નજર નાખી રહ્યો હતો. એકાએક તેની નજર

'અફ્રૂસ'ની સહીવાળા એક પત્ર પર પડી. આ પત્રના લેખકે નવેન્દુનો કોંગ્રેસ-ફંડમાં ભરેલી તેની નાદર રકમની ભેટ માટે ઉપકાર માન્યો હતો. અને વિશેષમાં એવો અભિપ્રાય પ્રદર્શિત કર્યો હતો કે "નવેન્દુ જેવા પુરૂષને પોતાના સંઘમાં લેવાથી કોંગ્રેસે પોતાના બળમાં આદરપાત્ર વૃદ્ધિ કરી છે."

અફસોસ! પુર્ણેન્દુશેખર! શું કોંગ્રેસના બળની વૃદ્ધિ કરવા માટેજ તેં આ પુત્રને ઉછેરી મોટો કર્યો હતો?

પણ ભાગ્યહીનતાનાં કાળાં વાદળાંમાંયે વીજળીના રૂપેરી ચમકાર દેખાય છે.

એક બાજુએ 'એંગ્લો-ઈન્ડીયન' સમાજ, અને બીજી બાજુએ કોંગ્રેસવાદી પક્ષ, ઉભય પોતાને પોતપોતાના પક્ષમાં લેવા માટે આતુર થઈ રહ્યા છે એમ નવેન્દુને લાગવાથી તેને એટલું તો સ્પષ્ટ જણાયું કે તે પોતે છેક શુન્યવત્ પામર પ્રાણી તો નથીજ.

આ કલ્પનાથી તે હર્ષીત થયો, અને લાવણ્યલેખા પાસે જઇને ઉપરોક્ત પત્ર બતાવ્યો. જાણે તે પત્ર વિષે તે કશું જાણતીજ ન હોય એવો ઢોંગ કરીને લાવણ્યલેખા સાશ્ચર્ય બોલી ઉઠી કે "અરે! આ શું! બધું બ્હાર પડી ગયું! તમારા પર આ કોણે વેર વાળ્યું? અરે એવો ક્રૂર ઘાતકી કોણ હશે!"

"લાવણ્ય બ્હેન! હવે એને ગાળો નહિ દો. એ જે હોય તે, પણ તેને હું ક્ષમા કરૂં છું, એટલુંજ નહી પણ હું તેનું ભલું ઇચ્છું છું."

બે એક દિવસ પછી ટપાલ મારફતે નવેન્દુને કોંગ્રેસ વિરોધી એક એંગ્લો-ઇન્ડીયન છાપું મળ્યું, જેમાં 'એક જાણકાર'ની સહીથી એક પત્ર પ્રકટ થયો હતો. તેમાં નવેન્દુ બાબુને લગતી ઉપરોક્ત હકીકતને ખોટી પાડી હતી અને લેખકે આગળ ચાલતાં લખ્યું હતું કે "જેઓ બાબુ નવેન્દુ-શેખરના અંગત પરિચયમાં આવેલા છે તે એક ક્ષણભર પણ આ નાલેશી ભરી બીના સત્ય માની શકે એમ નથી. જો ચિત્તાની ચામડી ઉપરના ચટા-પટા બદલાય તોજ નવેન્દુ બાબુ કોંગ્રેસવાદી બને અર્થાત્ એ ઉભય અશક્ય

છે. તે કોઇ સરકારી નોકરી માટે નિરાશ થયેલ ઉમેદવાર નથી, કે નથી તે કોઇ બ્રીફલેસ (ધંધાવગરનો) બારીસ્ટર. પણ તે ખરેખરો લાયક આબરૂદાર ગૃહસ્થ છે. કેટલાક હીંદીઓ ઈંગ્લાંડમાં થોડાક દિવસ રહી આવીને આપણા વિલાયતી પોશાક અને રીતભાતની વાંદરીયા નકલ કરીને એંગ્લો ઇન્ડીયન સોસાયટીમાં ઘુસવાનો નફ્ફટાઈ ભર્યો પ્રયાસ કરે છે, અને તેમાં નિરાશ થતાં પાછળથી ખસી જાય છે તેવા ગૃહસ્થ જેવો નવેન્દુ બાબુ નથી, એટલે તેને કોંગ્રેસપક્ષમાં જવાને કોઇ પણ જાતનું ખાસ કારણ નથીજ." વિગેરે વિગેરે.

વાહ! પુર્ણેન્દુ શેખર! તમારા મૃત્યુ પહેલાં તમે યુરોપીયનોમાં તમારું આદરમાન કેવું મજબુત સ્થાપિત કરી ગયા છો!

આ પત્ર નિયમ પ્રમાણે લાવણ્યલેખાના હાથમાં પહોંચી ગયો, કારણ કે તેથી તે પણ જાણી શકે કે તે કોઇ હલકટ તિરસ્કાર પાત્ર વ્યક્તિ નથી પણ એક સાચો આબરૂદાર ગૃહસ્થ છે!!

આડંબર યુક્ત આશ્ચર્યથી લાવણ્યલેખાએ કહ્યું કે "આ તમારા કયા મિત્રે લખ્યું છે? અરે! પેલો ટીકીટ કલેકટર તો ન હોય? અથવા પેલો ચામડાનો વેપારી કે કિલ્લામાંનો ડ્રમ–મેજર પણ કેમ ન હોય!"

"હું ધારું છું કે તમારે આ પત્રની અસત્યતા પ્રકટ કરવા વર્તમાન પત્રમાં લખવું જોઇએ." નીલરત્ન બાબુ વચમાંજ બોલ્યા.

"શું જરૂરનું છે? મારી વિરૂદ્ધ ફાવે તેમ નજીની બાબતો પ્રકટ કરે તે દરેકને શું મારે ખોટી સિદ્ધ કરવા બેસવું? હું કંઇ એવો નવરો નથી!" નવેન્દુએ પ્રૌઢતાથી ઉત્તર દીધો.

નવેન્દુનો આ ઉત્તર સાંભળી લાવણ્યલેખાએ તો ખડખડાટ હાસ્યથી ઓરડાને ગજાવી મૂકયો. આ જોઇ નવેન્દુને કંઇક અસુખ થયું અને તેણે પૂછયું–"કાં, આ શું?"

લાવણ્યલેખા તો હસતીજ રહી. તે પોતાનું હાસ્ય ખાળી શકી નહિ. અને તેની નાજુક દેહલતા હાસ્ય સાથે આમ તેમ ડોલી રહી.

આ હાસ્યની રેલે તો નવેન્દુના દીલને પુરેપુરૂં ખળભળાવી નાખ્યું. તે કરુણ સ્વરે બોલ્યો કે "શું ત્યારે તમો એમ માનો છો કે આ અસત્ય સિદ્ધ કરવાને હું ડરૂં છું ?"

"નહિ, બાપ ! નહિ, હું તો એમ ધારતી હતી કે હજી તમે મોટી મોટી આશા દેનારા તમારા પેલા શરતના અખાડાનું રક્ષણ કરવાના પ્રયત્નમાં અટકયા નથી. 'જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી આશા છે' એ સૂત્ર તમે છેક ભૂલી ગયા નથી." લાવણ્યલેખાએ વ્યંગ ઉત્તર દીધો.

"ત્યારે તમે એવું ધારો છો કે મને અખાડાનીજ ચિંતા છે ! ઠીક, ઠીક, ત્યારે હું હમણાજ તમારી ખાત્રી કરી આપું છું" આમ નિશ્ચયે જવાબ આપી નવેન્દુ તરતજ પેલા 'જાણકાર'ના પત્રની અસત્યતા સિદ્ધ કરનારો પત્ર લખવા મંડ્યો.

એ પત્ર લખાઇ રહ્યો એટલે નીલરત્ન બાબુ તથા લાવણ્યલેખા તે આદિથી અંત સુધી વાંચી ગયાં.

"હજી આ ઉત્તર જોઇએ તેવો સબળ નથી. આપણે તેનો જરા સચોટ તળીયા ઝાટક જવાબ દેવો જોઇએ, કેમ ખરૂંને !" એમ કહી એ દંપતિએ નવેન્દુના લખાણમાં ઘટતો ફેરફાર કર્યો. એ પત્રની સુધરેલી આવૃતિ આ પ્રમાણે હતીઃ-"રશીયનો કે સરહદના પઠાણો કરતાં તુમાખી એંગ્લો-ઇન્ડીયનો હીંદી સરકારના ખરાબમાં ખરાબ દુશ્મનો છે. તેઓજ સરકાર અને રૈયત વચ્ચેની એકતામાં ખલલ કરનાર અનિવાર્ય અંતરાય રૂપ છે. રાજા અને પ્રજા વચ્ચે એકસંપી કરાવનારો રાજમાર્ગ કોંગ્રેસે ખુલ્લો મૂકયો છે. પણ તે આખા માર્ગ ઉપર એંગ્લો ઇન્ડીયન વર્તમાન પત્રોએ ઝેરના કાંટા વેરી મૂકયા છે વિગેરે."

નવેન્દુ બાબુના અંતઃકરણમાં ભય તો હતો જ કે આ પત્ર શું શું તોફાન જગવી મુકશે, પણ બહારથી એ પત્રની ઉત્તમ લેખનશૈલીથી તે બહુ ખુશ થતો દેખાયો; અને તે મનથી એમ માનવા લાગ્યો કે તે લખાણ પોતાનું જ છે. એ પત્ર રીતસર છાપામાં પ્રગટ થયો, અને

કેટલાયે દિવસો સુધી જુદાં જુદાં છાપાંઓમાં તેના ઉપર ટીકાઓ, તેના ઉત્તરો, પ્રત્યુત્તરો પ્રકટ થતાં રહ્યાં. પરિણામે નવેન્દુશેખર કોંગ્રેસપક્ષમાં જોડાયો છે અને તેના ફંડમાં તેણે એક મોટી રકમ ભરી છે એ જાહેરાત આખા વાતાવરણમાં ફેલાઈ રહી.

નવેન્દુ બાબુ હવે છેલ્લે પાટલે આવી બેઠો. તે જાણે એક ઉદ્દામ-પક્ષનો દેશભક્ત હોય એવી રીતે દેશભક્તિની વાતો કરવા લાગ્યો. આ જોઈ મસ્તીખોર લાવણ્યલેખા પોતાના મનમાં જ હસતી. અને કહેતી કે "ધીરા, બાપુ ! ધીરા, હજી તમારે કસોટીમાંથી પસાર થવાનું છે."

× × ×

એક સ્હવારે નવેન્દુ સ્નાનખંડમાં પોતાના શરીર ઉપર તેલ મર્દન કરી રહ્યો હતો અને સ્નાનની તૈયારી કરી રહ્યો હતો, ત્યારે એક નોકરે તેની પાસે આવીને તેને એક 'વીઝીટ કાર્ડ' આપ્યું; એના ઉપર ત્યાંના ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટનું નામ હતું. એ વાંચી નવેન્દુ મહા વિચારમાં ગુંચવાયો. હવે કરવું શું ? તે આ તેલીઆ રાજા જેવી સ્થિતિમાં મેજી-સ્ટ્રેટ સમક્ષ થોડો જ જઈ શકે ! તેણે ઝટ ઝટ સ્નાન કરી લીધું, જેમ તેમ કપડાં પહેરી લીધાં, અને બહારના ખંડમાં ગયો; પણ ત્યાં કોઈ દેખાયું નહિ. પેલા નોકરે ખબર આપી કે "તમારી રાહ જોઈ જોઈને સાહેબ હમણાં જ ચાલી ગયા."

વસ્તુતઃ ત્યાં કોઈ સાહેબ આવેલ નહોતો, પણ આ બધું બનાવટી નાટક લાવણ્યલેખાના ફલદ્રુપ ભેજામાંથી નીપજ્યું હતું; અને તે તેણે એવી રીતે ભજવ્યું કે નવેન્દુ લાવણ્યની એ મસ્તી જરા પણ કળી શક્યો નહિ. તેનું દિલ અતિ દુઃખિત થયું અને તે આખો દિવસ ઉલુકની પેઠે ઉદાસ ચિત્તે ઘરમાં બેસી રહ્યો.

પોતાના અંતરના આનંદને છુપાવીને લાવણ્યલેખાએ ચિંતાતુર દૃષ્ટિથી નવેન્દુને પુછ્યું કે "તમને આજે શું થયું છે ! પ્રકૃતિ ઠીક નથી કે શું ?"

નવેન્દુ મહા પ્રયત્ન હસ્યો અને ઉત્તર દીધો કે " તમારા જેવી આરોગ્ય દેવીના રાજ્યમાં શરીરને કંઈ પણ ઉપાધિ હોયજ નહિ." પણ તેનું આ હાસ્ય તરતજ અદૃશ્ય થયું, અને તેનું મન કોઈ બીજાજ વિચારોમાં સપડાયું. " મેં કોંગ્રેસફંડમાં નાણાં ભર્યાં, વળી વર્તમાનપત્રોમાં પેલો ગલીચ પત્ર પ્રકટ કરાવ્યો, એટલુંજ નહીં પણ જ્યારે મેજીસ્ટ્રેટ સાહેબ મને જાતે મલવા આવ્યા ત્યારે મેં તેને ખોટી કર્યાં અને મુલાકાત લીધા વિના ચાલી જવાની ફરજ પાડી. આ બધું જોતાં તેઓ મારે માટે શું શું ધારતા હશે ! અફસોસ ! વિચિત્ર વિધાતા હું જેવો નથી તેવો મને લોક સમક્ષ રજુ કરે છે !

બીજે દિવસે નવેન્દુ પોતાના ઉત્તમ પોષાકમાં સજ્જ થયો. ઘડીઆળ અને છેડો લટકાવ્યાં, અને માથે મોટી સુશોભિત પાઘડી મૂકી બહાર જવા નીકળ્યો.

" ક્યાં પધાર્યાં ? " લાવણ્યલેખાએ પૃચ્છા કરી. નવેન્દુએ ઉત્તર દીધોકે " એક જરૂરી કામે જરા બહાર જાઉં છું." લાવણ્યલેખા શાંત રહી.

ત્યાંથી નીકળી નવેન્દુ મેજીસ્ટ્રેટના બંગલાના દરવાજા આગળ આવી ઉભો અને પોતાનો વીઝીટ કાર્ડ દરવાજા પરના સિપાઈને આપ્યો.

" સાહેબ તમને હમણાં મળી શકે એમ નથી." સિપાઈએ બેપરવાઈ રીતે જવાબ આપ્યો. નવેન્દુએ તરતજ પોતાના ખીસામાંથી બે કલદાર કાઢયા એટલે સિપાઈએ સલામ કરી કહ્યું કે " સાહેબ ! અમે પાંચ જણા છીએ." નવેન્દુએ રૂપીઆ દશની નોટ કાઢી સિપાઈના હાથમાં મૂકી.

આખરે દશની નોટે કામ બજાવ્યું. મેજીસ્ટ્રેટ સાહેબ તરફથી નવેન્દુને અંદર દાખલ થવાની આજ્ઞા મળી, અને તે બંગલામાં દાખલ થયો.

મેજીસ્ટ્રેટ સાહેબ કંઈ લખતા હતા. નવેન્દુએ તેને સલામ કરી. મેજીસ્ટ્રેટે આંગળીની ઇશારત કરી પાસેની એક ખુરશી પર બેસવા ફરમાવ્યું; અને પોતાની દૃષ્ટિ લખાતા કાગળ ઉપરજ રાખીને પુછ્યું કે " બાબુજી ! બોલો, શા કામે આવ્યા છો ? "

આંગળીઓ વડે ઘડીઆળનો છેડો અમળાવતાં અમળાવતાં ધ્રુજતે અવાજે નવેન્દુએ ઉત્તર દીધો "સાહેબ ગઇ કાલે આપ સાહેબ મોટી મહેરબાની કરી મારે ઘેર પધાર્યા હતા પણ..."

સાહેબે ભવાં ચ્હઢાવ્યાં અને બાડી નજરે નવેન્દુ તરફ જોઇ કહ્યું કે "હું તમારે ઘેર આવ્યો હતો? બાબુજી! તમે આ શું વગર અર્થનું બોલો છો?"

"સાહેબ, માફી ચાહું છું. કાંઈ ગોટાળો થયો લાગે છે." નવેન્દુ ગભરાઈ ગયો, લથડીયાં ખાવા લાગ્યો, તેના આખા શરીરે પ્રસ્વેદ ફુટી નીકળ્યો, અને જેમ તેમ કરીને તે બહાર નીકળી આવ્યો.

રસ્તે ચાલતાં નવેન્દુએ અનુમાન કર્યું કે ગઇ કાલે સાહેબનું અપમાન થવાથી આજે તેણે જાણી જોઇને પોતાના આવ્યાની વાતનો ઇનકાર કર્યો છે.

ઘેર આવી લાવણ્યલેખાને કહ્યું કે તે બજારમાં ગુલાબજાંબુ લેવા માટે ગયો હતો. હજી તો તે આ વાત કરે છે એટલામાં તો મેજીસ્ટ્રેટ સાહેબના અર્ધોએક ડઝન ચપરાસીઓ ત્યાં આવી પહોંચ્યા અને નવેન્દુને સલામ કરી આશાભરી નજરે ઉભા રહ્યા.

"તમે કાંગ્રેસ ફંડમાં પૈસા ભર્યા તેથી આ સરકારી સિપાઈઓ તમને પકડવા આવ્યા છે કે શું?" લાવણ્યલેખાએ હસતાં હસતાં કાનમાં કહ્યું.

"બક્ષીસ, બાબુસા'બ! બક્ષીસ." સિપાઇઓએ મોટે સાદે પોતાના આગમનનું કારણ પ્રદર્શીત કર્યું.

આ બૂમ સાંભળી નીલરત્ન બાબુ અંદરના ખંડમાંથી બ્હાર આવ્યો અને ઉશ્કેરાઇને કહ્યું કે "બક્ષીશ? શાની?"

સિપાઇઓએ ઉત્તર દીધો:—"બાબુ સાહેબ આજે મેજીસ્ટ્રેટ સાહેબને મળવા આવ્યા હતા અને તેથી અમો બક્ષીસ લેવા આવ્યા છીએ."

"અરે ! મેજીસ્ટ્રેટ આજ કાલ ગુલાબજળ વેચવા લાગ્યા છે એ તો મેં આજે જ જાણ્યું !" લાવણ્યલેખાએ ટકોર કરી.

નવેન્દુએ ગુલાબજળની ખરીદી અને મેજીસ્ટ્રેટની મુલાકાતની વાતોનો મેળ બેસાડવા કંઇક અસંબંધ વાકયો ઉચ્ચાર્યાં, પણ તે કોઇથી સમજાયાં નહિં.

"તમને બક્ષીસ આપવાનું કાંઇ કારણ નથી માટે ચાલ્યા જાઓ. તમને કંઇ પણ મળશે નહિ." નીલરત્ને સિપાઇઓને પધરાવી દીધું.

"બિચારા ગરીબ માણસો છે ! એને કાંઇક આપવામાં આપણું શું જાય !" નવેન્દુએ લાગણીભર્યા સ્વરથી કહ્યું. અને ખીસામાંથી એક નોટ કાઢી. નીલરત્ન બાબુએ તુર્તજ એ નોટ તેના હાથમાંથી ઝુંટાવી લઇને ટીકા કરી કે "દુનીયામાં એમના કરતાં વધારે ગરીબ બિચારા માણસો ઘણા પડ્યા છે. તમારા વતી હું તે લોકોને આ દ્રવ્યનું દાન કરીશ."

ક્રોધાયમાન મહાદેવના આ પિશાચી દુતોને સંતુષ્ટ નહિ કરવા બદલ નવેન્દુને ઘણું દુઃખ થયું. આંખોના ડોળાઓ ઉંચા ચઢાવી સિપાઇઓ ચાલતા થયા ત્યારે તે તેમના તરફ ઉદાસ નયને જોઇ રહ્યો, અને જાણે તેમને "ગૃહસ્થો ! તમે જાણો છો કે આમાં મારો કશો વાંક નથી. પણ હું લાચાર છું." એમ કહેતો હોય એમ લાગ્યું.

+ + +

મહાસભાનું અધિવેશન આ વર્ષે કલકત્તા ખાતે થવાનું હતું. નીલરત્ન બાબુ પોતાની પત્નિ લાવણ્યલેખા સાથે ત્યાં ઉપડી ગયો. નવેન્દુ પણ તેમની સાથે ગયો.

જેવાં તેઓ કલકત્તે પહોંચ્યાં કે તરત જ નવેન્દુની આસપાસ કાંગ્રેસવાદીયો વીંટળાઇ વળ્યા, અને તેના આગમનથી તેમના ઉત્સાહ અને આનંદનો પાર ન રહ્યો. તેમણે તેને હર્ષથી વધાવી લીધો અને તેના વખાણના ગગનભેદી નાદ થઇ રહ્યા. પ્રત્યેક જણ વાતો કરવા લાગ્યા કે "નવેન્દુ જેવા આગેવાન પુરુષો કાંગ્રેસના કાર્યમાં ભાગ નહિ લે ત્યાં સુધી દેશોદ્ધારની આશા વ્યર્થ છે."

નવેન્દુ પણ આ વિચારને અનુકૂળ થવા લાગ્યો. કેટલીક ભૂલો અને ગોટાળાની અવ્યવસ્થામાંથી બહાર નીકળી દેશના એક આગેવાન તરીકે લેખાવા લાગ્યો. જ્યારે તે મહાસભાના મંડપમાં દાખલ થયો ત્યારે દરેક જણ માનપૂર્વક ઉભા થયા અને " નવેન્દુનો જય—જય " પોકાર્યો.

આવા " જય જયકાર "થી હિંદમાતાની મુખ મુદ્રા શરમીંદગીથી લાલચોળ તો થતી નહિ હોય !

થોડા દિવસ પછી માન અકરામની ટીપ બહાર પડી. અને રાયબહાદુરોની નામાવલીમાં નવેન્દુ બાબુનું મોંઘેરૂં નામ દેખાયું નહિ. તે દિવસે સંધ્યાકાળે લાવણ્યલેખાયે નવેન્દુ બાબુને પોતાને ત્યાં પધારવાનું આમંત્રણ મોકલ્યું.

નવેન્દુ જ્યારે આવી પહોંચ્યો ત્યારે લાવણ્યલેખાએ તેને ઘણા દબદબા અને વિવેકપૂર્વક એક સુંદર શિરપાવ (Robe of Honour) અર્પણ કર્યો. અને તેના વિશાળ ભાલ ઉપર પોતાની અંગુલીવડે ચંદનનો ચાંદલો કર્યો. બીજી સાળીઓએ પોતપોતાના ગુંથેલા પુષ્પહાર તેના કંઠમાં પહેરાવ્યા.

તેની પત્ની અરૂણલેખા વાદળી રંગની સાડી અને તેજસ્વી ઝવા-હીરોથી વિભુષિત થઇને હર્ષ અને લજ્જા ભર્યા વદને બાજુના ખંડમાં ઉભી રહી હતી. તેની બ્હેનોએ તેની પાસે દોડી જઇને તેના હાથમાં એક પુષ્પહાર આપ્યો અને બહાર આવીને પોતાની સાથે આ પૂજાવીધિમાં ભાગ લેવા ઘણો આગ્રહ કર્યો પણ તેણે માન્યું નહિ. નવેન્દુના કંઠે વિરાજ-વાની અભિલાષા રાખતો આ શોભિતો પુષ્પહાર મધ્યરાત્રીની શાંત એકાં-તતાની ધૈર્યથી વાટ જોઈ રહ્યો.

લાવણ્યલેખા અને બીજી બ્હેનોએ ઉપરોક્ત વીધિ કર્યા પછી મોટે અવાજે કહ્યું કે " આજે અમો તમને રાજા–પદથી અભિષેકીએ છીએ. આવું માન તો હિંદુસ્તાનમાં કોઇકનેજ મળે."

અરૂણલેખાએ પોતાના હૃદયાસન પર નવેન્દુનો અભિષેક કરવા જ્યોત્સ્નામય મધ્યરાત્રીનું શુભ મુહૂર્ત નિશ્ચિત કર્યું હતું.

આ માનથી અને આ અભિષેકથી નવેન્દુ બાબુને કંઇ પણ આશ્વાસન મળ્યું કે કેમ તે તો તે પોતેજ જાણે. અમને તો આ સંબંધમાં ઘણો સંશય છે. અમને તો એમ લાગે છે કે તે પોતાના આયુષ્યના અંત પહેલાં “ રાય બહાદુર ” થશેજ, અને તેના અવસાન કાળે ‘ઇંગ્લીશ મેન’ અને ‘પાયોનીયર’ જેવાં પત્રો તેના સ્વર્ગગમન માટે શોક દર્શાવતા હૃદયદ્રાવક લેખો લખી પ્રકટ કરશે

પરંતુ હાલ તો બોલો બાબુ પૂર્ણેન્દુ શેખરની જય જય જય! ઇતિ.



# ત્યાગ.

( કવિવર રવિંદ્રનાથ ટાગોરની The Renunciation
એ નામની વાર્તાનો અનુવાદ. )



ફાલ્ગુન માસના શુકલ પક્ષની એ એક રાત્રી હતી. સુકુમાર વસંત ઋતુ આમ્રમ્હોરની સુવાસ ચોમેર ફેલાવી રહી હતી. સરોવર તીરે આવેલી લીચી વૃક્ષની ઘનઘટામાં છુંપાએલ બપૈયાનું સુમધુરું સંગીત હેમંતકુમાર સુકરજીના શયનખંડ પર્યંત ધ્વનિત થઇ રહ્યું હતું.

ત્યાં હેમંતકુમાર ઘડીકમાં પોતાની પત્નીના કેશ પોતાની અંગુલિઓમાં નિર્ભાન્ત અમળાવતો, ઘડીકમાં તેની ચુડીઓ અને કંકણો હલાવીને તેમાંથી નીકળતો મોહક રણુકાર સુણતો, તો ઘડીકમાં તેના કેશકલાપની પુષ્પવેણી ખેંચી લઇને તે તેના ભાલ પ્રદેશપર લટકાવતો. માનીતી પુષ્પલતાને ધીમે ધીમે આમ તેમ ડોલવતા સંધ્યાકાળના સમીર જેવો હેમંત કુમાર પોતાની પ્રિયપત્ની જોડે તેને ઉત્તેજીત કરવાને મિષે ઉપરોક્ત ચેષ્ટા કરી રહ્યો હતો.

પણ કુસુમ તો સ્થીર બેસી રહી; અને તેનાં શાંત નયનો બારી બ્હારના વિશાળ ભૂમિ પ્રદેશપર પથરાયલા ચંદ્રપ્રકાશમાં તલ્લીન થયાં હતાં. પોતાના પ્રિયતમની આવી વ્હાલભરી ચેષ્ટાની તેના મનપર કંઇયે અસર થઇ નહીં

છેવટે હેમંતે કુસુમના બેઉ હાથો પોતાના હાથમાં ઝાલ્યા અને તેમને ધીમેથી હલાવી કહ્યું કે "કુસુમ ! મારી વ્હાલી કુસુમ ! તને શું થયું છે ? આમ શુન્યવત્ કેમ બની રહી છે? આમ મારાથી દુર દુર કેમ રહેછે ! આવ. આવ મારી સમીપ. મારા હૃદય સમીપ આવ. જો,જો, રાત્રી કેવી શોભી રહી છે !

કુસુમે પોતાની દૃષ્ટિ હેમંતના મુખચંદ્ર પ્રતિ ફેરવી ધીમેથી ઉત્તર દીધો "હું એક એવો મંત્ર જાણું છે કે જે તમારાં આ વસંતની રમણીય રાત્રી અને ચંદ્ર ઉભયના એક પળવારમાં ટૂકડે ટૂકડા કરી નાંખે !" હેમંત હસ્યો. "જો તું એવો કોઇ મંત્ર જાણતી હોય તો કૃપા કરીને તે બોલીશ નહિ. પણ તારા બીજા કોઇ મંત્રના પ્રભાવે અઠવાડીઆંમાં એકને બદલે ત્રણ ચાર શનીવાર આવતા હોય, અને રાત્રિ બીજે દિવસે પાંચ વાગા સુધી લંબાવી શકાતી હોય તો તેવો મંત્ર બેધાશક બોલજે." આમ કહી તેણે કુસુમને પોતાના ભુજબાથમાં લીધી. હેમંતના ભુજમાંથી મુકત થતાં કુસુમ બોલી કે "જે વાત મેં મારા મૃત્યુ સમયે પ્રકટ કરવા વચન આપ્યું હતું તે વાત હું આજેજ પ્રકટ કરી દઉં એવું મને મારા મન સાથે થયાં કરેછે, અને તે માટે જે શીક્ષા મળે તે સહન કરવાને હું સશકત છું."

કુસુમને શીક્ષા કરવાની જરૂર પડે તો તે કેવી શીક્ષા કરશે તે જણાવવા હેમંત જયદેવનો એક શ્લોક બોલવા જતો હતો, એટલામાં તેમના શયનખંડ બહાર કોઇનાં આવેશ ભર્યાં પગલાં આવતાં સંભળાયાં. તે હેમંતના પિતા હરિહર મુકરજીનાં પરિચિત પગલાં હતાં. આ સમયે પિતાના આગમનનું કારણ ન સમજાવાથી હેમંત ગભરાટમાં પડયો.

ખંડ બહાર ઉભા રહીને હરિહરે બૂમ પાડી કહ્યું–" હેમંત ! હમણાં ને હમણાંજ તારી સ્ત્રીને ઘરમાંથી કાઢી મૂક."

હેમંતે પોતાની પત્ની તરફ દૃષ્ટિ નાંખી. તેના મુખ ઉપર કોઇ પ્રકારનું આશ્ચર્ય જણાયું નહિ. કુસુમે પોતાના હસ્ત કમળથી પોતાનું મુખ ઢાંકી દીધું, અને જાણે હમણાંજ તેને ભૂમિ માર્ગ આપે તો તેમાં પોતે ગર્ક થઇ જાય એમ તેનું હૃદય ઇચ્છતું હતું.

પેલા બપૈયાનું મધુરં સંગીત હજીએ તે ખંડમાં વસંતના વાયુની લહરી સાથે ધ્વનિત થઈ રહ્યું હતું, પણ તે શ્રવણ કરનારાં હૃદયશુન્ય થયાં હતાં.

અનંત હોય છે કુદરતનાં સૌન્દર્ય અને આનંદ, પણ અફસોસ ! કે તે

સર્વ માનવી સંસારના વ્યવહાર આગળ પળવારમાં છિન્ન ભિન્ન જેવાં થઈ જાય છે.

૨

"શું આ બધી ઘટના સત્ય છે?" ખંડમાં પ્રવેશ કરતાં હેમંતે કુસુમને પ્રશ્ન કર્યો.

"હા, એ સત્ય છે." કુસુમે ગદ્‌ગદ્ કંઠે ઉત્તર દીધો. "ત્યારે તેં મને આજ સુધી કેમ કહ્યું નહિ?"

"મેં ઘણીવાર એ વાત આપને વિદિત કરવા પ્રયત્ન કર્યો, પણ હું નિષ્ફળ નીવડી. હું ખરેખર એક કંગાળ દુઃખી સ્ત્રી છું!"

"ત્યારે મને હવે એ વાત પહેલેથી કહે!" કુસુમે ગંભીરતા અને દૃઢતાથી સ્પષ્ટ શબ્દોમાં પોતાની કથની હેમંતને અથેતિ કહી સંભળાવી. આ આત્મકથા કહેતાં તેને દૃઢ પગલે તે અગ્નિ પ્રવેશ કરતી હોય એવો દુઃખદ અનુભવ થયો.

કુસુમની વાર્તા સાંભળી લીધા પછી હેમંત ઉઠયો અને બહાર ચાલી ગયો.

હેમંત હમેશને માટે પોતાનો ત્યાગ કરીને ચાલી ગયો છે એમ કુસુમને સહજ લાગ્યું. પણ તેથી તેને જરાયે આશ્ચર્ય થયું નહિ. છેલ્લી કેટલીક પળોના અનુભવથી તેનું મન એટલું બધું શુષ્ક અને લાગણી રહીત થઇ ગયું હતું કે ઉપરોક્ત પ્રસંગ તેણે જીવનના એક સામાન્ય પ્રસંગ જેવો જ માની લીધો.

તેને આ સંસાર અને સંસારીઓનો સ્નેહ એ ઉભય આદિથી અંત પર્યંત માત્ર મિથ્યા અને મનોકલ્પિત જણાયાં.

આગલા દિવસોમાં અનુભવેલ પોતાના પ્રિયતમના પ્રેમ ભર્યા વિલાસની સ્મૃતિ હવે તેના અધરોષ્ઠ પર એક પણ હાસ્યરેખા લાવી શકી નહિ. પણ ઉલટું તે સ્મૃતિ જાણે તેના હૃદય પર એક તીક્ષ્ણ છુરીની પેઠે ઘા કરતી હોય એવી લાગણી થવા લાગી.

"જે પ્રેમ એક સમયે જીવનને છલોછલ ભરી દેતો હતો, જે પ્રેમ એક સમયે લાગણીઓને ઉન્માદમાં અને ઉંડાણમાં ઉતારતો હતો, જે પ્રેમ એક સમયે અલ્પ વિયોગ થતાં અપાર દુઃખ અનુભવાવતો હતો, જે પ્રેમ એક સમયે પળવારના મિલનમાં અતિ મધુર લાગતો હતો, જે પ્રેમની મર્યાદા અમાપ લાગતી, જે પ્રેમનું અસ્તિત્વ અનંત દેખાતું, અને જે પ્રેમનો ત્યાગ જન્માંતરમાં પણ કલ્પી શકાતો નહતો, શું તેજ આ પ્રેમ! આ લુલો, નિર્બળ, અસહાય પ્રેમ!"

એક ઘડીકા ઉપરજ હેમંતે કુસુમને કહ્યું હતું કે "જો, જો, રાત્રી કેવી શોભી રહી છે!" તેજ રાત્રી હજી પુરી નથી થઇ, તેજ બપૈયો હજી તેનું મધુરૂં સંગીત ગાઇ રહ્યો હતો. વસંતની તેજ વાયુ લહરીઓ હજી વાઇ રહી હતી; અને તેજ ચંદ્રપ્રકાશ ખંડમાંના પલંગ ઉપર રુપેરી ચાદર રુપે પથરાઇ રહ્યો હતો. શું આ સર્વ હવે આભાસ માત્ર હતું? નહિ, નહિ. કુદરતની લીલા તો તેની તેજ વિકાર રહીત છે, પરંતુ માનવીઓની સંસાર-લીલા કૃત્રિમ છે, અને તેમની પ્રેમ લીલા બહુરૂપી છે.

૩

તે રાતે હેમંતને બીલકુલ નિદ્રા ન આવી. પ્રાતઃકાળે ઉઠીને તે ઉદ્વેગપૂર્ણ વદને પ્યારીશંકર ધીબલને ઘેર ગયો. પ્યારીશંકરે તેને હાવ-ભાવથી બેસાડયો અને પૂછ્યું કે "કેમ બેટા! શુ નવાજુના છે?"

હેમંતનો પીત્તો ઉકળી રહ્યો હતો. તેણે ધ્રુજતા સ્વરે કહ્યું કે "તમે મારી જ્ઞાતિને કલંગ લગાડયું છે! અમારા કુટુંબનું સત્યાનાશ કીધું છે. પણ યાદ રાખજો કે તેનો બદલો તમને જરુર મળશે." હેમંત વધુ બોલી શકયો નહિ. તેનો કંઠ રૂંધાઇ ગયો.

"અને તમે તો મારી જ્ઞાતિનું બહુ સારૂં રક્ષણ કર્યું હતું ખરૂંને! મારો જ્ઞાતિ બહિષ્કાર થતો પણ તમેજ અટકાવ્યો હતો, અને તમેજ વ્હાલથી મારો વાંસો થાબડયો હતો કેમ?" પ્યારીશંકરે હસતાં હસતાં મામીંક ઉત્તર દીધો.

હેમંતનો ક્રોધાગ્નિ એટલો તો પ્રજ્વલિત થયો હતો કે હમણાં ને હમણાંજ પ્યારીશંકરને બાળી ભસ્મ કરૂં એમ તેને થયું; પણ તેનો ક્રોધ તેનુંજ કાળજું બાળી રહ્યો હતો; જ્યારે પ્યારીશંકર તો નિરાંતે સુખચેનથી તેની સામે બેઠો હતો.

"શું કોઇ દિવસ મેં તમારૂં કાંઇ બગાડયું હતું?" હેમંતે ખંડિત સ્વરે પ્રશ્ન કર્યો.

પ્યારીશંકરે કહ્યું–"ભાઇ હેમંત! તને પણ હું એક સવાલ પુછું! ત્યારે મારી એકની એક પુત્રીએ તારા બાપનું શું બગાડ્યું હતું? તે વખતે તો તું ઘણો નાનો હતો અને તેથી તને ખબર નહિ હોય માટે સાંભળ. હવે ઉશ્કેરાઇશ નહિ. હું જે વાત કરૂં છું તેમાં તને સારી રમુજ મળશે.

"જ્યારે મારો જમાઇ નવકાંત બાબુ મારી પુત્રીનાં ઝવાહીરો ચોરી લઇને વિલાયત નાસી ગયો ત્યારે તો તું ઘણો નાનો હતો, પણ જ્યારે પાંચ વર્ષ પછી તે બેરીસ્ટર થઇને વિલાયતથી પાછો આવ્યો ત્યારે ગામમાં જે ધાંધલ મચી રહી હતી તેની તો તને સારી રીતે યાદ હશેજ. અથવા તો તું ત્યારે કલકતામાં ભણતો હતો એટલે કદાચ નહિ પણ જાણતો હોય.

તારા બાપે જ્ઞાતિના પટેલનું ડોળ ઘાલીને મને હુકમ કર્યો કે "જો તું તારી પુત્રીને તેને સાસરે મોકલીશ તો તારે તેનો સદાને માટે ત્યાગ કરવો, અને તારા ઘરના ઉંબરે તેને કદી ચઢવા દેવી નહિ." મેં તારા બાપને પગે પડી આજીજી કરી કહ્યું કે "ભાઇ! મને આટલી વખત બચાવ; હું મારા જમાઈ પાસે પ્રાયશ્ચિત અને ગોમૂત્રનું પ્રાશન કરાવું, અને તેને મહેરબાની કરી પાછા જ્ઞાતિમાં લો." પણ તારા બાપે પોતાની હઠ છોડી નહિ. હવે મારાથી મારી એકની એક પુત્રીનો ત્યાગ કેમ થાય! તેથી હું ગામ અને સગાં વ્હાલાંને છોડીને કલકત્તે રહેવા ગયો. ત્યાં પણ આ બલા મારી પાચ્છળ આવી. જ્યારે મેં મારા ભત્રિજાના લગ્નની સઘળી તૈયારીઓ કરી દીધી હતી ત્યારે તારા બાપે કન્યાના માબાપને ઉશ્કેર્યાં, અને તે લોકોએ વિવાહ તોડયો. ત્યારેજ મેં સોગન પૂર્વક પ્રતિજ્ઞા લીધી હતી કે "જો મારી નસોમાં બ્રાહ્મણપણાનું એક પણ બુંદ હોય તો હું હરિહર મુકરજીનું

બરાબર વેર લઇશ." હવે તો તને આ બધા કારસ્થાનનું રહસ્ય સમજાયુંજ હશે. પણ સબુર, એ આખી વાર્તા હું તને કહી દઉં તો તું ઘણો રાજી થશે. તે ઘણી રસીક છે.

જ્યારે તું કલકતામાં રહી કોલેજમાં ભણતો હતો ત્યારે તારા ઘરની પાડોશમાંજ એક વિપ્રદાસ ચેટરજી નામનો ગ્રહસ્થ રહેતો હતો. તેના ઘરમાં તેના આશ્રય નીચે કુસુમ નામની એક કાયસ્થ ગૃહસ્થની અનાથ પુત્રી રહેતી હતી. એ બાલિકા ઘણી સ્વરૂપવતી હતી અને તેથી તેનો વૃદ્ધ પાલક પિતા કોલેજના જુવાન વિદ્યાર્થીઓના નયનકટાક્ષથી તેનું રક્ષણ કરવા આતુર રહેતો હતો. તોપણ એક નવજુવાન બાલાને પોતાના વૃદ્ધવાલીની આંખોમાં ધુળ નાંખવાનું બહુ મુશ્કેલ નથી. ધોયેલાં કપડાં સુકવવાને બ્હાને તે વારંવાર પોતાના ઘરની અગાશી ઉપર આવતી, અને હું ભુલતો નહિ હોઉં તો તારા પોતાના અભ્યાસ માટે તારા ઘરની અગાસી પણ એક અનુકુળ સ્થાન બની રહ્યું હતું. તમો બેઉ પોતપોતાની અગાસી ઉપરથી એકબીજાં સાથે વાર્તાલાપ કરતાં કે કેમ તે હું કહી શકતો નથી; પણ પેલી છોકરીના વર્તન ઉપરથી વિપ્રદાસ ડોસાના મનમાં કંઈક કુશંકા થઇ. કુસુમ પોતાના ઘરકામમાં વારંવાર ભુલો કરવા લાગી, અને શંકરની પ્રેમપ્રાપ્તિ માટે તપ કરતાં પાર્વતીજીના પેઠે તેની ક્ષુધા અને નિદ્રા પણ ધીમે ધીમે ન્યૂન થવા લાગી. કોઇ કોઇ વખત તો કાંઇ પણ પ્રત્યક્ષ કારણ વિના તે પોતાના વૃદ્ધ વડીલ સમક્ષ રૂદન પણ કરતી.

આખરે ડોસાને ખબર પડી ગઇ કે તમો બેઉ પોતાપોતાની અગાસી પરથી એક બીજાને વારંવાર મળો છો, અને વળી તું પોતે તો ખરે બપોરે અગાસી ઉપર જાણે એકાંત અભ્યાસનો શોખીન હોય તેમ હાથમાં પુસ્તક લઇને આવી બેસતો, અને કોલેજમાંએ બીલકુલ જતો નહિ, એની પણ તેને ખબર થઇ. વિપ્રદાસે મારી પાસે આવી આ બધી વાર્તા કહી અને મારી સલાહ પુછી. મેં તેને કહ્યું કે "કાકા! તમો ઘણો વખત થયાં કાશીની યાત્રાએ જવાની ઇચ્છા રાખતા હતા ને? તો હવે યાત્રા કરવા જાઓ, અને એ છોકરી મારા આશ્રયે રહેશે. હું તેની યથાવત સંભાળ લઇશ."

આ સલાહ પ્રમાણે કુસુમને મને સોંપી તે યાત્રા કરવા ગયો. મેં કુસુમને શ્રીપતિ ચેટરજીને સોંપી અને તે એ છોકરીના બાપ તરીકે ઓળખાવા લાગ્યો. ત્યાર પછીની ઘટના તો તું જાણેછેજ. આ વાત તને અથેતિ કહીને આજે મારા દીલને બહુ નિરાંત વળી છે. આ વાતો શું તને એક અદભુત નવલકથા જેવી નથી લાગતી? મારો વિચાર તો એને એક નવલકથા લખીને પ્રકટ કરવાનો થાય છે; પણુ હું કાંઇ લેખક નથી. લોકો કહે છે કે મારા ભત્રિજામાં એવી કંઇક લેખન શક્તિ છે, તો હું તેને આ બધી વાર્તા કરીશ અને મારા વતી તેની પાસે એ નવલકથા લખાવીશ. પણુ એ કથાના અંતિમ ભાગનું શું? તે તો તુંજ જાણે છે! ત્યારે તું જો મને એ વિષયમાં મદદ કરે તો એક સંપૂર્ણ રસીક અને અદભૂત નવલકથા બને, કેમ ખરૂંને !"

પ્યારીશંકરના છેલ્લાં વાક્યો પર ધ્યાન નહિ આપતાં હેમંતે પ્રશ્ન કર્યો–"શું કુસુમે પણુ આ લગ્ન સંબંધ માટે કંઇ વાંધો લીધો નહિ?"

પ્યારીશંકરે આગળ ચલાવ્યું–"તેની કલ્પના કરવી મુશ્કેલ છે. ભાઇ! તુંજાણુતો હઇશ કે સ્ત્રી જાતિના મનનું બંધારણુ કેવા પ્રકારનું હોય છે. જ્યારે તેઓ મોઢેથી "ના" કહે છે ત્યારે જાણુવું કે તેનું હૃદય "હા" કહે છે.

જ્યારે કુસુમને નવા કુટુંબમાં લઇ જવામાં આવી ત્યારે તે તારા દર્શન વિના કેટલાયે દિવસ સુધી મુઝવણુમાં પડી રહી અને તેં પણુ કોઇ પ્રકારે તેનું નવું સ્થળ શોધી કાઢયું હતું, કારણુ કે ઘણી વખત તું કોલેજનો રસ્તો ભુલી જતો અને શ્રીપતિના ઘર આગળ ભટકતો દેખાતો. તારી દૃષ્ટિ પ્રેસીડન્સી કોલેજની શોધમાં હોય એમ દેખાતું નહતું, કારણુ તારી દૃષ્ટિ તો પેલા ખાનગી ઘરની સળીયા બારી તરફ જતી જણુાતી હતી, કે જે બારી વાટે ફકત હવામાંનાં જંતુઓ અને પ્રેમઘેલા નવજુવાનનાં હૃદયોજ પ્રવેશ કરી શકતાં. તમો બેઉને માટે મને ઘણી ચિંતા થયા કરતી હતી. હું જોઇ શકયો કે તારા વિદ્યાભ્યાસને ગંભીર અંતરાય નડતો હતો, અને પેલી છોકરીની સ્થિતિ પણુ દયાજનક હતી. એક

દિવસે મેં કુસુમને મારી પાસે બોલવી અને પુછ્યું કે "મારી દીકરી ! હુ કહું તે ધ્યાનથી સાંભળ; હું એક વૃદ્ધ છું, અને તેથી તારે મારી આગળ કંઇ પણ શરમ રાખવી નહિ. હું જાણું છું કે તારૂં હૃદય કોને માટે તલસે છે? તે યુવકની સ્થિતિ પણ નિરાશાજનક છે. હું તમારો બેઉનો સંબંધ જોડવાને ઇચ્છું છું."

કુસુમની આંખોમાં એકદમ પાણી આવી ગયાં, અને તે ત્યાંથી ચાલી ગઇ. ત્યાર પછી હું ઘણી વખત શ્રીપતિને ઘેર જતો અને કુસુમને બોલાવીને તેની સાથે તારા સંબંધી ચર્ચા કરતો. ધીમે ધીમે તેની શરમ દુર કરવા સફળ થયો. આખરે જ્યારે મેં તેને કહ્યું કે 'હું તમારાં લગ્ન માટે પ્રયત્ન કરીશ,' ત્યારે તેણે પ્રશ્ન કર્યો કે 'તે કેમ બની શકશે?' મેં કહ્યું, 'તેની ચિંતા તારે કરવી નહિ. હું તને એક બ્રાહ્મણ પુત્રી તરીકે ઓળખાવીશ.' કેટલાક વાદવિવાદ પછી તેણે વિનતિ કરી કે તું આ સંબંધનો સ્વીકાર કરશે કે કેમ તેની ખાત્રી કરવી. મેં કહ્યું 'કેવી ગાંડી છે! એ છોકરો એટલો બધો પ્રેમ-ઘેલો થઇ ગયો છે કે તેની આગળ આ સઘળો ભેદ તત્કાળ ખુલ્લો કરવો નકામો છે. બધું કાર્ય નિર્વિઘ્ને પુર્ણ થવાદો, પછી જેનું છેવટે સારૂં તેનું સૌ સારૂં. કારણ કે એ ગુપ્ત વાર્તા કદી પણ ફુટવાનો કોઇ જાતનો ભય નથી, તો પછી એ અત્યારે ખુલ્લી કરીને પેલા બિચારાની આખી જીંદગી શા માટે કંગાળ બનાવવી જોઇએ.!'

"આ સંકેતને કુસુમનું અનુમોદન હતું કે કેમ તેની મને ખબર નથી. કોઈ વખત તે રડતી, તો કોઇ વખત શાંત રહેતી. પણ જો હુ કદી કહે તો કે "ત્યારે એ વાત જવા દો," ત્યારે તે અસ્વસ્થ દેખાતી. વસ્તુ-સ્થિતિ આ પ્રમાણે હતી ત્યારે મેં શ્રીપતિને તારી કને મોકલ્યો. તેં લગ્ન માટે તરતજ હા પાડી; અને દરેક બાબત નકી થઈ ગઇ.

લગ્ન તીથિના થોડા દિવસ અગાઉ કુસુમે એટલી બધી હઠ લીધી કે મારે તેને સમજાવવાને ઘણી મુશ્કેલી પડી. તે મને વારે વારે કહેવા લાગી કે "કાકા, એ વાત જવા દો." મેં તેને ઠપકો દીધો કે " નાદાન

છોકરી! તને અક્કલ છે કે નહિ? જ્યારે બધું ચોક્કસ થઇ ગયું છે ત્યારે અમારાથી હવે ના કેમ કહેવાય?"

"મને કેઇ અજ્ઞાત સ્થળે મોકલી દો, અને હું મરી ગઇ છું એવી અફવા ફેલાવો." કુસુમે આજીજી કરતાં કહ્યું. મેં જરા નરમાશથી ઉત્તર દીધો કે "પણ પેલા યુવકનો કંઇ વિચાર કર્યો? એ અફવાથી તે બિચારાની સ્થિતિ કેવી થઈ પડે તેનું તને કાંઇ ભાન છે? આવતી કાલે પોતાના લાંબા કાળની પોષેલી ઇચ્છા ફળીભુત થશે એ વિચારથી તે જાણે સ્વર્ગમાં મ્હાલી રહ્યો હોય એવી તેની આજે મનોસ્થિતિ છે. અને તું મને આજે તારા ખોટા મૃત્યુ -સમાચાર મોકલવાનું જણાવે છે. એથી પરિણામ એ આવશે કે મારે તને આવતી કાલે સ્હવારે તેના મૃત્યુના સાચા સમાચાર આપવા પડશે, અને સાંજે તારા મૃત્યુના ખરા સમાચાર પણ મને મળશે. છોકરી તું શું એમ સમજે છે કે હું આટલી વૃદ્ધ વયે એક કન્યા અને એક બ્રાહ્મણ પુત્રની હત્યાનું મહાપાપ વ્હોરી લઉં?"

"છેવટે નિયત કરેલા શુભ દિવસે આ લગ્ન થયાં, અને જે ભારે ફરજ મારે માથે હતી તેમાંથી હું મુકત થયો. ત્યાર પછી જે બન્યું તે તું સારી રીતે જાણે છે."

કેટલીક પળ શાંત રહ્યા પછી હેમંત બોલી ઉઠયો—"અમને આવી રીતે અનિવાર્ય હાની કર્યા પછી પણ તમે શાંત રહ્યા નહીં! અત્યારે પણ તમે આ ભેદ શા માટે ખુલ્લો કર્યો?"

પ્યારીશંકરે તદન સ્વસ્થ મને ઉત્તર દીધો—"જ્યારે મેં જાણ્યું કે તારી બ્હેનના લગ્નની બધી તૈયારીઓ થઇ રહી હતી ત્યારે મેં મારા મનથી વિચાર્યું કે "એક બ્રાહ્મણના કુળને તો મેં કલંકિત કર્યું છે,'પણ તે માત્ર એક ફરજ ખાતરજ. પણ હવે બીજું બ્રાહ્મણકુળ ભયમાં આવી પડ્યું છે, અને તેને કલંકિત થતું બચાવવું એ પણ મારી એક ચોકખી ફરજ છે.' એટલે મેં તેમને લખી જણાવ્યું કે તમે જે ઘરની કન્યા લેનાર છો તે ઘરમાં એક કાયસ્થ કન્યા આવેલી છે એ વાત હું સાબીત કરી શકું એમ છું."

પ્યારીશંકરના આ સરળ પણ પોતાના હૃદયને વીંધી નાખતાં વચનો પર ઉપજતા ક્રોધને મહા પ્રયત્ને દબાવી હેમંતે કહ્યું:-

" આ છોકરીનો હું હવે ત્યાગ કરીશ, તેનું શું થશે ? તમે તેને આશ્રય આપશો ખરા કે?"

પ્યારીશંકરે નિરાંતે ઉત્તર દીધો—" મારે જે કરવાનું હતું તે મેં કીધું. બીજાઓએ તજેલી સ્ત્રીઓની સંભાળ લેવી એ કાંઇ મારી ફરજ નથી. અરે કોઇ ઘરમાં છે કે ! હેમંત બાબુ માટે જરા બરફવાળું ઠંડુ પાણી અને પાનસોપારી લાવ તો ! "

પ્યારીશંકરનો નોકર પાણી અને પાન સોપારી લાવે તે પહેલાં જ હેમંત ઉઠયો અને પોતાને રસ્તે પડયો.

\+ + + +

ફાલ્ગુન માસના કૃષ્ણ પક્ષની પંચમીની એ રાત્રિ હતી. રાત્રિ અંધકારમય હતી. પક્ષીઓનાં ગીત પણ સંભળાતાં નહતાં. સરોવર તીર પર આવેલા લીચી વૃક્ષની ઘટા કાળીશાહીના એક ડાઘા જેવી દેખાતી હતી. અંધકારમાં જાણે માર્ગ દેખાતો ન હોય તેમ દક્ષિણ વાયુ સુસવાટા કરતો અનિયમિત રીતે વાઈ રહ્યો હતો. આકાશસ્થ તારાઓ જાણે કોઇ ઉંડા ભેદ પામવાનું મથન કરતા હોય તેમ અંધકારમાં સાવધ અનિમિષ દૃષ્ટિપાત નાખતા હતા.

હેમંત બાબુના શયનખંડમાં પણ અંધકાર હતો. હેમંત બહારના અંધકારમાં દૃષ્ટિપાત કરતો એક ખુલ્લી બારી પાસેના પલંગ આગળ બેઠો હતો. કુસુમ પોતાના પ્રાણનાથના પાદયુગલને પોતાની ભુજબાથમાં લઇને અને તેના ઉપર પોતાનું શીર ટેકવીને જમીન પર પડી હતી.

શાંત મહાસાગરની પેઠે કાળ સ્થંભિત થઇ રહ્યો હતો. અનંત કાળી-રાત્રિની પેલી મર્મ વિધિએ સર્વ કાળને માટે આ એક ચિત્ર ચિતર્યું હોય એમ લાગતું. ફરતી મેર સર્વત્ર પ્રલય—અંધકાર, તેની મધ્યમાં એક ન્યાયાધીશ, અને એના ચરણ સમીપ એક ગુન્હેગાર વ્યક્તિ !!

પૂર્વ પરિચિત આવેશ ભર્યાં પગલાં પુનઃ સંભળાયાં. દ્વાર સમીપ

આવી હરિહરે કહ્યું, " હેમંત, તને પુરતો સમય આપવામાં આવ્યો છે. હવે તને વધુ વખત મલે એમ નથી. હવે એ છોકરીને ઘરમાંથી કાઢી મૂક."

આ ક્રૂર હૃદયઘાતક શબ્દો સાંભળતાં કુસુમ પોતાના પતિના પગને હૃદયપૂર્ણ પ્રેમાવેશથી વળગી પડી. ચુમ્બનો કરી કરી તેમને અધરામૃતથી ભીંજવી દીધા. ભક્તિપૂર્વક પગે લાગી, અને પોતાના ગુન્હાની શિક્ષા સાંભળવાની રાહ જોતી દૂર ઉભી.

સંસારના અંધકારથી આવૃત્ત થયેલ ન્યાયાધીશની ન્યાયબુદ્ધિ કુદરતના અંધકાર વચ્ચે જાગૃત—શુદ્ધ થઇ. દંપતિના એકરૂપ પ્રેમ આગળ સંસારીઓની વ્યાવહારિકતા મ્હાત થઇ. પત્ની ત્યાગ આગળ જ્ઞાતિ ત્યાગ ન્યાયયુક્ત ઠર્યો.

હેમંત ઉઠયો અને દ્વાર પાસે જઇને પિતાને સંબોધી કહ્યું:—

" પિતાજી ! હું મારી પત્નીનો ત્યાગ નહિ કરૂં !"

" શું ત્યારે તું જ્ઞાતિ બહિષ્કાર થવા માંગે છે!"

" હું જ્ઞાતિની દરકાર કરીશ નહિ. પત્નીત્યાગ કરતાં હું જ્ઞાતિનો ત્યાગ વ્યાજબી માનું છું."

ત્યારે હું પણ તારો ત્યાગ કરૂં છું."

× + + +

અંધકારપટને ભેદતો—દુર કરતો કૃષ્ણપક્ષની પંચમીના ચંદ્રમાનો પૂર્ણોદય થઇ ચુકયો હતો. સંસારની વ્યવહારપટુતાના આવરણને ભેદીને હેમંતના હૃદયાકાશમાં સ્નેહચંદ્રનો પણ પૂર્ણોદય થયો; અને કુસુમનું હૃદય—કુમુદ પ્રફુલ્લ થવા લાગ્યું. ચંદ્રનાં કિરણો ખંડમાં પ્રવેશી કુસુમના મુખારવિંન્દ ઉપર સુધામય છંટકાવ કરી રહ્યાં હતાં. હેમંતનું હાસ્યપૂર્ણ વદન કુસમના હૃદયમાં પ્રેમની ઉર્મીઓને ઉછાળી રહ્યું હતું. આમ અંતર અને બહાર અનુપમ રમણીયતા વ્યાપી રહી હતી. " જો, જો, રાત્રિ કેવી શોભી રહી છે!" હેમંતના એ શબ્દો દોષમુક્ત કુસુમને હવેજ યથાર્થ લાગ્યા. આ વેળા તે દિગ્મૂઢ જેવી શાંત બેસી રહી નહિ પણ કુદરતની એ રમણીયતામાં તેણે હૃદય ખોલી પોતાની પ્રેમલીલા વિસ્તારવા માંડી. ઇતિ.

# અણસુંઘ્યું ફુલ.

" નીલ લીલમ સમાં લાલ ગાલે બેઠાં તમે જે તણે રે,
એવા રૂડા આંબલીયાની ડાળ મુકીને કોયલ ક્યાં ગયાં રે !

ઉંચે સોહે પ્રભાતના રંગ રાતા રાતા આભમાં રે,
તેવા નાચે નીચે આના મ્હોર !...મુકીને.

ફાલ્યો ફાલ્યો આંબલીયો આ કાળ, વસન્ત—સમીરમાં રે,
સુનો હોય તમો વિના આજ....મુકીને."×



"ઇન્દુ ! ઇન્દુ ! અહીં આવ "
" કેમ બા, શું કામ છે?"
" ઘરમાં બેસ; તારાથી ગરબા ન ગવાય."
" કેમ બા ! મારાથી ગરબા કેમ ન ગવાય !"
" તે તું હાલ નહિ સમજે! પણ તારાથી ગરબા ગાવા કે એવા કોઇ બીજા કામે બહાર ન નીકળાય."

" હું હાલ નહિ સમજું તો ક્યારે સમજીશ બા ? ત્યારે તો હું જ્યારે સમજીશ ત્યારે ગરબા ગાવા નહિ જઇશ."

" બ્હેન ! હું કહું છું કે તારાથી ગરબા ગાવા ન જવાય, અને તેનું કારણ હું તને પછીથી કહીશ."

---

× સ્નેહમુદ્રા પૃષ્ઠ ૮૯, આ સિવાય આ વાર્તામાં સ્નેહમુદ્રામાંથી બીજાં કેટલાંક પદો વાક્યો શબ્દો વિગેરેનાં અવતરણો લીધાં છે.

લેખક.

"ના, મને હમણાંજ કહો. નહિ તો હું આ...ગરબો ગાવા ચાલી."

ઇન્દુ ચકોર નયને માતા સમક્ષ જોતી ઉભી..તારામતી નિરૂત્તર રહી. તેની છાતી ભરાઈ આવી, અને આંખોમાં ઝળઝળીઆં આવવા લાગ્યાં.

મહોલ્લાના ચોકમાં મહિલા મંડળનો વસંતોત્સવનો ગરબો વાધ્યો જતો હતો.

"ન્હાની ન્હાની હોંશે ભરી નાર કરે વ્રત તમ તણાંરે,

તમ દર્શન વણુ અપવાસી !...મુકીને૦—"

આ પદ તારામતીના કાને પડતાં તેનાથી સહસાજ રૂદન થઈ ગ...

"બા, બા, તું કેમ રૂએ છે! હું ગરબો ગાવા ગઈ તે તને શું ના ગમ્યું!"

"દીકરી મને નહિ, પણ પ્રભુને એ ના ગમ્યું!"

"પ્રભુને ના ગમ્યું એટલે!"

"ઓ મારી હોંસની ભરી સંસાર સુખની અપવાસી દીકરી! હું તને શો ઉત્તર દઉં! મારો કંઠ રૂંધાઈ જાય છે!"

તારામતી પોતાના લુગડાંના પાલવમાં પોતાનું મ્હોં ઢાંકી ડુસકે ડુસકે રોવા લાગી.

ઇન્દુમતીને આમાં કંઈ ગમ પડી નહિ. તે તો સાશ્ચર્ય દિગમૂઢ બની ત્યાંજ ઉભી રહી.

"ઇન્દુ! તારે ગરબો ગાવા જવું હોય તો ભલે જા. બા તો હમેશાં એવાં ઘેલાં કાઢયાં કરે છે."

ઇન્દુમતીની મોટી બ્હેન વિમલાગૌરી જે બાજુના ખંડમાં બેઠી હતી, અને જે મા દીકરીનો ઉપરોક્ત સંવાદ સાંભળી રહી હતી તેણે બ્હાર આવીને ઇન્દુને ગરબો ગાવા જવાની રજા આપી. સંસારની અણુઅનુભવી નિર્દોષ ઇન્દુ મોટી બ્હેનની રજા મળતાંજ દોડતી દોડતી સખી મંડળમાં સામેલ થઈ ગઈ. હરણી પેઠે ફાળ ભરી દોડતી ઇન્દુને વિમલા સજળ નેત્રે

બેઇ રહી. પછી તે પોતાની માતાને સંબોધીને બોલી, " બા ! બા ! એ નિર્દોષ બિચારી હરણીને નિર્દોષ આનંદ લેવા દે. એમાં આપણું શું જાય? જે એ નથી જાણતી, નથી સમજતી, તે સમજાવીને એને દુઃખી કરવામાં અને દુઃખી થતી જોવામાં શો લાભ? વખત જતાં જેમ જેમ એ બધું જાણશે તેમ તેમ એ આ સંસારના આચારથી દુર રહેશે, અને ત્યારેજ એના ખરા દુઃખનો ભાર આપણનેયે લાગશે."

" જાણ્યું જાણ્યું. તારૂં ડહાપણ ! હું જાણું કે તુંયે ડાહી હશે ! તમને કંઇ સંસારનો ભો છે? હરણીની પાછળ શિકારીની બ્હીક નથી કે?"

" એવા શિકારીઓથી એનું રક્ષણ કરવું એ આપણી ફરજ છે, આપણી તે ફરજ એના આવા નિર્દોષ આનંદ લુંટી લીધા વિના પણ આપણે અદા કરી શકીશું."

" પણ દુનિયા શું કહેશે?"

" બા ! દુનિયાંથી ડરવાનું નથી. લોક તો ફાવે તેમ બોલે, અને એવી બહુમુખી દુનિયાંની દરકાર શા માટે ! 'દુનિયા કોઇથી જીતાય નહિ' એમ સૌ કહે છે, માટેજ દુનિયાને જીતાતી નથી. જેનાથી ડરીયે તેને ન જીતાય. પણ જેનાથી ડરીયે નહિ તેનેજ જીતાય. દુનિયાને મ્હાત કરવી હોય તો તેનાથી ડરવાનું નથી."

" મુઈ એ દુનિયા, મુવું એ જીતવાનું, ને બળ્યું આ જીરવવાનું!"

એટલું બોલી તારામતી ત્યાંથી ઉઠીને પોતાની પથારી પર આંસુ સારતી પડી. વિમલા પછી પોતાના ખંડમાં જઇ બારી આગળ બેઠી. અને ઇન્દુના ભૂત અને ભવિષ્યના જીવનના વિચારમાં લીન બની.

ગરબો જોસ ભેર ઉલ્લાસ પૂર્ણ ગવાતો હતો. ઇન્દુનો તીણો અને કોમળ સ્વર જાણે બધી સખીઓના સ્વરથી છુટો પડી પોતાના કર્ણમાં આવી પહોંચતો હોય એમ વિમલાને લાગ્યું—

" તમને આવી છે આવી પાંખ, આંબલીયો અપંગ છે રે.
ઉભો ઉભો ફુલે ને કરમાય!...મુકીને. "

" બ્હેન ઇન્દુ ! શું તારા યૌવનનો ' અપંગ આંબલીયો ' આમ જ ફાલશે અને કરમાશે ! અરેરે ! " વિમલાએ એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. તેની આંખોમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. પુનઃ તેના કર્ણમાં ગરબાનો સંગીત સ્વર પડયો.

" તેજ તારા તણું દેખાય, ઝીણું ઝીણું આભમાં રે;

તારો જોવાય ના, ન ઝલાય ...મુકીને."

" ઇન્દુ ! હું તને એક તારો દેખાડું—શોધી આપું, તું તેને ઝાલશે ?"

આકાશમાં કોઇ તારો શોધતી હોય તેમ વિચારમગ્ન વિમલા સ્થિર નયને આકાશ પ્રતિ ઉંચું જોઇ રહી.

વળી તેના અધરોષ્ઠ હાલ્યા.

" વિનોદ ચંદ્ર ! તે વખતે તો તમે મારૂં કહ્યું ન માન્યું, પણ હવે તમે એક અંધકારમય હૃદયને ઉજાળવા મારી એક નમ્ર માંગણીનો સ્વીકાર નહિ કરો ?"

( ૨ )

તારામતી અને ગુણવંતરાય એ દંપતિના સંતાનરત્નમાં વિમલા અને ઇન્દુ એ બે પુત્રી માત્ર હતી. અત્યારે વિમલાની વય આશરે વીસબાવીસ વર્ષની હતી. અને ઈન્દુની વય દશ અગીઆર વર્ષની હતી.

ગુણવંતરાય તથા તારામતીને પુત્ર ન હોવાથી તેમણે આ બેઉ પુત્રીઓને પુત્ર તુલ્ય લાડ લડાવ્યાં હતાં, અને પુત્ર પેઠે જ ભણાવી ગણાવી તથા ઉછેરી હતી. ગુણવંતરાય એક સંસ્કારી અને વિદ્યાપ્રિય પુરુષ હતો. છતાં તેનામાં એક નબળાઇ હતી. એ નબળાઇ તે પોતાની પુત્રીઓને બાળવયમાં જ પરણાવીને સંસારનો " લાવો " લેવાની અભિલાષારૂપે હતી. અને એ અભિલાષા સંસારમાં રૂઢ થએલા " ધનતિમિર તુલ્ય થયેલ પુરાણ " આચાર વિચારોમાંથી જન્મી હતી.

વિમલા અગીઆર વર્ષની હતી ત્યારે તેનાં નિર્મળચંદ્ર જોડે લગ્ન થયાં હતાં, જ્યારે ઇન્દુનાં લગ્ન તેની નવ વર્ષની વયે થયાં હતાં. વિમલાના વિશાળ ભાલ પ્રદેશ પર સૌભાગ્યનો કુંકુમ ચાંદલો અખંડ રહ્યો હતો, પરંતુ દૈવયોગે ઇન્દુના તે ચાંદલાનો વૈધવ્યે ગ્રાસ કર્યો હતો!

ઇન્દુનાં લગ્ન થયાં ને બીજે જ વર્ષે એટલે તેની દશ વર્ષની વયે તેનો અજ્ઞાત પતિ મહામારીનો ભોગ થઇ સ્વર્ગ લોકમાં સિધાવી ગયો. ઇન્દુ લગ્ન પછી માત્ર એક જ વખત સાસરે ગઇ હતી અને નવ વર્ષની બાલવધૂ પીયર અને સાસરાંનો ભેદ પણ શું સમજે? એટલે તેને તો પીયર અને સાસરૂં એ બેઉ સરખાં જ લાગતાં. તે સાસરે રહી ત્યાં સુધી આંતરિક કે બાહ્ય કોઇ પણ જાતનું સ્થિત્યંતર અનુભવ્યા વિના પોતાના દિવસો પિતૃગૃહની માફક નિર્ગમન કરતી. કારણ કે બાપનું ઘર તે પીયર, મામાનું ઘર તે મોસાળ, અને સસરાનું ઘર તે સાસરું એવી તેણે વ્યાખ્યા કરી હતી તે કોઇ રીતે ખોટી ન હતી. પણ એ ત્રણ ઘરમાં જે જોખમદારીનાં તત્વોનો ભેદ છે તે એ ક્યાંથી સમજી શકે! તેને તો એ ત્રણેય ઘરોમાં નાચીકુદીને રમવાનું, અને રડીવઢીને ખાવાનુ જ હતું.

નવ વર્ષની નવવધૂના આ નિર્દોષ વર્તનને માત્ર મૂર્ખ જનો જ આડે આવે કે તેનો તિરસ્કાર કરે! ઇન્દુને તેના ઉપરોક્ત વર્તનમાં તેના સાસરીયામાંનું કોઇ પણ આડે આવ્યું ન હતું. અને તેથીયે તે સાસરાનો ભેદ જરા પણ પામી શકી ન હતી.

છતાં એના માતપિતાને દીકરીને સાસરામાં અજાણ્યું લાગતું હશે, અથવા ગમતું ન હશે, તેમ જ હાલમાં સાસરામાં રાખવાની કંઇ ઉતાવળ પણ નથી એવા વિચારથી ઇન્દુ સાસરામાં માત્ર થોડા જ દિવસ રહી હતી.

નવ વર્ષની ઇન્દુ પરણી ત્યારે તેને એટલી તો ખબર હતી કે તે "પરણી છે." પણ "પરણવું" એટલે શું એ તે જાણતી

નહીં. લોક જ્યારે કહેતા કે " આ ઇન્દુનો વર છે" ત્યારે તે પોતાના વરને જોતી. પણ "વર" એટલે શું એ સમજવા જેટલી શક્તિ તેનામાં ભાગ્યે જ હોઇ શકે.

જ્યારે ઇન્દુના વરના મરણના સમાચાર આવ્યા ત્યારે તેના ઘરમાં હાહાકાર થઈ રહ્યો. ગુણવંતરાય તથા તારામતી, વિમલા તેમ જ અન્ય સંબંધીઓ છાતીફાટ રડતાં હતાં અને આ અકાળે બનેલા અનિષ્ટ બનાવથી તેમનાં હૈયાં બળીજળી રહ્યાં હતાં; તે સમયે પણ ઇન્દુને એટલી જ સમજ હતી કે "તેનો વર મરી ગયો છે!" પ્રાથમિક શાળામાં ભણતો વિદ્યાર્થી જેમ નકશા ઉપર આંગળી મુકીને મુંબઇ કે અમદાવાદ બતાવી શકે, પણ મુંબઇ અને અમદાવાદ એ શહેરો કેવાં છે તે તે જાણતો નથી એટલે તેને જાતે જોયા જેવો ખ્યાલ કે આનંદ આવતો નથી, તેમ જ ઇન્દુ એક વખત પોતાની બ્હેનપણીને કહેતી કે " આ મારો વર છે." અને હવે કહેતી કે " મારો વર મરી ગયો." એ સિવાય તેને અન્ય કશી હૃદયંગમ લાગણીઓ થતી ન હતી.

જ્યારે પોતાની માતા વખતોવખત રૂદન કરતી ત્યારે તે પોતાની બ્હેન વિમલાને પૂછતી કે " મોટી બ્હેન! બા શું કામ ઘડી ઘડી રડ્યા કરે છે!" વિમલાને આનો ઉત્તર આપતાં બહુ મુંઝવણ થતી. તેની આંખોમાં આંસુ આવી જતાં. છતાં ઇન્દુ ફરી ફરીને તે જ પ્રશ્ન પૂછતી વિમલાથી આનો ઉત્તર કેમે કરી ન જ અપાયો. એક દિવસ તેણે આ જ પ્રશ્ન વિમલા પાસે બેઠેલી તેની એક સખી દેખતાં કર્યો. વિમલા રડી પડી. પણ પેલી સખીએ ઉત્તર દીધો કે "તને શું ખબર નથી તારો વર મરી ગયો છે તે! બાને એનો શોક થાય છે તેથી રૂએ છે. અને તને આવું પૂછતાં કંઇ શરમ કે શોક નથી લાગતાં?"

દુઃખ શોક કે શરમને નહિ સમજનારી ઇન્દુએ ઉત્તર દીધો. " તેમાં શું થઇ ગયું! બાપુ બીજો વર નહીં લાવી આપે! મારાં રમકડાં ભાંગી જતાં ત્યારે તો તેઓ મને હરવખત નવાં લાવી આપતા હતાને!"

ઇન્દુના મુખમાંથી નીકળેલા આ શબ્દો સાંભળતાં જાણે આખું યે જગત કોઇ અદૃશ્ય આઘાતથી કચડાઇ જતું હોયની એમ વિમલાની સખીને લાગ્યું. તે તો બીલકુલ આભીજ બની ગઇ.

"વિમલા બેન ! આ તમારી ઇન્દુ તો છેક જ નાદાન છે. આવું ગાંડું ગાંડું બોલી ફજેતી કરાવશે ! અહીં બોલી તો બોલી, પણ બીજે કયાંઇ આવું બોલશે તો દુનિયાં તમને ચકડોળે ચડાવશે." સખીએ પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"ઇન્દુ નાદાન જ છે. કોણે કહ્યું છે કે તે સમજુ અને દુનિયાદારીના આચાર વિચારની અનુભવીયણ છે ! ઉલટું દુનિયા તેને તેની માની લઇને આગળ ચાલે છે અને પછી 'ચકડોળે ચઢાવે છે. તેમાં એનો કે અમારો શો વાંક ? જો કે દુનિયા એના જેવાં નિર્દોષ અને અજ્ઞાન શિશુઓને રમકડાં પેઠે રમાડે છે, ભાંગે છે અને ફેંકી દે છે ! પણ દુનિયાનાં એ રમકડાંને આખી દુનિયા રમકડાં જેવી નથી લાગતી?"

"પણ તમારા માતપિતાએ ઇન્દુને નાનપણમાં પરણાવીને ભુલ તો કરી જ હતી તો !" સખીએ જરા ડહાપણ બતાવ્યું.

"ઇશ્વરની લીલાનો કંઇ પાર પમાતો નથી. આવું પરિણામ આવ્યું એટલે ભુલ કહેવાઈ, બાકી માનવી તો માત્ર નિમિત્ત રૂપ છે. જેવું તેનું ભાવિ !"

ઇન્દુના મુખમાંથી નીકળેલા ઉપરોકત અકલ્પ્ય શબ્દોથી વિમલાને પણ આશ્ચર્ય થયું હતું. પણ તે પોતાની સખીની પેઠે લૌકિક દૃષ્ટિથી તેના પર વિચાર નહિ કરતાં એ દૃષ્ટિથી પર કોઇ બીજો જ વિચાર કરવા લાગી.

( ૩ )

વિનોદચંદ્ર નામનો વિમલાનો દિયર અને નિર્મળચંદ્રનો લઘુ બંધુ હતો. ઇન્દુના લગ્નની જ્યારે વાત થઇ રહી હતી ત્યારે વિમલાના

મનમાં એવો સંકલ્પ હતો કે ઇન્દુનાં લગ્ન વિનોદ સાથે થાય તો બહુ સારૂં. વિનોદચંદના વિચાર જાણી લેવા તેણે તે વખતે પ્રયત્ન પણ કર્યો હતો

વિનોદચંદ્ર એક તરંગી પણ વિદ્યા–વિલાસુ યુવક હતો, તે સ્વતંત્રવિહારી હતો. પણ ઉચ્છૃંખલ કે ઉડાઉ ન હતો. કપડાં લત્તાં ઇત્યાદિ જે જોઇએ તે પોતાના ભાઇ પાસેથી માંગતો અને તે જે આપે તે સ્વીકારી તેનો નિયમસર ઉપયોગ કરતો. ભાઇ અને ભાભીનો તે લક્ષ્મણ જેવો આજ્ઞાધારી હતો. પરંતુ ઘરની વ્યવસ્થામાં તેનું મન પરોવાતું નહિ તે ભલો અને તેનાં પુસ્તક ભલાં. ઘરની કંઇ પણ બાબત વિષે તેને કંઇ પૂછવામાં આવે કે તેનો મત માંગવામાં આવે ત્યારે તે માત્ર "ભાઇ જાણે" એવો એક જ ઉત્તર દેતો.

વિમલાગૌરીએ એક વખત વિનોદચંદને પૂછ્યું કે "વિનુભાઇ! હવે તમારી વય લગ્ન કરવા જેવડી થઇ છે. આવતી લગ્નસરામાં તમારૂં માંગુ આવશે. તો તે બાબત કંઇ વિચાર કર્યો છે કે કેમ!"

"ભાભી! મારી વય લગ્ન યોગ્ય થઇ હશે, પણ મારૂં દિલ લગ્ન યોગ્ય થયું નથી."

"પણ તમારૂં દીલ છે જ ક્યાં! આ બાબતમાંયે શું 'ભાઇ જાણે' એવો જ ઉતર આપવો છે!"

વિનોદચંદ્ર માથાના વાળ પંપાળવા લાગ્યો. વિમલા ખડખડ હસી પડી. વિનોદચંદને ઉત્તર જડી આવ્યો.

"ઘરના માલીક ભાઇ છે, એટલે તે બાબતમાં ભાઇનો જ બોલ પળાય. અને તમારોયે ખરો હાં! પણ મારા દિલનો માલીક હું છું એમાં ભાઇ શું જાણે?"

"અને હું યે શું જાણું?"

"હા સ્તો!"

" માટે જ હું તમને પુછું છું."

" મેં તો કહી દીધું છે જ કે મારો હાલ વિચાર નથી."

" ત્યારે ક્યારે?"

" તેનો પણ મેં વિચાર કર્યો નથી."

" પછી કુંવારા રહી જશો તો!"

" તેમ બને તો યે શું!"

" એકલવાઇ જીંદગી ગુજારવી ભારે પડશે!"

" તેનો પણ અનુભવ લેવાશે. તમારી અબળા કહેવાતી સ્ત્રી-જાતિની વિધવાઓ એકલવાયાં જીવન ગુજારે છે ના! તો સબળ ગણાતા પુરૂષ વર્ગને શી અડચણ હોય ?"

" પણ તેમણે તો સંસારનો અનુભવ લીધેલો હોઇ તેટલેથી સંતોષ માની પોતાનો નિભાવ કરે છે. વળી તેમને પોતાનાં વડીલ કે પુત્રાદિનો આશરો હોય છે."

" પણ જે બાળ-વિધવાઓ છે તેમને કયો અનુભવ અને કયો સંતોષ! તેમ જ મારૂં સમજવાનું. અને પુરૂષવર્ગની સ્વાશ્રયી જાતિને આશરો પણ શા માટે જોઇએ ?"

" તમારા તરંગી વિચારોથી આપણે આડી વાત પર ઉતરી ગયાં. પણ વિનુભાઇ! તમારા એ તરંગો જતા કરી હું કહું તે સાંભળો. મારે તમને કંઇ ફરજ પાડવી નથી. પણ મારા મનની વાત તમને કહી દઉં. તમો જાણતા હશો કે મારી ઇન્દુ બ્હેનનાં લગન કરવાનો વિચાર ચાલે છે. જો તમે હા પાડો તો હું મારા માતપિતાની સમક્ષ એ વાત ચર્ચું."

"ભાભી! મેં તો તમને કહી દીધું જ છે ને કે મારો લગન કરવાનો હાલ વિચાર નથી."

વિમલાએ વિનોદચંદ્રનું મન પુરેપુરૂં પરખવા હસતાં હસત કહ્યું " પણ જો ક્યાંક કોઇ યક્ષકન્યા જેવી મળી ગઇ તો!"

"ભાભી ! એમ મશ્કરી ના કરો ! એવી કોઇ આશાથી મેં ના નથી પાડી. જો એમ મારા વિચાર પલટાય તો મેં તમારૂ અને ઇન્દુનું અપમાન જ કર્યું કહેવાય. પણ હું તેમ ન કરૂં એટલું મારૂં મન આજે મજબુત છે." વિમલા આ ઉત્તરથી સંતોષ પામી.

" તો ભલે, વિનુભાઇ! તમારા એ વિચારની આડે આવવાની હું ધૃષ્ટતા નહિ કરૂં. પણ અમુક સમય પછીએ તમે અમારી એ આશા ફલીભૂત કરી શકો એમ હો તો હું ઇન્દુનાં લગ્ન હાલ મુલ્તવી રખાવું."

" મને એવાં વચન આપતાં નથી આવડતાં. ઇન્દુના વિવાહ હાલ કરવા કે મુલ્તવી રાખવા તે બાબતમાં તમો સ્વતંત્ર છો."

વિનોદચંદ્ર તરફથી આવો ઉત્તર મળ્યો હતો છતાં વિમલાએ ઇન્દુના વિવાહ મુલ્તવી રાખવા પોતાનાં માબાપને ઘણાં સમજાવ્યાં હતાં. પણ પોતાની જ્ઞાતિમાં વરની અછત. અને અત્યારે ઇન્દુ માટે જે વરની વાત થઇ રહી હતી તેના કુટુંબની પ્રતિષ્ઠા ઉંચી ગણાતી, તેમજ તેનાં માબાપ પણ સારા સ્વભાવનાં હતાં, એટલે તેને માટે અનેક કન્યાપક્ષ તરફથી માંગણીઓ આવતી સંભળાતી હતી. આવો પ્રસંગ જવા ન દેવાની ગુણવંતરાયની મહદેચ્છા હતી. તેથી તેણે જ્ઞાતિ પ્રતિષ્ઠાનાં ચશ્માં ચઢાવીને તે વરની સાથે ઇન્દુના વિવાહ કર્યાં. પુત્રી હિતનાં ચશ્માં દાબડીમાં મુકયાં. આમ કરતાં ગુણવંતરાયે ઇન્દુનું દુર્ભાગ્ય કલ્પ્યું ન હતું. છતાં દૈવયોગે ન ધારેલું બન્યું. અને પોતે કરેલી ઉતાવળને માટે પશ્ચાતાપ કરવાનો વખત આવ્યો. દોઢડાહી દુનિયાં તેને પડ્યા પર પાટુ મારવા લાગી, પણ કોઇ તેને હાથ આપી યોગ્ય માર્ગ બતાવવાની દરકાર કરતું નહિ. માત્ર પિતૃભક્ત વિમલાને પોતાના પિતાનો વાંક ન વસ્યો. તે વિચાર કરતી કે " મનુષ્યની ગમે તેવી મહદેચ્છા હોય, તેની ગમે તેટલી સંભાળભરી અને વિચારપૂર્વકની કૃતિ હોય, ગમે તેટલી દૂર દૃષ્ટિથી તે પોતાનાં પગલાં મુકતો હોય તથાપિ ભવિ-

ષ્યમાં ડોકીયું કરવાને તેની જ્ઞાનદૃષ્ટિ શક્તિમાન નથી તે નથીજ. જગતમાં એવા અનેક પ્રસંગો બન્યા જાય છે કે જ્યાં પુરૂષાર્થવાદીઓને પ્રારબ્ધવાદી થવું પડે છે, અને પ્રારબ્ધવાદીને પુરૂષાર્થવાદી બનવું પડે છે. આ બધું ભાવિના ઉંડાણમાં ઉતરવાની મનુષ્યની અશક્તિનું જ પરિણામ છે. ભાવિ મિથ્યા નથી થતું એ ખરૂં, પણ ભાવિ શું છે તે મનુષ્યે થોડું જ જાણ્યું છે! એક પ્રસંગે એક કાર્યનું પરિણામ શુભ હોય, ત્યારે અન્ય પ્રસંગે તેવા જ કાર્યનું પરિણામ અશુભ નીવડે છે. તો પછી કર્તાનો વાંક ક્યાં રહ્યો ! એટલે જગતના એકંદર અનુભવ ઉપરથી મનુષ્યે પોતાનો માર્ગ શોધી લઇ પરિણામનો વિચાર પરમેશ્વરને જ સોંપવો રહ્યો. આમ છે તો એમાં મારા પિતાશ્રીનો શો દોષ !"

વળી તેણે પોતાના મનથી જ પ્રશ્ન કર્યો કે " તથાપિ અમુક સંજોગોમાં અમુક કાર્યનું પરિણામ અનિષ્ટ આવ્યું હોય તો તે અનિષ્ટ પરિણામને શુભ પરિણામમાં ફેરવવાને અથવા અનિષ્ટ પરિણામની અનિષ્ટ અસરો ટાળવાને શું મનુષ્યમાં તાકાત નથી ? શું મારી ઇન્દુનું બગડેલું જીવન ન સુધરે ! ન સુધારી શકાય! શું તેણે આજીવન વૈધવ્ય જ પાળવું રહ્યું ! સાસરૂં શું અને પીયર શું એ ભેદને જે જાણતી નથી, વર અને રમકડાંનો ભેદ જે સમજતી નથી, તે ઇન્દુ સંસાર સુખ અને વૈધવ્ય દુઃખનો ભેદ કેમ કળી શકશે ! એ ભેદ કેમ સાચવી શકશે ! અથવા એ ભેદ સમજતાં કેમ સહનશીલ રહી શકશે ! "

" પુનર્લગ્નની વાત આજે સમાજને અરૂચિકર લાગશે. સમાજ એ અણુસુંઘી ખીલતી કળીને પોતાના રૂઢ સમાજ બંધારણના અંધકારમાં ખીલતાં અટકાવશે. અરેરે ! એને સ્વાભાવિક ખીલવા દઇને એની સુવાસ પ્રસરવા દે એવી તે ઉદાર નથી !

પણ નહિ, નહિ. હું મારી એ કોમળ કળીને એ અંધકારમાં નાખી કરમાવા ન દઉં ! તેને યથેચ્છ ખીલવા દઉં. પછી જોઇએ તો તે પોતાની સુવાસ અબાધિત રીતે સમાજસેવાના વાતાવરણમાં પ્રસારે કે તે કોઇ એક દેવને ચરણે ધરે.

વિનોદચંદ્ર એક વખત કહેતા હતા કે 'હું પણ બાળવિધવા પેઠે કુંવારી જીંદગીનો અનુભવ લઇશ..' તેમને એવો વખત આવે કે ન યે આવે; પણ મારી ઇન્દુને તો એ સમય આવ્યો.

પણ વિનોદચંદ્રના એ શબ્દોમાં સ્ત્રીઓની વૈધવ્ય દશા માટેની એક પરોક્ષ લાગણી હતી. ઇન્દુની આ સ્થિતિ જોતાં તેની એ લાગણી પ્રત્યક્ષ નહીં થાય। મારાં આ ફુલની સુવાસ શું તેનું હૃદય ગ્રહણ નહિ કરે।

( ૪ )

"હું જીવી કરું શુ હવે!
મુખ દેખાડું શું કહે!
સહું હૃદય–શલ્ય શી રીતે!
રોઇ રોઇ મરીશ તું વીત્યે!"

( સ્નેહમુદ્રા. )

અહોનિશ આવો ઉત્પાત કરતાં કરતાં, ઇન્દુના દુર્દૈવ વિષે અતિ મુઝાતાં મુઝાતાં, ગુણવંતરાયનું મૃત્યુ થયું. વત્સલ માતપિતાને પોતાના સંતાનના સુખ સિવાય અન્ય શું પ્રિય હોય? અને જ્યારે અણધાર્યા અવશ સંજોગોમાં એ સુખ વંઠી જાય, અને ભવિષ્યમાં પણ એવા સુખની આશાનાં કિરણ દેખાતાં ન હોય ત્યારે એ પરિસ્થિતિ તેમનાથી કેમ કરી સહન થાય! અનેક દુઃખ ભર્યાં વિચારમાં અને મુંગી મુઝવણમાં ગુણવંતરાયની કાયા ગળતી ગઇ અને આખરે એક જ વર્ષમાં તેનો દેહ પડયો. ગુણવંતરાયના મૃત્યુ કેડે તારામતીની સ્થિતિ બીલકુલ અસહ્ય થઇ પડી. દીકરીના વૈધવ્યની વિપત્તિ જાણે નહીં જેવીજ હોય તેમ તેને શિરે સ્વવૈધવ્યની વિપત્તિ આવી પડી. આમ બેવડો ભાર તારામતી જેવી એક કોમળ–સુહૃદ સ્ત્રી કેમ ઉપાડી શકે! તોફાની મહાસાગરનાં મોજાઓમાં અફળાતી નૌકા સુકાનીના ગુમ થયા પછી કેમ કરી તરી પાર જઇ શકે! થોડા જ દિવસમાં તારામતી પણ મૃત્યુ પામી. અને ઇન્દુની નિરાધારતાનો સર્વ ભાર વિમળાના શીરે છોડતી ગઇ.

માતપિતાની ઉત્તરક્રિયા કર્યા પછી અને ઘરની દરેક વ્યવસ્થા કરી લીધા પછી વિમલા ઇન્દુને લઇને પોતાના સાસરે ગઇ. ઇન્દુને તેના વિના અન્ય કોઇ આધાર ન હતો એટલે પોતાના પતિની સંમતિથી ઇંદુને પોતાને સાસરે જ રાખવનો પ્રબંધ કર્યો. નિર્મળચંદ્રની પણ અનાથ ઇન્દુ પ્રતિ ઘણી સહૃદયતા હતી. તેને પોતાની સહોદર બ્હેન જેવી ગણીને તેનું લાલનપાલન કરવાની તે ખાસ કાળજી લેતો. નિર્મળચંદ્ર અને વિમલાના આશ્રયમાં ઇન્દુ થોડા જ વખતમાં પોતાના માતપિતાની ઉણુપ સ્વાભાવિક ભુલી ગઇ. અને પુનઃ તે સ્વતંત્રવિહારી બુલબુલ પોતાના મનોમય અંતરિક્ષમાં ઉડવા લાગ્યું.

વિમલા પરોક્ષ રહી તેની સર્વ જીવનચર્યા ઉપર સાવચેતી ભરી તપાસ રાખતી હતી. તેને ઘરના પ્રત્યેક કામકાજમાં સાથે રાખતી. સંસારની બીનજરૂરી અને નિંદાખોર વાતો અને વ્યવહારોથી તે અલગ રહી શકે તે માટે તે બહુ કાળજી લેતી. વૃદ્ધ સ્ત્રીઓ કે કુમારિકાઓના સમાગમમાં તે હંમેશ રહી શકે એવી વ્યવસ્થા કરી હતી. બહુધા તેની સખીઓ કુમારિકાઓ જ હતી, એટલે તેમની જોડે નિર્દોષ રમતો છુટથી રમતી અને આનંદ મેળવતી. તેને વાંચવા લાયક સાહિત્ય પણ વિમલાએ નિર્મિત કરી આપ્યું હતું. કોઇ પણ રીતે સંસારના અટપટા વ્યવહારમાં તે ઉંડી ઉતરે નહિ અને તેમ કરીને પોતાની દુઃખભરી સત્ય સ્થિતિનું તેને ભાન થાય નહિ તે માટે તે બહુ સંભાળ રાખતી.

છતાં વિમલાને વારંવાર શોક થતો કે "આમ આ પંખીને હું કેટલો વખત પુરી રાખીશ? માતપિતાની ગરજ તો અમે સારીએ પણ યૌવનની પાંખો ફુટતાં એ પક્ષી પિંજરમાં પુરાશે ખરૂં! અને પુરાશે તો મુંઝાશે નહિ?" આવા આવા વિચારે ઉપર જ્યારે વિમલાનું મન ચડી જતું ત્યારે તેને કંઇ માર્ગ સુઝતો નહિ. તેનું હૃદય ભરાઇ આવતું. માત્ર આંખોમાંથી થોડાંક આંસુ સારીને અને મન મારીને તે પોતાના ઘર કામમાં લાગી જતી. આમ ત્રણેક વર્ષ વીતી ગયાં.

( ૫ )

ઇન્દુના યૌવનની ઉષા ઉગી, અને તેનાં કિરણો તેની કોમળ દેહલતાને ચોમેરથી પોષણ આપવા લાગ્યાં. બાલ્યકાળના અજ્ઞાનમાં—અંધકારમાં તે પોતાની જે પરિસ્થિતિ સમજવા પામી ન હતી તે હવે અનાયાસે આ યૌવન–પ્રકાશમાં પ્રવેશતાં સમજવા લાગી. વૈધવ્યના કાંટા ઝાંખરાંવાળા ક્ષેત્રમાં આ દેહલતા નિરાધાર પડી છે, અને એને યૌવન–સૂર્યના પ્રખર તાપમાં છાંયડો આપનાર કોઈ વૃક્ષ–આશ્રય નથી એનું તેને કંઇક કંઇક ભાન થવા માંડયું આવી આશ્રય વિનાની લતા સૂર્યના પ્રખર તાપમાં કરમાય નહિ તો શું !

આ દુઃખદ અનિવાર્ય ભાન થતાં ઇન્દુ ઘરમાં તેમજ સખીમંડળમાં અને પોતાના સઘળા વ્યવસાયમાં દિઙ્મૂઢ રહેવા લાગી. તેનું નિર્દોષ હાસ્ય ઉડી જતું હતું, ચંચળતા ઠરી જતી હતી, અને સૌંદર્ય મ્લાન થતું હતું.

ઇન્દુની દેહ અને મનની દશાનું પરિવર્તન જોઇ અનુભવી વિમલા અહોનિશ ચિંતાતુર રહેતી. જાણે તે ઇન્દુની કોઇ મહા ગુન્હેગાર હોય તેમ તેની સમીપ આવતાં તેના પગ લથડતા, ને તેની સમક્ષ બોલતાં તેની જીભ સંકોચાતી. તેની કરમાતી દેહકળીને તે કઇ રીતે ખીલવી શકે, ને તેના મુંઝાતા મનને તે કયે પ્રકારે આશ્વાસન આપી શકે, એવા એવા અનેક વિચારોથી વિમલાનું હૃદય વલોવાઇ જતું, છતાં એ વિચારરૂપ મંથનમાંથી તે તત્કાળ ઇન્દુના શ્રેયરૂપ નવનીતને તારવી શકી નહિ.

એક દિવસ મધ્યાહ્ન પછી વિમલા પોતાના શયનખંડની બારી આગળ બેઠી હતી. તે જ્યારે એકલી હોય ત્યારે ઇન્દુના વિચાર સિવાય તેના મનમાં અન્ય કોઇ વિચાર આવતા નહિ. આજે પણ તેનું મન ઇન્દુ સંબંધી વિચારમાં લીન થયું હતું, અને તેની આંખો આકાશમાં વિહરતા સૂર્યતાપમાં નિસ્તેજ દેખાતા ચંદ્ર ઉપર ઠરી રહી હતી. એ સમયે નિર્મળચંદ્રે ખંડમાં પ્રવેશ કર્યો.

બારી ઉપર હાથની કોણી ટેકવી હથેળીમાં પોતાનું વિચાર ભારથી લચી પડતું માથું મુકીને બેઠેલી વિમલાને પોતાના પતિના આગમનની

ખબર પડી નહિ. વિમલાની આંખોમાંથી ઝીણાં ઝીણાં અશ્રુ બિંદુઓ ટપકતાં હતાં અને તે કપોલપ્રદેશ પરથી સરી જઇ તેની હથેલીમાં પડતાં હતાં. નિર્મળચંદ્ર આ દૃશ્ય સ્નેહમય દૃષ્ટિથી જોઇ રહ્યો. જાણે સંપૂર્ણ ખીલેલી કુમુદની ગોદમાં તેનો પ્રિય સુધાકર આવીને વિલાસ કરતો હોય અને પોતાનો સુધારસ પોતાની પ્રિયાને પાતો હોય એવી રસીક કલ્પના તેને ઘડીભર થઇ. પણ તેનું સુહૃદ હૃદય આ કલ્પનામાં વધુ વખત રમી શક્યું નહિ. તે સમજી ગયો કે વિમલા જરૂર કોઇ દુઃખ ભર્યાં વિચારથી મુંઝાય છે. એટલે તેણે વ્યક્ત થઇ પુછ્યું "વ્હાલી ! શું વિચાર કરે છે ? તું હમણાં હમણાં બહુ મુંઝાયલી રહે છે તેનું કંઇ કારણ સમજાતું નથી. કહે, કહે. તને શું થાય છે ?"

વિમલાએ પાછું ફરીને જોયું

"ના, મને પોતાને તો કશું થતું નથી. પણ એ તો સહજ જ આ ચંદ્ર જોઇને વિચારે ચઢી હતી."

"ઓહો ! એમાં તે એવો શો વિચાર આવ્યો કે આંખમાંથી આંસુઓ પણ પડે છે ? નહિ, નહિ. તું તારૂં દીલ છુપાવે છે."

"વ્હાલા ! આપનાથી છુપું તે શું રાખું ! હું ખરૂં જ કહું છું કે આ ચંદ્ર જે એક વખત પૂર્ણ પ્રકાશતો હતો અને અમીધારા છાંટતો હતો તે અત્યારે જાણે ખંડિત થયેલો, નિસ્તેજ, ઝીલો ઝીલો ચાલતો દેખાય છે. એ જોઇ મારા મનમાં કંઇ કંઇ થઇ આવ્યું."

"પણ એમાં શું ! એજ ચંદ્ર પાછો સર્યાસ્ત થતાં પ્રકાશશે. એમ તને આશ્ચર્ય શું થયું ! એવી રીતે ચઢતી પડતી—અસ્તોદય એ આ જગતનો સામાન્ય નિયમ છે."

"પણ જો એ ચંદ્ર અહોનિશ એવો જ નિસ્તેજ અને ખંડિત રહે તો !"

"તું કાંઇ ઘેલી તો થઇ નથી ? એવું તે કંઇ બનતું હશે !"

"હા, હા, એ ચંદ્રની તો એવી દશા નહિ થાય! એ તો પાછો પૂર્ણ પ્રકાશશે પણ......" વિમલાએ એક ઉંડો નિશ્વાસ નાખ્યો.

"પણ શું!"

"પણ મારી ઇન્દુ—મારી નિસ્તેજ ખંડિતા ઇન્દુ! શું એનાં સૌભાગ્યનો પૂર્ણોદય નહિ થાય! એના પર પડેલા 'વિધિના ઘા' નહિ રૂઝાય!"

"હાં, હાં, હવે હું તારા દુઃખનું કારણ સમજ્યો! વિમલા, એ પ્રસંગ બહુ દુઃખદાયક છે! ઇન્દુના વૈધવ્યનું શલ્ય તને અતિ પીડા કરે એ સ્વાભાવિક છે પણ એના ઉપાય ક્યાંથી જડે! કહ્યું છે કેઃ—

'રહ્યું સ્નેહમાં પ્રાણી જે, તેનો સઉ સંસાર,
સ્નેહી વિના સુનો થવે, થાય દેહ પણ ભાર,
હૃદય સ્નેહી બે થઇ જતાં, એક હૃદય થઇ જાય,
વિધિનો તે પર ઘા થતાં, હૃદય શેષ રીબાય.
રસ રૂધિર ત્યાંથી વહી, કરે ખાલી નિજ ધામ,
પુરાય નહિ એ ખોટ ને શોક—ધનુર્વા થાય.
અસાધ્ય આધિ-વ્યાધિ એ કહે એમ ઉર વૈદ્ય.
વિધિ વકર્યો ત્યાં જાણવો, આશા સઘળી ગઇ જ.'

(સ્નેહમુદ્રા.)

માટે હવે એનો શોક કરવો મિથ્યા છે. એ સ્નેહના ઘા કાળ વહે રૂઝાશે."

"ઉરવૈદ્યોની એ ચિકિત્સા વાસ્તવિક છે એ હું કબુલ કરૂં છું. પણ અહીં એ રોગનિદાન લાગુ ન પડે. કારણ સ્નેહમાં રહેલાં પ્રાણીનો સંસાર સ્નેહ સુનો થવો સંભવે, એક થયેલાં બે હૃદયો પર ઘા થતાં શેષ હૃદય રીબાય, અને રસરૂધિર વહી ગયું હોય તો તેની ખોટ ન પુરાય; પણ અહીં મારી ઇન્દુ સંબંધે તેમ નથી. કારણ એને હૃદય એકતાનો અનુભવ થયો નથી તેમ એના હૃદયમાં સ્નેહરસનો સંચાર પણ થયો ન હતો એટલે આપ

કહોછો તેવો ઘા એને પડયો કહેવાય નહિ અને એવો શોક-ઘનુવાં થાય નહિ, પણ ખરી રીતે એની સ્થિતિ એક નવી ઉગતી નિરાધાર લતા જેવી છે. ધારો કે એક પુષ્પલતા તેના આશ્રય માટે એક વૃક્ષ સમીપ રોપી છે. પણ તે એ વૃક્ષનો આશ્રય લે તે અગાઉ તે વૃક્ષ જડમૂળથી ઉખડી જાય તો એ લતાને આધાર કોનો ? હજી એનામાં રસ-સંચાર થયો નથી, એનાં મૂળ જમીનમાં એટલાં ઉંડા ગયાં નથી કે તે પોતાના આધારે ટકી રહે. પણ હા, જો એ વૃક્ષનો આધાર એને ઠીક ઠીક મળ્યો હોત, એને આધારે વીંટળાઇને જ તે વધી હોત, ફાલી ફુલી હોત, તો ખરૂં છે કે એ વૃક્ષપતન સાથે એ લતાનું પતન પણ નિર્માયું જ હોત. અને પછી તો તેને પોતાના મૂળમાંથી જીવન–રસ ખેંચીને સખત તાપમાં અને વાવા-ઝોડામાં નિભાવ કરવો રહ્યો હોત. એનાં મૂળ એટલાં ઉંડાં ગયાં છે કે તે એ જીવન રસ મેળવી શકે ને તોફાનમાં ટકી પણ શકે. પરંતુ એક નવીન લતા કે જેને પાસેના વૃક્ષનો આશ્રય મુદ્દલ મળ્યો નથી તેને તો બીજાના આશ્રયની અપેક્ષા હોય જ. સરળ રીતે કહું તો જે સ્ત્રીઓને સંસારમાં અમુક કાળ સ્થિત થયાં પછી, એટલે પતિ આશ્રયે રહ્યા પછી એ બે હૃદયો એક થયા પછી, દુર્દૈવે વૈધવ્ય પ્રાપ્ત થાય તો તેમણે તો પોતાના સંતાન ઈત્યાદિનું જતન કરવું અને પતિની અધુરી રહેલી ફરજો અદા કરવી રહી. કારણ કે સંતાનપ્રેમ અને કુટુંબ વ્યવસ્થાના મૂળ ઉપર તેમનું જીવન અવલંબી રહે છે એ બેઉને ખાતર તેમણે ઉર-ક્ષય કે એવા બીજા ગમે તેવા આધિ–વ્યાધિ સહન કરી લેવા જરુરના છે. પણ..."

"એટલે શું તું ઇન્દુનું પુનઃ લગ્ન કરવાની ઇચ્છા રાખે છે ?"

"હું એને પુનર્લગ્ન નહિ કહું. એ 'અણસુંઘ્યું ફૂલ', એ 'અણઓઢી ઉરસચ્યા', એ અક્ષત દેહલતા. જો કોઇ વિધિબળથી એના કહેવાતા રોગનું યથાર્થ ઔષધ મળે તો એ વિધિને હું પુનર્લગ્ન કેમ કહી શકું ?"

"વિમલા તારૂં એ મંતવ્ય સમાજ નહિ સ્વીકારે."

" સમાજ નહિ સ્વીકારે માટે જ આ બધી મુંઝવણ થઇ રહી છે. પણ તમેજ કહો વારૂ કે સમાજના નિયમો એક દોરે બધા બેલ હાંકનારા જેવા નથી ! "

" તેમ હશે, તથાપિ સમાજની વ્યવસ્થાને ખાતર એ નિયમો રચેલા હોય છે. એથી કોઇ વ્યક્તિને નુકશાન પણ થતું હોય પણ જ્યાં સમષ્ટિના એકત્ર લાભનો વિચાર થતો હોય ત્યાં વ્યક્તિનો વિચાર અસ્થાને છે. "

" વ્યક્તિનો વિચાર અપવાદ રૂપે થવો જોઇએ. છતાં આપનો એ મુદ્દો કબુલ કરીએ તો પણ ઇન્દુનાં લગ્ન થાય તો સમાજ વ્યવસ્થામાં શો વાંધો આવે તે સમજી શકાતું નથી ! "

" એવા એક બે પ્રસંગો બનતાં વિધવા–વિવાહનો રિવાજ ઉચ્ચ આદર્શવાળા સમાજમાં દાખલ થઇ જાય અને તેથી દાંપત્યપ્રેમની શુદ્ધતા અને એકતા, કૌટુંબિક સંગઠન, અને સામાજીક વ્યવસ્થા છિન્નભિન્ન થઇ જવાની ભીતિ રહે. ધારો કે એક પુત્રવાન વિધવા પુનર્લગ્ન કરે તો કૌટું-બિક સંગઠન અને વ્યવસ્થામાં હરકત નહિ થાય ? તે પોતાનું બાળક પોતાના પ્રથમ પતિને ઘેર મુકી જાય કે સાથે લઇ જાય ? મુકી જાય તો સંતાન સ્નેહનો નાશ થાય. સાથે લઇ જાય તો તેના પતિની મીલ્કત વિગે-રેનું શું થાય ! તેને પરાયે ઘેર કેવી પરિસ્થિતિમાં રહેવું પડે ! આવો ઘણી જાતનો વિચાર કરતાં વિધવાવિવાહ હિતાવહ નથી. નથી વ્યક્તિને, કે નથી સમષ્ટિને. "

" પણ એવી વિધવાઓના વિવાહની ક્યાં હું હિમાયત કરૂં છું ? હું. સ્ત્રી હોઇ સહજ સમજી શકું છું કે એવી સ્ત્રી જો તે સ્નેહી પત્ની અને વત્સલ માતા હોય તો તેણે તેનું દાંપત્યપ્રેમનું ખાલી પડેલું હૃદયપાત્ર સંતતિપ્રેમ અને પ્રભુભક્તિથીજ ભરવું જોઇએ. અને તે તેમ કરે જ. પણ અહીં વાત છે એવા હૃદયપાત્રની કે જેમાં એવો રસ કદી ભરાયો નથી. તો પછી તે પાત્ર ખાલી કે ઉચ્છિષ્ટ થયાની તો વાતજ ક્યાંથી ! "

" પણ હાલના યુગમાં દાંપત્યપ્રેમ કે સંતતિપ્રેમની ઉચ્ચતા કે શુદ્ધતાની વાત કરવાની રહી નથી. એટલે જો આવી અક્ષત

બાળવિધવાઓના વિવાહનો રિવાજ પ્રચાર પામે તો પરિણામે બીજી વિધવાઓના વિવાહનો રિવાજ પણ શરૂ થાય; અને તેમ થાય તો હું આગળ કહી ગયો તેમ કૌટુંબિક સંગઠન, સામાજીક વ્યવસ્થા અને તેની અંતર્ગત રહેલાં નીતિ, પ્રેમ, ઇત્યાદિ તત્વોનો હ્રાસ થવાનો ભય રહે છે. આવા ભયના કારણે વિધવા-વિવાહ તરફ હિંદુ સમાજ ઘણી ઘૃણાથી જુએ છે. અને તે એટલે સુધી કે આવી નિર્દોષ બાળવિધવાના લગ્નને પણ નીતિની દૃષ્ટિએ કબુલ કરતો નથી.”

“એક પક્ષના ભય માટે બીજાનો ભોગ આપવો એ સાવ અન્યાય છે. એવા સખત અન્યાયી નિયમોથી નીતિ વિગેરેનું રક્ષણ થતું નથી એ આપણે ઠેર ઠેર જોઇએ છીયે. વળી એક બીજો મુદ્દો. આજે કેટલીક જ્ઞાતિઓમાં એવો રિવાજ છે કે એક વખત છોકરા અને છોકરીના વિવાહ (વાગ્દાન) થયાં હોય તે પછી પાછળથી ગમે તેવાં અણગમતાં પણ ખરાં કારણો ઉપસ્થિત થાય અને બેમાંના એક પક્ષના માબાપને એ વાગ્દાન અમાન્ય કરવું હોય તો જ્ઞાતિ રિવાજ પ્રમાણે તે વાગ્દાન મિથ્યા થતું નથી. સિવાય કે છોકરો યા છોકરી બેમાંથી એકનું મૃત્યુ થાય. હવે જો આજનો નીતિરક્ષક સમાજ એવો રિવાજ રૂઢ કરે કે આવી રીતે વાગ્દાન થયેલ કન્યાનો વિવાહિત વર દૈવયોગે મરી જાય તો તે ફરીથી વિવાહિત થઈ શકે નહિ, પણ તેના પ્રથમ વિવાહ લગ્ન બરાબર ગણી લેવા. અને જો ફરીથી વિવાહ કરે તો તેણે નીતિનો ભંગ કર્યો કહેવાશે. આવા રિવાજના દંડ નીચે ગણાતી બાળવિધવા અને મારી ઇન્દુમાં કંઇ ફેર હોઇ શકે ખરો?” વિમલાએ દલીલ કરી.

“વાસ્તવિક ફેર નથી પણ લોકદૃષ્ટિએ એ ફેર દેખાય.”

“મેં કલ્પ્યો એવો રિવાજ જો સમાજ દાખલ કરે અને અમલ કરાવે તો લોકદૃષ્ટિએ પણ એ ફેર ન દેખાય!”

“પણ લોકો એવો રિવાજ દાખલ કરે એટલા છેક મૂર્ખ નથી.”

“ત્યારે એજ લોકો આ ભેદ નહિ ગણવાનું ડહાપણ નહિ બતાવે!”

"તે શંકાસ્પદ છે."

"પણ મારી તો એવી માન્યતા છે કે જેનો વિવાહિત વર મરી ગયો છે એવી વાક્દાન થયેલ વધૂ અને મારી ઇન્દુ જેવી અક્ષત બાળવિધવામાં કશો ફેર નથી. અને એવી વિધવાઓનાં લગ્ન થાય તો સમાજવ્યવસ્થા કે બીજી કોઇ વ્યવસ્થાને બાધ આવે એમ નથી. માટે હું મારી ઇન્દુનાં લગ્ન કરવાની ઇચ્છા રાખું છું. તમે મને અનુમોદન આપશો ?"

"હું પોતે અનુમોદન આપી શકુ એવી રીતે તેં મારા વિચારોનું યથાર્થ પરિવર્તન કર્યું છે. વળી ઇન્દુના ભવિષ્ય માટે મને ઘણી ચિંતા રહે છે. તથાપિ જ્ઞાતિ સમાજ અને આપણા વડીલ વિગેરે અન્ય જનો મહા વિરોધ ઉપસ્થિત કરશે. અને તેવી પરિસ્થિતિમાં તારો સંકલ્પ તારી અભિલાષા પ્રમાણે ફલીભુત નહિ થાય. કારણ પ્રથમ તો ઇન્દુને માટે લાયક વર શોધવામાં ઘણા અંતરાયો નડશે. એટલું જ નહિ પણ ખુદ કોઇ યુવક પણ હાલનાં સમાજ બંધન જોતાં ઈન્દુનું પાણિગ્રહણ કરવા તૈયાર નહિ થાય. તેથી હું એમ કહું છું કે ઇન્દુ આજીવન કુંવારી રહે તો શી હરકત ! એના જેવા બુલબુલને—અનાયાસે સંસાર બંધનના પિંજરમાંથી છુટેલાં બુલબુલને પાછું એ પિંજરમાં શા માટે પુરે છે ? અંગ્રેજ તેમજ બીજી પ્રજાઓમાં ઘણી સ્ત્રીઓ આજીવન કોમારવ્રત પાળે છે, તેમજ આપણા હિંદુસંસારમાં પણ ઘણી સંતાન વિનાની વિધવા સ્ત્રીઓ કોમારવ્રત જેવું જીવન ગુજારી દેશસેવા કે પ્રભુસેવા કરે છે. તો ઇન્દુ એવું કોમારવ્રત લઇને દેશસેવા કે પ્રભુસેવા કરે તો શું ખોટું ? આપણે એને એ રસ્તે યોગ્ય સાધનો પુરાં પાડશું. એમ થાય તો તારા બધા વિચારોનો છેડો આવશે, અને એ કાર્ય કીર્તિવંત અને પરોપકારી પણ લેખાશે.

"આપના છેવટના પ્રશ્નનો ઉત્તર દઉં. તમે કહી છે એ ભાવના અત્યુત્તમ છે. પણ ભાવનાના પ્રદેશમાં પ્રવેશવાનુ સહેલ નથી. આ પ્રદેશપર બહુધા કલ્પનાની પાંખપરજ સહેલ કરી શકાય. બીજી પ્રજા-

ઓમાં કોઇ કોઇ સ્ત્રીઓ કૌમારવ્રત પાળતી હશે, પણ એમનાં સમાજ-બંધન એવાં છે કે એમને એ વ્રત સુગમ થઇ પડે, તેમ પાછળથીયે એ વ્રત નહિ પળાય તો તે પુનઃ સંસારમાં પ્રવેશ કરી શકે છે. જ્યારે આપણા આર્ય સંસારમાં એવી સગવડતા નથી. અહીં તો સ્ત્રી જાતિનું લાલન પાલન પુરૂષ જાતિ ઉપર અવલંબેલું છે. તેમજ બેઉ જાતિનાં કર્તવ્યક્ષેત્ર નિરાળાં રહેલાં છે. એટલે કૌમારવ્રત અશક્ય જેવું છે. વળી સ્ત્રી જાતિનું હૃદય સ્વભાવજન્ય બે પ્રકારના "પ્રેમ" તરફ બહુ ખેંચાય છે એક પતિ પ્રેમ, અને બીજો સંતતિ પ્રેમ. એ બે પ્રેમમાંથી એકમાં પણ તરબોળ થયા વિના સ્ત્રી હૃદય ક્વચિત્ જ લોકસેવા કે પ્રભુસેવામાં રસ લઇ શકે. જે વિધવા સ્ત્રીઓને સંતતિ હોય છે તેઓ પોતાનો પતિપ્રેમ સંતતિ પ્રેમ એટલે વાત્સલ્યભાવમાં રુપાંતર કરી શકે છે. અને જે સંસ્કારી સ્ત્રીઓ પતિપ્રેમનો થોડો કે ઘણો અનુભવ લીધા પછી તે પ્રેમથી વંચિત થાય તો તેઓ પ્રેમપ્રવાહને પ્રભુપ્રેમના સાગરમાં વાળી શકે છે. પછી કોઇ કમ-ભાગ્ય સ્ત્રી પોતાના દાંપત્ય પ્રેમરસને આવા રીતે વાત્સલ્યભાવ કે પ્રભુભક્તિ સાથે મિલાવી ન શકે તેમને માટે નો સંસાર બંધન હોય કે ન હોય એ સૌ સરખું જ છે.

કવિશ્રી ન્હાનાલાલે યથાર્થ જ કહ્યું છે કેઃ—

' સ્નેહ લગ્નની વિધવા માટે પુનર્લગ્ન સમ પાપ નથી;
દેહલગ્નની વિધવા માટે પુનર્લગ્ન સમ મુક્તિ નથી. '

અર્થાત્ જે વિધવા સ્ત્રીઓ સંતતિ પ્રેમ કે પ્રભુ ભક્તિ અથવા લોકસેવા જેવા ઉચ્ચ આદર્શના શિખરે પહોંચવાને શક્તિ કે સંસ્કાર ધરાવતી નથી, એટલું જ નહિ પણ પાસેની અનીતિની અંધારી ખાઇમાં પડી જવાની જેમને માટે ભીતિ રહે છે, તેવીઓને તો દેહ લગ્નની મધ્યમ સપાટીપર ચાલવા દેવાને હરકત નથી. આદર્શો ઉંચા હોવા જોઇએ. પણ આદર્શ સુધી પહોંચવાનું કાર્ય ઉભા પર્વતના શિખરે ચડવા જેવું છે. એ શિખરપર ચડવા જતાં નબળાં પોચાંનું પતન પણ થાય. એમ પતન થતાં તેઓ છેક ઉંડી ખાઇમાં નહિ પડે તેની

સાવચેતી માટે કંઇ બચાવના સાધનરૂપ અપવાદના નિયમો હોવા જોઇએ.

આ બધી બાબત તપાસતાં મારી ઈન્દુ કૌમારવ્રતના માર્ગે એ આદર્શના શિખરે પહોંચી શકશે નહિ. કારણ તે દાંપત્યસ્નેહથી તદ્દન વંચિત છે. અને તેનું સ્ત્રીહૃદય આગળ કહેલા એ પ્રેમ માટે અવશ્ય તલસશેજ.

હું મારા એકલીનાજ વિચારથી આ અભિપ્રાય આપતી નથી. હું ઇન્દુનું હૃદય સમજી છું. તે અજ્ઞાત અગાધ સ્નેહ સાગરમાં તરવા ઉત્સુક છે. પણ જ્યારે તેને એવું ભાન થાય છે કે એનાં દ્વાર તેને માટે બંધ છે ત્યારે તે મુંઝાય છે, સીઝાય છે.।

હવે આપે બીજી જે શંકાઓ બતાવી તે બાબત મારો અભિપ્રાય એવો છે કે વડીલો કે જ્ઞાતિ જનોના અભિપ્રાયથી બહુ ડરવાનું નથી આપણે આપણો હેતુ જોવો. તે તેમના સ્વાર્થ વિરૂદ્ધ ન હોવો જોઇએ. અને તે તેમ છે તો હવે આપણી જ હિંમત જોઇએ. અને આપણે તે પાર પાડીએ. હા, વર શોધી કાઢવો મુશ્કેલ છે, પણ...” વિમલા બોલતી અટકી ગઇ.

“ પણ શું ? ” નિર્મળચંદ્રે જીજ્ઞાસાપૂર્વક પ્રશ્ન કર્યો.

“ ઘણા લોકો વરની શોધ કરવા આ ઘરમાં આવતા જોયા છે; ત્યારે શું આ ઘરમાં રહીને મારે બીજે વર શોધવા જવું ! ” વિમલા ઉત્કંઠાપૂર્વક જોઇ રહી. નિમળચંદ સ્તબ્ધ થયો.

“ ત્યારે એમજ કહોને કે જ્ઞાતિ કે વડીલોની સાથે વરની શોધમાં તમે પણ અંતરાય રૂપ છો ! ”

“ નહિ, નહિ, એવું ખોટું અનુમાન કરીશ નહિ. ત્યારે હું એક સત્ય વાત કહી દઉં. વિનોદચંદના વિવાહ માટે બે ત્રણ ગ્રહસ્થ હમણાં હમણાં આવી ગયા, પણ વિનોદે લગ્ન કરવાની ચોકખી ના પાડી હતી. એક વખતે મેં એકાંતમાં તેના આવા વિચારનું કારણ જાણવા માંડ્યું.

ત્યારે તેણે મારી અનેક દલીલો છતાં જે જે પોતાના વિચારો જણાવ્યા તે ઉપરથી મને એટલો ખ્યાલ આવ્યો કે " ઇન્દુની વૈધવ્ય દશાથી તેનું કોમળ હૃદય વિરાગી બન્યું છે અને કહે છે કે એક કુમારિકાને જ્યારે આમ ફરજીઆત કૌમારવ્રત પાળવું પડે તો એક પુરુષ શા માટે મરજીઆત કૌમારવ્રત પાળી ન શકે? તું જાણે છે કે વિનોદ તરંગી છે, અને તે પોતાના તરંગ ઉપર હંમેશા નાચે છે અને તે પ્રમાણે વર્તે છે. મને એમ લાગે છે કે તેણે કૌમારવ્રત પાળવાનો નિશ્ચય કર્યો છે. હું તેની સ્વતંત્રતાની આડે આવવા નથી માંગતો. તેની મરજી વિરુદ્ધ તેને સંસારના પિંજરાંમાં પુરવો નથી. એક વડીલ બંધુ તરીકે હું તેને યોગ્ય સલાહ અને માર્ગ બતાવીશ. પછી તે તેની બુદ્ધિ પ્રમાણે વર્તે મારી એવી માન્યતા છે કે સેવા અને સ્નેહના સ્વચ્છ વાતાવરણમાં માણસની ઉન્નતિ થઇ શકે છે; નહિ કે આજ્ઞા કરવાથી અને ફરજ પાડવાથી."

" ત્યારે એ બાબતમાં વિનોદચંદ્ર સ્વતંત્ર છે એમજને ?"

" હા, એમજ. હું તેને કોઇ જાતની આજ્ઞા નહિ કરૂં, અને તેમ કરીને તે આજ્ઞાનો ઉલ્લંઘન થવાનો પ્રસંગ આવવા ન દઉં"

" ત્યારે વિનોદચંદ્રનો તમે કહો છો તેવો વૈરાગ મારી અભિલાષાને ફળીભૂત કરવા સહાયરૂપ બનશે. કારણ કે એ વૈરાગ હેતુ વિનાના પક્ષપાત-મમતામાંથી ઉદ્ભવ્યો લાગે છે અને તેથી એ વૈરાગની આછી આછી છાયા નીચે સ્નેહનો રંગ જામ્યો હોય એ સંભવિત છે."

" તો એ વૈરાગની આછી છાયા દૂર કરવાનું તને સોંપીશ, અને તારી આશા ફળે એમ ઇચ્છીશ."

" અને જ્ઞાતિ કે સગાં સંબંધીઓના વિરોધને ટાળવાનું વ્યાહારિક કાર્ય તમને સોંપાશ."

" તે હું અવશ્ય સંભાળી લઇશ." એટલું કહી નિર્મળચંદ ત્યાંથી ચાલ્યો ગયો.

વિમલા કંઇકવાર હર્ષપૂર્ણ નેત્રે મારી તરફ જોઇ રહી. સંધ્યાકાળ થઇ ચુકયો હતો. અસ્ત થતા સૂર્યનાં લાલાશભર્યાં કિરણો અંતરિક્ષમાં ફેલાઇ રહ્યાં હતાં. થોડાક વખત પરના નિસ્તેજ દેખાતા અને વાસ્તવિક ખંડિત નહિ પણ જગતની નજરે ખંડિત દેખાતા ચંદ્રમાનું તેજ ધીમે ધીમે ખીલતું જતું હતું.

( ૬ )

પોતાનાં માતાપિતાના મૃત્યુ પછી જ્યારે વિમલા ઇન્દુને લઇને પોતાને સાસરે આવી ત્યારે વિનોદચંદ્રે ઇન્દુને પહેલવહેલી જોઇ. તેને જોતાં વારજ વિનોદચંદ્રને એક દુઃખ ભર્યો વિચાર થઇ આવ્યો. " શું ઇન્દુના વૈધવ્યનું હું એક કારણરૂપ નથી ? મેં ઇન્દુ સાથે વિવાહ કરવાની ના પાડી ત્યારેજ એ બિચારીને આ દશા પ્રાપ્ત થઇને ? એની સાથે મારાં લગ્ન થાત કે નહિ તે વાત જુદી હતી, પણ ભાભીની ઇચ્છા પ્રમાણે મેં એના લગ્ન મુલતવી રાખવાની સૂચનાને ટેકો આપ્યો હોત તો એ બિચારીની આ દુઃખી દશા ટાળી શકાત ! અત્યારે એને વૈધવ્ય દશા પ્રાપ્ત કરાવનાર હુંયે ખરો ! અરે બિચારી ઇન્દુ વિધવા થઇ ! આખી જીંદગી એકલવાયી, નિરાધાર, શુન્યવત્ વિતાડશે ! અને હું ? એ લોક થોડાજ મને પરણાવ્યા વિના રહેવાના છે ! પરણીને સંસારના સુખ માણીશ ! કદાચ મારા ભાઇ તો મારૂં સંસારસુખ જોઇને સુખી થશે પણ વિમલા ભાભી ! તે મારૂં એ સુખ કેમ જોઇ શકશે ! ને મારૂં સુખ જોઇ ટાઢી પડશે કે ઇન્દુની અવદશા નીરખીને બળશે ' અરે ! મેં લગ્ન કરવા ના પાડી હતી અને હવે હું ઇન્દુને વૈધવ્ય દશામાં મુકી લગ્ન કરીશ તો ભાભીને કેટલું બધું દુઃખ થશે ! તેની એક મોટી આશા મેં ભંગ કરી અને હવે હું સંસાર માંડીને એક જ ઘરમાં રહું એ તો દાઝયા પર ડામ દેવા જેવું થાય ! નહિ, નહિ, વિનોદ ! તારાથી એવું ન થાય. શું તને લગન કીધા વિના ન ચાલે ? એક અબળા નિરાધાર બાળા આજીવન વૈધવ્ય પાળી શકે, તો શું એક સ્વતંત્ર સ્વાશ્રયી યુવાન કૌમારવ્રત પાળી નહિ શકે ? હા, હા, પેલું યાદ આવ્યું. ઇન્દુના વિવાહની વાત જ્યારે ભાભીએ કરી ત્યારે મેં જે વિચાર અનાયાસે જણાવ્યા હતા તે વિચાર ખરેખર દૈવયોગે અમલમાં મુકવાનો અવસર આવ્યો છે. વિનોદ ! તારે હવે તો તે અમલમાં મુકવા જ જોઇએ. "

આવી સહજ જ ઇન્દુ પ્રતિ વિનોદની સહૃદયતા થઇ. તેની વૈધવ્ય દશા જોઇ તેને ઘણું લાગી આવતું. અને તત્કાળ તેણે લગ્ન નહિ કરવાનો નિશ્ચય કર્યો. ત્યાર પછી બે ચાર સારા ઘરની કન્યાઓ માટે એની પુછપરછ થઇ નિર્મળચંદ્રે એ વાત વિનોદને કહી અને તેનો અભિપ્રાય માંગ્યો અને કહ્યું કે તને જે ઠીક લાગે તે સંબંધી વિશેષ તપાસ કરી લેજે. પણ તેણે તો તરત જ ઉત્તર દઇ દીધો કે " મારે તો બીલકુલ લગ્ન કરવાં જ નથી. " આવો ઉત્તર તે દર વખતે દેતો.

વિનોદચંદ્રના આવા વિચારો જાણી એક વખત નિર્મળચંદે વિનોદને પોતાના ખંડમાં બોલાવી એકાંતમાં તેની સાથે વાતચીત કરી. નિર્મળચંદ્રે કહ્યું કે:—

" ભાઇ વિનોદ ! તારા વિવાહ માટે જ્યારે જ્યારે પુછપરછ થાય છે ત્યારે તું ના ને ના કહે છે એનું કારણ હું સમજી શકતો નથી. શું તને કન્યાઓ નાપસંદ પડે છે, કે તારી કોઇ બીજી અભિલાષા છે ! હવે તારી ઉમ્મર મોટી થઇ છે, તારાં લગ્ન થઇ જવાં જોઇએ. અને આમ ના ના કરતાં વખત જશે તો પછી સારા ઘરની કન્યા મળવી મુશ્કેલ થઇ પડશે. એટલું જ નહિ પણ જ્ઞાતિમાં આપણી પ્રતિષ્ઠાને ધોકો લાગશે. માટે તારા મનની જે વાત હોય તે કહી દે ! "

" મોટા ભાઇ ! મેં કોઇ લૌકિક કારણે ના પાડી નથી. પણ મારે તો મુદ્દલ લગ્ન કરવાં નથી. હું આજીવન કુંવારો રહેવા ઇચ્છું છું."

" તેનું કારણ ? "

" સ્પષ્ટ કારણ હું કહી શકતો નથી. પણ મારા મનમાં જ એવી લાગણી થઇ રહી છે કે લગ્નની વાત મને અત્યારે મહા દુઃખદાયક લાગે છે. "

" શું તને સંસારની અને કુટુંબની ભાવિ ઉપાધિઓ અને જોખમદારીઓનો ભય લાગ્યો છે ! "

" એ ઉપાધિઓ અને જોખમદારીઓ કેવાં હોય છે તેનો મને અનુભવ નથી તો તેનો ભય હોય જ કેમ ! "

" ત્યારે શું તારી કોઇ અકલ્પ્ય કલ્પના કે મહા અભિલાષા પ્રમાણે તારો લગ્નસંબંધ નહિ થાય એવો કંઇ અંદેશ તને રહે છે ? "

" લગ્ન કરવાનો વિચાર જ નથી, તો પછી એવા અંદેશને સ્થાન જ ક્યાંથી ? "

" ત્યારે ના કહેવાનું કંઇ કારણ ? "

" ત્યારે હું હા પાડું તેનું પણ કાંઇ કારણ ! "

" કારણ એજ કે તારી સંસારની મુસાફરીમાં તારે એક સહભાગીનીની અવશ્ય જરૂર પડશે. આ સંસારનો રથ સ્ત્રી અને પુરુષ રૂપ બે ચક્ર વડે ચાલી શકે છે માટે તારે લગ્ન કરવાની જરૂર છે. "

" એ સંસાર-રથ કોનો ! સ્ત્રીનો કે પુરૂષનો ? "

" બેઉનો. "

" પુરૂષનો સંસાર-રથ સ્ત્રીરૂપ ચક્ર વિના નહિ ચાલે ? "

" નહિ ચાલે. "

" અને સ્ત્રીનો સંસાર-રથ ? "

" તે પણ પુરૂષ વિના નહિ ચાલે. "

વિનોદચંદ્ર પોતાના વડીલ બંધુ નિર્મળચંદ્રનો ઘણો વ્હાલો ભાઇ હતો. નિર્મળચંદ્રે એને એની પુખ્ત વયે વિચાર સ્વાતંત્ર્ય આપી દીધું હતું. તેમજ દરેક બાબતમાં એ બેઉ બંધુઓ બે ઇષ્ટ મિત્ર સમાન વર્તતા હતા. અને આવી સ્નેહગ્રંથીને બળે જ વિનોદચંદ્ર પોતાના ભાઇ સાથે છુટથી વાત કરતો હતો. પોતાના મનમાં ઇન્દુના વૈધવ્યના વિચારો આવતા હતા તે ઉપરથી એને ઘણી વખત આવા વિધવા વર્ગના વિચાર પણ આવતા. અત્યારે એ ચર્ચા કરવાના ઉદ્દેશથી પોતાના ભાઇ સાથે પોતાની અંગત વાત ઉપરથી આમ સામાન્ય વાત ઉપર જાણી જોઇને ઉતરી પડ્યો.

" પણ હું તો ઘણી સ્ત્રીઓના સંસાર-રથ પુરૂષ–ચક્ર વિનાના જોઉં છું. "

" ક્યાં ? "

" આ બધી હિંદુ વિધવાઓનાં જીવન શું એકચક્રી નથી ? અને એમના સંસાર-રથ એકચક્રી હોઇ શું નથી ચાલતા ?" નિર્મળચંદ્ર નિરુત્તર રહ્યો. થોડી વાર રહીને તે બોલ્યો:—

" એમ કહીને તું શું કહેવા માંગે છે ? "

" હું એમ કહેવા માગું છું કે સ્ત્રીઓના—વિધવા સ્ત્રીઓના સંસાર-રથ પુરૂષ ચક્ર વિના ચાલે છે તો મારો સંસાર-રથ સ્ત્રી ચક્ર વિના કેમ નહિ ચાલે ?"

" ભાઇ ! વિધવા સ્ત્રીઓનો સંસાર-રથ પુરૂષ ચક્ર વિના ઠીક ઠીક ચાલે છે એમ કેમ કહી શકાય ? તેમનાં રથનું એક ચક્ર ભાંગી ગયું છે; બીજું અનેક દુઃખભારથી ખંડીત થઇ ગયું છે. એમના રથ દ્વીચક્રી હતા ત્યાં સુધી જ ચાલ્યા. પછી નહિ. એમનું જીવન રથભ્રષ્ટ થયું. એમનો રથ હવે આગળ ન ચાલે. "

" એવી રીતે પુરૂષોના સંસાર-રથનું સ્ત્રીચક્ર તૂટી જાય તો તેમનો રથ પણ ચાલતો અટકે કે નહિ ? "

" અટકે તો ખરોજ. પણ બીજું ચક્ર જોડીને તે પુનઃ ચાલુ કરી શકે છે. "

" અને સ્ત્રીઓના સંસાર-રથને બીજું ચક્ર નહિ જોડી શકાય ?"

" ભાઇ ! આ તો લાંબી ચર્ચામાં ઉતરવાનું થાય છે. તારો પ્રશ્ન વિકટ છતાં હું મારી બુદ્ધિ પ્રમાણે તારી શંકાનું નિવારણ કરીશ. જો, સ્ત્રી અને પુરૂષ એ સંસાર-રથનાં બે ચક્ર છે; પણ તે ઉભયની હૃદય રૂપ ધરીની શક્તિમાં ફેર છે. એટલે જો સ્ત્રી ચક્ર દૈવયોગે તુટે તો આખા રથનો ભાર પુરૂષ ચક્ર ઝીલી શકે છે. તે જો કે સ્ત્રીચક્ર વિના આગળ ચાલી નહિ શકે પણ સ્ત્રીચક્રના તુટવા સાથે તે તુટતું નથી. જ્યારે પુરૂષચક્ર તુટતાં આખા રથનો ભાર સ્ત્રીચક્ર ઝીલી શકતું નથી. એટલું જ નહિં પણ તેની હૃદયરૂપ ધરી અને લાગણી રૂપ આરાઓના ચૂરેચૂરા થઇ જાય છે. એટલે એ ચક્ર

જોડે બીજું નવું પુરૂષ ચક્ર જોડવામાં આવે તોયે સંસાર-રથ ચાલી શકે એમ નથી.

સ્ત્રી હૃદય એવુ કોમળ અને સ્નિગ્ધ છે કે તેના પર પતિવિયોગના ઘા અતિ ઉંડા પડે છે. તે પોતાનો પ્રેમ ભૂલી શકતી નથી. જ્યારે પુરૂષ ભૂલી શકે છે; અથવા સંસારની બીજી ઘણી ફરજો બજાવતાં તે ભૂલી જાય છે એવી તેને ભ્રાંતિ થાય છે; અથવા એવી ફરજો બજાવવા તેને ભૂલી જવાની અનિવાર્ય ફરજ પડે છે. અને તેને...."

"એટલે શું સબળ વર્ગના સ્નેહના ઘા રૂઝાય અને નિર્બળના નહિ ?"

"વાસ્તવિક રીતે સ્ત્રી હૃદય પર જ સ્નેહના ઉંડા ઘા પડે છે. પુરુષ હૃદયને નહિ અને સ્નેહના ઘા રૂઝવ્યા રૂઝાતા નથી. સંસારની અગણીત ઉપાધિઓ અને વ્યવસાયોથી પુરૂષ હૃદય સખ્ત અને સંતપ્ત બને છે. એ સખ્ત હૃદયને સ્નિગ્ધ કરવ., એ સંતપ્ત હૃદયને શાંત કરવા સ્ત્રી હૃદયની સ્વાભાવિક અપેક્ષા રહે છે. આપણા આર્યસંસારમાં કુટુંબવ્યવસ્થાને લગતાં બહારનાં કાર્યો પુરૂષને શીરે છે. અને એ કાર્યો કરવામાં તેમને આવશ્યક પ્રોત્સાહન આપવાનું કાર્ય સ્ત્રીઓનું છે. તેથી તેમનાં હૃદયો સ્વાભાવિક સ્નેહાર્દ્ર અને સ્નિગ્ધ હોય છે. એવા સ્નેહાર્દ્ર અને સ્નિગ્ધ હૃદયો પર પડેલા વિધિના ઘા કઇ રીતે રુઝવી શકાય ? એની બળતરા-વેગ બહુ બહુ તો પતિપ્રેમની સ્મૃતિ, સંતતિ પ્રતિનો વાત્સલ્યભાવ, અને પ્રભુભક્તિ ઇત્યાદિ અમીરસથી શાંત કરી શકાય. બાકી એને રુઝવવા એના પડેલા ચીરામાં અન્ય સ્નેહરસ પૂરવાનો પ્રયત્ન કરવા જતાં તેમાં ઉલટો સડો લાગશે, તેનો નાશ થશે ! "

" પણ જે હૃદયનો સ્નેહ યોગ્ય સ્થાને ઠલવાયા વિના ઠરી જ રહ્યો હોય તેનું શું ? " નિર્મળચંદ્ર આ પ્રશ્નનો મર્મ સમજી ગયો.

" તે સ્થિતિ પણ સંતાપકર છે. પણ તેનો ઉપાય શું ! કેટલીક વખત એવું બને છે કે આપણાં અમુક દુઃખો નિવારી શકવાને આપણે સમર્થ હોઇએ છીએ છતાં કેટલાક આજુબાજુના સંજોગોના કારણે આપણને તે દુઃખ નિરૂપાયે સહન કરી લેવું પડે છે. તારૂં

કહેવં હું સમજ્યો છું. લગ્નાદિ રિવાજો સંસાર વ્યવહાર અને કુટુંબ વ્યવસ્થા માટેજ યોજેલા છે. એ વ્યવહાર અને વ્યવસ્થાને અંતરાય ન થાય તે માટે બીજા રિવાજો પણ રૂઢ થયેલા છે. જેમ રાજ્યના હિત માટે એના કાયદાઓનો અમલ થવો જોઇએ તેમ સમાજના હિત માટે સમાજના નિયમોનો પણ અમલ થવો જોઇએ. અને એજ સમાજના હિત માટે વૃદ્ધિ માટે લગ્ન પણ કરવાં જોઇએ."

નિર્મળચંદ્રે છેલ્લા વાકય પર ભાર મૂકયો.

" પણ સમાજના કાયદાઓથી કોઇ નિર્દોષને અન્યાય થતો હોય તો એવા કાયદા કાં તો સુધારવા કે કાં તો તેનો ભંગ કરવો જરૂરનો છે. પણ મારે તો એ સમાજના કાયદાના ક્ષેત્રમાં પગ મુકવોજ નથી પછી શું ?"

" ભાઇ ! ઉતાવળો થઇશ નહિ, હજી નિરાંતે વિચાર કરી નિશ્ચય કરજે અને......"

નિમળચંદ્ર વધુ કહેવા જાય છે એટલામાં ઇન્દુ ચાના પ્યાલા લઇ ટેબલ પાસે આવી ઉભી. તે ચાના પ્યાલા ટેબલ પર મુકતી હતી તે સમયે વિનોદચંદ્ર તેના શાંત, ગંભીર, અને મુગ્ધ પણ નિસ્તેજ મુખ તરફ સ્નિગ્ધ નજરે જોઇ રહ્યો હતો. ઇન્દુ ખંડની બહાર ગઇ ત્યાં સુધી તેની દૃષ્ટિ તેની પાછળ પાછળ ખેંચાઇ. ઇન્દુ અદૃશ્ય થતાં વિનોદચંદની આંખમાંથી એક બે આંસુ ટપકી નીચે પડ્યાં. નિર્મળચંદ્ર આ દૃશ્ય ઉત્કંઠાથી જોઇ રહ્યો. તે અનેક સંકલ્પ વિકલ્પમાં પડયો. વિનોદચંદ્રના દરેક પ્રશ્ન પર વિચાર કરવા લાગ્યો. વિનોદચંદ્રનું મન ઇન્દુના વિચારમાં પરોવાયું હતું, જ્યારે નિર્મળચંદ્રનું મન વિનોદના વિચારમાં હતું. આમ બેઉ ભાઇઓ થોડીક પળ ભિન્ન ભિન્ન દિશાએ વિચાર પર ચઢી ગયા. ટેબલ પર મૂકેલા ચાના પ્યાલાઓ પણ તેમની આ શાંતિ નિરખી ઠંડાગાર થઇ ગયા હતા.

" વિનોદ ! ચા ઠંડી પડી ગઇ. પી લે." નિર્મળચંદ્રે પોતાનું પ્યાલું હાથમાં લેતાં લેતાં કહ્યું. વિનોદચંદ્ર એકદમ ખંચકાયો. તેમણે ચા પી લીધી પછી ઉઠતાં ઉઠતાં કહ્યું. " મોટાભાઈ ! હમણાં રજા લઉં છું. આપની વાત

પર હું નિરાંતે વિચાર કરીશ. મારાથી કંઇ અણુઘટતું બોલાયું હોય તો તે માટે ક્ષમા આપશો. મેં તો માત્ર મારા તરંગોજ પ્રદર્શિત કર્યા છે."

"વિનોદ ! હું સમજું છું કે તું તરંગી છે. તું બહુ ઉંડા ઉંડા કલ્પનાના સમુદ્રમાં ઉતરતો જાય છે. પણ તારે આ સમયે એ ઉંડા પાણીમાં ઉતરવાની જરૂર નથી. પ્રથમ સંસારમાં પ્રવેશ કર, કારણુ સંસારમાં રહીને જ તારી ભાવના અને આદર્શોની સિદ્ધિ થવી શક્ય છે. મારૂં તને અત્યારે તો એટલું જ કહેવાનું છે કે તને વખત જતાં જણાશે કે આજનો તારો નિશ્ચય ધાતક નિવડશે. માટે એક વડીલ, શુભેચ્છક તરીકે મારે જે માર્ગદર્શન કરવાનું છે તે હું કરૂં છું. હું મારો ધર્મ બજાવું છું. તું તારો માર્ગ શોધી લેજે. પણ તે બહુ સંભાળથી શોધજે. મારી સલાહ ધ્યાનમાં રાખી તેને શોધજે. તેને છેક ઉવેખીશ નહિ."

વિનોદચંદ્રના ગયા પછી નિર્મળચંદ્ર મનોગત વિચારવા લાગ્યો કે "શું વિનોદચંદ્રનો ઇન્દુ તરફ પક્ષપાત છે ? શું તેના વૈધવ્ય દુઃખે દુઃખી થઇ તે પોતે કૌમારવ્રત પાળવા તૈયાર થયો છે ? અથવા શું તે આવા અણખીલી પુષ્પ કળીઓને ખીલતાંજ કરમાવી નાંખનાર સમાજબંધન પર રોષે ભરાઇ સમાજથી બહીષ્કૃત રહેવા ઇચ્છે છે ! જો એમ હોય તો તો ઠીક. એના એ તરંગો કાળે કરીને વિલય થશે ! પણ....." તે જરા વાર ઉંડા વિચારમાં પડયો.

"નહિ, એમ નહિ હોય. જો તે ઇન્દુ પ્રતિ ક્ષુદ્ર મોહવશ થઇ ખેંચાતો હોય તો મારી હાજરીમાં તેના પ્રતિ દૃષ્ટિપાત કરવાની જરા પણ હિંમત નહિ કરે ! એ દૃષ્ટિપાતમાં વિષય ન હતો પણ કરૂણા હતી. એ તો માત્ર એક દુઃખી બાળા પ્રતિ મમતાભર્યો દ્દષ્ટિપાત હતો. અને એની સહૃદય લાગણીથી જ તેણે આ બધી ચર્ચા કરી લાગે છે.

અને બિચારી ઇન્દુની દશાનો દુઃખભર્યો વિચાર કોને ન આવે ! વિમલા તો એના વિચારમાં ને વિચારમાં અડધી થઇ ગઇ છે ! વિમલાની બ્હેનની વૈધવ્ય દશા આગળ મારા ભાઇનાં અવિવાહિત જીવનનો

વિચાર નજીવો છે. પણ સંસાર પિંજરથી બહાર ઉડનારાં આ બે સ્વતંત્ર વિહારી પંખીડાંઓ ઉપર અમારે અવશ્ય નજર તો રાખવી જ પડશે"

( ૭ )

નિર્મળચંદ્ર એક વ્યાહારિક પુરૂષ હતો. કુટુંબની વ્યવસ્થા, સંબંધી ઓનો સંબંધ અને સ્નેહ, અને જ્ઞાતિ વ્યવહાર એ બધી વસ્તુઓ એક બીજાને અંતરાયરૂપ ન થાય તે પ્રમાણે તે પોતાનો જીવન-વ્યવહાર નીભાવતો હતો. કોઇ પણ કૌટુંબિક કે સામાજીક પ્રસંગે તે એકદમ લાગણીને વશ થતો નહિ; પણ ઠરતીમેરનો વિચાર કરીને કોઇને બીનજરૂરી કનડગત કર્યા વિના પોતાનો નિર્ણય કરતો. જ્ઞાતિ કે સમાજમાં જે નાનાં મોટાં આંદોલનો થતાં તેથી તેની લાગણી ઉશ્કેરાતી નહિ. જ્યાં જ્યાં એનો અભિપ્રાય માંગવામાં આવે ત્યાં ત્યાં જો પોતાના અભિપ્રાયની કંઇયે કિમંત ગણાતી હોય તો જ તે પોતાનો અભિપ્રાય આપતો, નહિ તો તટસ્થ રહેતો.

જ્યારે વિનોદચંદ્ર સાથે તેના વિવાહ સંબંધી પ્રથમ સંવાદ થયો ત્યારે તેના મનમાં ઇન્દુ અને વિનોદના વિવાહ સંબંધની ઝાંખી કલ્પના પણ ન હતી. પણ વિનોદ સાથેની ચર્ચા પછી ઇન્દુના ભવિષ્ય માટે તેને ઘણા લાગણીભર્યા વિચાર થવા લાગ્યા. ત્યાર પછી પોતાની પત્નિ વિમલા સાથેની ચર્ચા થતાં ઇન્દુનું ભવિષ્ય કોઇ પણ રીતે સુધારવું એવો તેનો અભિપ્રાય બંધાયો. વિમલાના હૃદયની અભિલાષા જાણી લીધા પછી, વિમલાની દલીલો પર મનન કર્યા પછી, તેણે નિશ્ચય કર્યો કે જો વિનોદ ઇન્દુ સાથે લગ્ન કરવા ખુશી હોય તો તે તેને અવશ્ય ટેકો આપશે. અલબત્ તેને હજી ઇન્દુનાં લગ્ન વિનોદ સાથે થાય તો સમાજના શા શા અપવાદો સહન કરવા પડશે તેનો ભય લાગતો હતો. પણ એક બાજુ પોતાની પ્રિયપત્નિની બ્હેનનું ભાવિ સુધરે છે, અને બીજી બાજુ પોતાના વ્હાલા બંધુનું હિત સધાય છે એમ સમજવાથી સમાજના ભયની તેણે બહુ પરવા કરીનહિ. તેમ

જ વિમલાએ જે દલીલો કરી હતી તેથી સમાજને સમજાવી શકાશે એવી પણ તેને ખાતરી થતી હતી. આ પ્રમાણે વિચાર કર્યા પછી તેણે એવો અભિપ્રાય બાંધ્યો કે આવી અક્ષત વિધવાઓનાં લગ્ન શાસ્ત્રોને પણ સંમત છે; પણ લોકાચારથી ડરીને લોકો એને ઉત્તેજન આપતા નથી. પણ સમજપૂર્વક એવાં એક બે લગ્નો કરતાં આવાં ઘણુ લગ્નો થાય તો લોકાચારનો ડર જતો રહે. આવાં લગ્નોને ભલે પુનર્લગ્ન કહેવામાં આવે, પણ તેથી સમાજ વ્યવસ્થાને કે સ્નેહ અને નીતિના બંધનોને કંઇ પણ હાની થાય એમ નથી. સમાજવ્યવસ્થાં અને સ્નેહ કે નીતિનાં બંધનોનો ભોગ અપાતો હોય તો આવા અસહાય હૃદયોનો ભોગ આપીએ તો તે કંઇક ક્ષંતવ્ય ગણાય. પણ જ્યાં એવો ભોગ આપવાનું હોતું નથી ત્યાં પછી શા માટે નિર્દોષ જીવનનો ભોગ આપવો જોઇએ ?

પણ વિનોદ ઈન્દુ સાથે લગ્ન કરવાની ના પાડે તો !

પણ વિમલા કહે છે તેમ જો ઇન્દુના દુઃખે દુઃખી થઇ તેણે આવો નિશ્ચય કર્યો હોય તો સંભવ છે કે વિનોદ હા પાડે. અને તે હા પાડે તો મારી ના નથી. હા, ના, મેળવવી એ કામ હવે વિમલાનું છે. સમાજનો વિરોધ શમાવી લેવો અથવા તેમના અપવાદ સહન કરવા એ મારી ફરજ છે."

વિનોચંદની ઇન્દુ પ્રતિની જે સ્વાભાવિક પણ મુંગી લાગણી દેખાતી હતી તે વિમલા સમજી ગઇ હતી. અને તેથી તેણે નિર્મળચંદ આગળ પોતાનો મનોગત વિચાર જણાવ્યો હતો.

વિમલાએ એક દિવસે ઈન્દુને એકાંતમાં કહ્યું કે–" ઇન્દુ ! મારા મનની એક વાત તને કહું. વિનોદચંદ સાથે અમે તારો વિવાહ કરવા માંગીએ છીએ. તારો શો વિચાર છે તે હું જાણુવા માગુ છું. તારો વિચાર એજ મારો વિચાર. તારૂં હિત તે મારૂં હિત."

ઇન્દુ કશો ઉત્તર આપી શકી નહિ. તે સ્વાભાવિક શરમાઇ ગઇ અને નીચું જોઇ રહી. સંસારની અનુભવીયણ વિમલા સમજી ગઇ કે તેના આ શરમાળપણામાં હકારનો ઉત્તર આવી જાય છે. ઇન્દુને આટલી સૂચના કરી દીધા પછી પોતાનો હેતુ સફળ કરવા તેને પરોક્ષ રહીને જે સખીકૃત્ય કરવાનું હતું તે કરવામાં હવે વાંધો નથી એવા વિચાર સાથે તેને વળી એક એવો પણ વિચાર આવ્યો કે હું આ પરોક્ષ યુક્તિથી વિનોદચંદ્ર અને ઇન્દુના સ્નેહ બંધન માટે જે પ્રયત્ન કરૂં છું તે શું યથાર્થ છે ? જેમ હું ઇન્દુને આવી રીતે સંસારના માર્ગે લઇ જાઉં તેમ તેને એથી ઉલટે રસ્તે એટલે વૈરાગ્યને પંથે ઉતારી ન શકું ? શું તેમ નહિ બને ? થોડીવાર વિચારમુગ્ધ રહ્યા પછી તે મનમાં જ બોલી કે એમ બનવું મને તો અશક્ય લાગે છે. અનેક ફળફુલ આદિના ઉદ્યાનમાં ઉડતું પંખી એ ફળફુલની સુવાસ લેતાં તે ખાવાની ઇચ્છા નહિ કરે ! જો તેને પોતાને લાયક ફળફુલ ખાવાનો માર્ગ બતાવીયે તો તે તેનો યથેચ્છ લાભ લઇ પોતાનું હિત કરે, પણ જો એને એ ફળફુલ ખાતાં અટકાવીયે તો ! જો એવો પ્રયત્ન કરવા જઇએ તો તે કદાચ ચોરી છુપીને ગમે તેવું નુકશાનકારક ફળ પણ ખાઇ લે અને ઉદ્યાનનો નાશ કરે ! એમ કરવા માટે એને તો ઉદ્યાનમાંથી દુર જ રાખવું પડે ! પણ તેમ કરતાં એ ફળફુલનું સ્વાભાવિક રસીલું પંખી એ ફળના આસ્વાદ વિના જીવે પણ ખરૂં ! આવા વિચાર કર્યા પછી તેણે પોતાનું ધારેલું કાર્ય વ્યાજબીજ છે એમ અભિપ્રાય બાંધી લીધો.

( ૮ )

ઇન્દુ જ્યારે પ્રથમ આવી ત્યારે વિનોદચંદ્ર તેની સાથે એક નાની બ્હેન જોડે વાતો કરે તેમ વાતો કરતો હતો. ત્યારે કોઇક વખત તેને તેની વૈધવ્ય દશાનું ભાન થતું, પણ ઇન્દુની બાળચેષ્ટા જોતાં તે વિસ્મૃત થતું. ઇન્દુ પણ તેની જોડે બ્હેન પેઠે વર્તતી, અને વિનોદભાઇ કહી ઘડીએ ઘડીએ વાતો કરતી. પછી જ્યારે ઇન્દુની યૌવન કળી ખીલવા માંડી ત્યારે ઇન્દુને સ્વાભાવિક લજ્જા ઉત્પન્ન થવા લાગી. અને તેથી વિનોદચંદ્ર કે નિર્મળચંદ સમક્ષ જરૂર વિનાની વાતો કરતી નહિ કે પાસે

બેસતી નહિ. વિનોદચંદ્ર પણ જ્યારે જ્યારે ઇન્દુને જુએ ત્યારે ત્યારે તેના કલ્પાંત દુઃખના વિચારમાં જ લીન થઈ જતો.

ઇન્દુ ઘરનું દરેક કામ પોતાની મોટી બ્હેનની સાથે રહીને જ કરતી. પણ હવે વિમલાએ ધીમે ધીમે દરેક કામ તે જાતેજ કરે એવો પ્રબંધ કર્યો. અને તે ઉપર ઉપરથી દેખરેખ રાખતી. વિનોદચંદ્રને લગતું ખાસ કામ ઇન્દુને જ સોંપાતું. વિનોદચંદ્ર પ્રતિ ઇન્દુની મમતા થાય એવા હેતુથી વિમલા હરવખતે વિનોદચંદ્રની વખાણ ભરી વાતો કરતી. ઇન્દુની હાજરીમાં વિનોદ જોડે આનંદ અને ગમતની વાતો કરતી; ઘડીકમાં તેને ખીજવતી, ઘડીકમાં તેને રીઝવતી.

ઇન્દુને સહજજ વિનોદ પ્રતિ એનાથી ન સમજાય એવી લાગણી થવા લાગી. વિનોદચંદ્રનાં મુખ દર્શન થતાં તેનો હૃદયરૂપ ચંદ્રકાંત દ્રવતો અને નયનરૂપ કુમુદની પાંખડીઓ ખીલતી.

આણી તરફ વિનોદચંદ્રની દશા પણ તેનાથી ન સમજાય એવી હતી. તેનું વિરાગી હૃદય જે થોડા વખત પર ઇન્દુને માત્ર એક દુઃખી બાળવિધવા તરીકે જોતું હતું, તેને હવે ઇન્દુ એક મધુર સ્નેહપૂર્ણ મુગ્ધા દેખાવા લાગી. તેનાં પ્રફુલ્લ નયનો, લાલ ગુલાબ સમા કપોલ, અને પ્રવાલ સમા અધરોષ્ઠ, તથા એ અધરોષ્ઠો વચ્ચેથી સરતા મધુર શબ્દનો રણકાર નીરખી-સાંભળી વિનોદચંદ્રના હૃદયાકાશમાં કંઇ કંઇ અનેરું સંગીત ગરજી રહેતું.

સ્નેહના પ્રવાહને જ્યારે માર્ગ ન મળે ત્યારે તે કાં તો બંધ તોડી ઉભરાઇ જાય છે અથવા ઠરી જાય છે. ઉભરાઇ ગયેલો સ્નેહ અનીતિ અનાચારના કાદવકીચડમાં મલીન થવાનો સંભવ છે. જ્યારે ઠરી ગયેલો સ્નેહ શુદ્ધ રહી શકે છે. અને તેને સ્વાભાવિક ઉષ્ણતા મળતાં પુનઃ દ્રવે છે અને માર્ગ મળતાં વહેવા માંડે છે.

સ્નેહરસના ઠરી જતાં ઉત્પન્ન થયેલો વૈરાગ્ય એ માત્ર સ્નેહનું બીજું ખાસ શુદ્ધત્તમ સ્વરૂપ છે.

વિનોદચંદ્રને ઇન્દુ પ્રતિ સ્વાભાવિક મમતા થઇ હતી એથી તે તેના

દુઃખે દુઃખી થતો હતો. અને તેની સ્નેહમય લાગણીઓએ ઠરી જઈને વૈરાગ્યનું રૂપ લીધું હતું. જ્યારે ઇન્દુને કહેવામાં આવ્યું કે વિનોદચંદ્રને તે પોતાના હૃદયનાથ તરીકે સ્વીકારશે કે કેમ ? ત્યારે તેણે શરમથી કંઇ જવાબ આપ્યો ન હતો, પણ પોતાના હૃદયથી તેણે તેને પોતાના હૃદયનાથ તરીકે સ્વીકારી લીધો હતો. અને તે——

'સ્ત્રીનું પહેલું પ્રણય વચન, પ્રેમી જોતાં વિલાસ.'

( મેઘદુત. )

એ રીતે પોતાના હૃદયના ભાવો અનાયાસે વ્યક્ત કરતી હતી. આ બધા સ્વાભાવિક વિલાસથી વિનોદચંદ્રનો ક્ષણિક વૈરાગ્ય જતો રહ્યો, અને તેનો સ્નેહરસ દ્રવવા મંડયો.

જ્યારે જ્યારે કુટુંબમંડળ એકત્ર થઇ બેઠું હોય અને અનેક પ્રકારની વાતો ચાલતી હોય તે વખતે ઇન્દુ શરમથી નીચું જોઇ દરેક વાતો સાંભળ્યા કરતી. વિનોદચંદ્રના શબ્દો કાન પર પડતાં તે ઘડીક ઉચું જોતી, પાછું નીચું જોતી, અને તેની વાણી રસથી સાંભળતી. વિનોદચંદ્ર તેનો આ ભાવ સમજી જતો. અને એવી વખતે તેને શાકુંતલનો એક શ્લોક સહસા યાદ આવતો:—

જો કે વદે કદિ નહિ એ, મુજ સંગ વાણી,
દે કાન તોય મુજને, વદતો પ્રમાણી;
મારા ભણી મુખ કરી, ન જુએ એ કદાપિ,
રાખે એ નજર ન, અન્ય ભણી તથાપિ.

કોઇ કોઇ વેળા જ્યારે વિનોદચંદ્ર વાતના પુર રસમાં ખીલ્યો હોય ત્યારે વિમલા જાણીજોઇને ઇન્દુને પાણી લેવા કે બીજી કોઇ વસ્તુ લાવવાની આજ્ઞા કરતી. હૃદયનાથની વાણી–રસના ઘુંટડા પીતાં પીતાં મોટી બ્હેનની આજ્ઞા ઉઠાવવા આમ ઉઠવું પડે એ તેને બહુ વસમું લાગતું. તે મહા પ્રયાસે ઉઠતી, ધીમે પગલે જતી, પણ ઝડપથી પાછી આવતી. વળી જ્યારે ઇન્દુ આમ ઉઠીને જતી ત્યારે તે પાછી આવે ત્યાં સુધી વિનોદચંદ્રનો

વાણી પ્રવાહ પણ ધીમો થઇ જતો. આ બધું વિમલા અવલોકતી. તેને હવે નિશ્ચિત થયું કે વિનોદચંદ આગળ લગ્નની વાત કરવામાં આવે તો તે ના નહિ પાડે.

આ પ્રમાણે આ મુંગું સંવનન સ્નેહમંથન કેટલોક કાળ ચાલ્યું. એક રીતે કહીએ તો ઇન્દુ પોતાના વડીલની આજ્ઞા અને પોતાના હૃદયના સહકારથી આ સંવનન કરી રહી હતી, એટલે તે તો આશાભરી હતી. પણ વિનોદચંદ આ સ્નેહમાંથી જે નવનીતની આશા રાખી રહ્યો હતો તેની પ્રાપ્તિ માટે તેને બહુ ખાત્રી ન હતી. કારણ તેને એમ સંશય હતો કે ભાઇ અથવા ભાભી આ સંબંધ માટે અનુમત નહિ થાય, અને તેથી પોતાનું આ મનોગત મંથન અસ્થાને છે એમ માનતો. આથી તે મુંઝાતો હતો. તેનો સ્નેહ પાછો ફરી જતો હોય એમ દેખાતું હતું. વિમલા એ તરત ચેતી ગઇ.

એક દિવસે જ્યારે વિનોદચંદ પોતાના ખંડમાં ખુરશી પર આડો પડી કોઇ ઉંડા વિચારમાં તલ્લીન હતો ત્યારે વિમલા ત્યાં આવી ઉભી અને તેને પૂછ્યું:—

" વિનોદભાઇ ! આમ એકલા ખુરશી પર પડીને ક્યાં સુધી વિચાર કર્યાં કરશો ? "

" હું કાંઇ વિચારમાં પડયો નથી. એ તો...ખાલી...અમસ્તો કંઇ ગમતું નથી એટલે આમ આડો પડયો હતો." વિનોદચંદ્રે બેઠાં થતાં કહ્યું.

" એકલાને તે કંઇ ગમતું હોય ! કૃપા કરીને હવે તમારા વૈરાગને ધોઇ પીઓ અને લગ્ન કરવાની હા પાડો. તમારા આવા વિચારથી તમારા મોટાભાઇ બહુ મુંઝાય છે."

વિનોદચંદ્ર નિરુત્તર રહ્યો. ભાભીને શો જવાબ આપવો તે સમજાયું નહિ. વૈરાગ હતો નહિ, અને સ્નેહની વાત થાય નહિ.

" ત્યારે તમે કંઇ પીગળ્યા ખરા ! બોલો, બોલો, તમારી શી અભિલાષા છે ? શરમાતા નહિ ! "

વિનોદચંદ્ર હજીએ શાંત રહ્યો. તેણે એક ઉચ્છવાસ નાખ્યો. વિમલાએ કહ્યું: "વિનોદભાઇ, તમારે શરમાવાની કે મુંઝાવાની જરૂર નથી. હું તમારૂં હૃદય જોઇ શકું છું. ત્યાં શું છે તે મેં જાણ્યું છે. મારી કેટલાયે કાળની ઇચ્છા ફળીભૂત થાય છે. મારાં અણસુંઘ્યાં પુષ્પની સુવાસ તમારા હૃદય સુધી પહોંચી છે. તેની પરાગ ત્યાં જઇ સ્થિત થઈ છે. હવે તમારે એ ફૂલને તમારા હૃદયાસન પર ચઢાવવું રહ્યું."

વિનોદના મુખ પર પ્રફુલ્લતા દેખાઇ. તેને સાશ્ચર્ય આનંદ થયો, તે કંઇ બોલ્યો નહિ પણ વિમલાના મુખ તરફ અનિમેષ નયને જોઇ રહ્યો.

"તમારા વડીલ બંધુની અનુમતિ મળી ગઈ છે. લોકાચારના ડરથી પણ તમારે નિરાશ થવાનું નથી."

"લોકાચારના ડરથી હું ડરૂં એમ નથી, બાકી વડીલની અનુમતિની અપેક્ષા તો હતી જ." લજ્જા અને ભીતિ દૂર થયેલાં જોતાં વિનોદે ઉત્તર દીધો.

"ત્યારે ઇન્દુ તમારી થઇને ?"

"હા, એ તમારી યક્ષકન્યા સમી ઇન્દુ મારી છે, અને રહેશે." વિમળાના એક વખતના મશ્કરીના બોલ યાદ કરતાં વિનોદે કહ્યું.

"તથાસ્તુ." કહી વિમલા હરખાતી હરખાતી ચાલી ગઇ.

\+ + + +

વિમલાએ પોતાનો હેતુ સફળ થયાનો શુભ સંદેશો નિર્મળચંદ્રને કહ્યો. અને તેમણે વિનોદ અને ઇન્દુના વિવાહ નકી કરી સગાં સંબંધીઓને જણાવી દીધું. નિર્મળચંદ્રે ઘણાખરા સમજુ અને દયાળુ સંબંધીઓ તથા જ્ઞાતિજનો પાસેથી વાદવિવાદમાં અક્ષત વિધવાઓનાં લગ્ન થવાં જોઇએ એવો અભિપ્રાય મેળવી લીધો હતો. કેટલેક સ્થળેથી કંઇ કંઇ

વિરોધ ઉપસ્થિત થયો હતો. પણ તેમની દરકાર કરવામાં આવી નહિ એટલે તે પાછળથી એની મેળે સમી ગયો. લગ્નતીથિ નકી થઇ અને યથાવીધ લગ્નક્રિયા થઇ, સગાં સંબંધી તથા મિત્રમંડળે આનંદપૂર્વક ભાગ લીધો હતો. વિમલાના આનંદનો તો પારજ ન હોતો. જ્યારે ઇન્દુ અને વિનોદનો હસ્તમેળાપ થયો ત્યારે હર્ષઘેલી વિમલા આનંદથી લલકારી ઉઠી કેઃ—

**ઝાલ્યો ઝાલ્યો મારી ઇંદુએ તારલો રે લોલ,**
**રે'જો અખંડ સૌભાગ્યનો એ તારલો રે લોલ.**



# હેમલક્ષ્મી વા પ્રેમલક્ષ્મી.

(૧)




અમારા એક પ્રોફેસર સાહેબ ખાનગી વાર્તાલાપમાં ઘણીક વખત અમને કટાક્ષમાં કહેતા કે "જો તમે મુંબઇ નગરીમાં રહેતા હો, રંક કે મધ્યમ સ્થિતિના હો, અને શરીર ઘસીને કે મગજમારી કરીને તમારો રોજનો રોટલો કમાઈ ખાતા હો તો તમારા શરીરને અને મનને રાહત આપવા એપોલો બંદર, બંડ સ્ટેંડ, અને ક્વીન્સ રોડ પર થઇને કેનેડી સીફેસ કે ચોપાટી ઉપર, હેન્ગીંગ ગાર્ડન ઉપર કે વોર્ડન રોડ આગળ હવાખાવાના મિષે ફરવા જશો નહિં. અને જશો જ, તો સમુદ્ર તરફ મુખ રાખી, આંખો મીંચીને અને મ્હોં પ્હોળું કરીને, ઇશ્વરદત્ત અમૂલ્ય ઓઝોન (પ્રાણવાયુ) ધરાઇ ધરાઇને પીજો. પણ ખબરદાર! જો પીઠ ફેરવીને રસ્તા ઉપર નજર નાંખી તો તમારો બધો હેતુ વિફળ જશે. કારણ તમારૂં હૃદય જો કંઇક દેશભક્તિથી અને ગરીબો પ્રતિની દાઝથી રંગાયલું હશે તો સામ સામેથી દોડી આવતી 'ટોરપીડો' સમી મોટરકારો તમારૂં હૃદય ચીરી નાખશે. આ મોટરકારોનું લશ્કર અને તેમાં મ્હાલતાં ધનનંદનો અને લક્ષ્મીલલનાઓના વૈભવ અને થનથનાટ જોતાંવાર જ ભારત માતાની ભોળી લક્ષ્મી દરિયા પાર કેવી રીતે હરાઈ જાય છે, અને ગરીબોના શ્રમ વડે શ્રીમંતો કેવા વૈભવ ભોગવે છે એ બધા વિચારો આવશે; અને દરિયા કિનારે શાંતિ મેળવવા આવેલું તમારું મન ઉલટું અશાંતિના વમળમાં સપડાશે. જો કદાપિ તમારામાં દેશભક્તિ કે દીનદયાની લાગણી ન હોય તો પણ તમને અદેખાઇ તો જરૂર આવવાની; અને એ અદેખાઈ સાથે તમારા મનની અધીરાઇ, તમારી રંક સ્થિતિ વિષેના બળાપા અને અશાંતિ જરૂર વધવાની"

આ શિખામણ મને આજે યથાર્થ લાગે છે. જો કે જે વખતે એ વિના માગ્યે મળી હતી તે વખતે મારામાં દેશભક્તિ કે ગરીબો પ્રતિની

દયાની લાગણી ન હતી, એટલે હું તો મારા મિત્રો સાથે રોજ દરિયા કિનારે ફરવા જતો હતો.

હું કોલેજમાં ભણતો ત્યારથી મારા હૃદયમાં 'ધનવાન' થવાની મહત્વાકાંક્ષા હતી. મારે શ્રીમંત થવું છે, મોટરોમાં મ્હાલવું છે, અને બાગ બંગલાના માલીક બનવું છે, એવી એવી આશાઓનાં તાંતણે મારું મન સદા લટકેલું રહેતું. એટલે આવાં મોટરોનાં સૈન્ય કે શ્રીમંતોના વૈભવ નીરખી મને કદી દેશની નિર્ધનતાના વિચાર કે અદેખાઇની લાગણી થતી નહિ. ઉલટું શ્રીમંત થવાના અવનવા માર્ગો શોધતો. કંઇ કેટલી વાર ચોપ.ટીના બાંકડા ઉપર બેસી વિચાર કરતો કરતો ઉંઘી જતો; અને છેક સીપાઇ દાદા આવીને ઉઠાડે ત્યાં સુધી શ્રીમંતાઇનું સ્વપ્નસુખ માણતો.

બી. એ. થયા પછી શ્રીમંતાઇના શિખરે પહોંચવા સીધા કે આડા માર્ગની શોધમાં લાગ્યો. શ્રીમંતોના પરિચયમાં આવવા કંઇ ઠાઠ તો રાખવો જોઇએ; અને તે માટે પાંચ પૈસા પેદા પણ કરવા જોઇએ. નોકરી લીધેથી પરવડે એમ ન હતું એટલે મેં કેટલાક ભાઇબંધોની અણમૂલી સલાહ પ્રમાણે શેરબજારમાં વાયદાના સોદા કરવાનું 'બીઝનેસ' શરુ કર્યું. આપણા ઉપર લક્ષ્મીદેવીની કૃપા છે એ તો શરૂઆતમાં જ સમજાઇ ગયું. કારણ દરેક વલણને દિવસે હું ખીસાં તર કરી ઘેર આવતો.

આમ પૈસા મળવા લાગ્યા એટલે હું 'અપ-ટુ-ડેટ જેન્ટલ મેન' જેવો રહેવા લાગ્યો. જુદી જુદી કોટીના ગૃહસ્થોને મળવા જવા માટે જુદી જુદી ઢબના પોશાક તૈયાર કરાવી લીધા, અને મારા નામનાં 'વીઝીટીંગ કાર્ડ' પણ છપાવી રાખ્યાં. વીઝીટીંગ કાર્ડ ઉપર મારા ધંધા સંબંધી શું લખવું તે માટે મને ઘણો વિચાર કરવો પડયો હતો. હું શેરની દલાલી કરતો ન હતો એટલે 'શેર બ્રોકર' તો લખાય નહિ. કદાચ 'સબ શેર બ્રોકર' શબ્દ ચાલી શકે; પણ શેરો વેચવા અને લેવા એ પણ એક જાતનો ધંધો છે એટલે મેં 'શેર ડીલર'ની ઉપાધી ગ્રહણ કરી લીધી. અને "સંપતરાય શ્રીપતરાય વકીલ, બી. એ. શેર ડીલર" એ પ્રમાણે કાર્ડ ઉપર સુંદર અક્ષરોમાં છપાવ્યું.

મારા હૃદયમાં નિવાસ કરી રહેલી ગુપ્ત મહત્વાકાંક્ષા શ્રીમંતોના પરિચયમાં આવવાને અને તેમના કૃપાપાત્ર થવાને કોઇ પણ પ્રસંગ જવા ન દેવાની આજ્ઞા આપ્યા કરતી હતી. એ આજ્ઞાધીન હું ગમે ત્યાં હઉં, ભુલેશ્વરમાં દેવ દર્શન માટે દોડતો હોઉં, કે શેર બજારમાં ધક્કા ખાતો હોઉં, ચોપાટીના ફુટપાથ પર આંટા મારતો હોઉં, કે ટ્રામમાં બેઠો હોઉં; બ્રાહ્મણોએ શુદ્ધ વિશ્રાંતિ ગૃહમાં ચાહ પીતો હોઉં, કે ઈરાનીના કોસ્મોપોલીટન રીસ્ટોરાંમાં આઇસક્રીમ ઉડાવતો હોઉં, નાટકશાળામાં હોઉં કે સીનેમા હાઉસમાં હોઉં, હિંદુ મર્ચન્ટ કલબની પાર્ટીમાં સામેલ હોઉં, કે આર્યન બ્રધરહુડના પ્રીતિભોજનની પંક્તિમાં બેઠો હોઉં, ગમે ત્યાં હોઉં પણ શ્રીમંતોના પરિચયમાં આવવા અને શ્રીમંતાઇના શિખર પર ચઢવાનું એક પગલું આગળ મુકવાને કોઇ પણ સ્થળ કે કાળ ચુકતો નહિ.

એ પ્રમાણે હું અનેક પ્રયત્ન કરતો, પણ દરેકમાં ફત્તેહ પામતો નહિ. છતાં અલબત મેં થોડાક મિત્રો મેળવ્યા હતા કે જેઓ શ્રીમંત નહિ તો સારી સ્થિતિ વાળા તો હતાજ.

એક દિવસ અંગ્રેજી પોશાકમાં સજ્જ થઇ હું મી. ઝવેરી નામના એક મિત્ર સાથે તેની મોટરકારમાં ફરવા નીકળ્યો. ફરતાં ફરતાં લગભગ સંધ્યાકાળ થઇ ગયો હતો, ત્યારે અમે વોર્ડન રોડ ઉપરના તોપખાના પાસે આવી લાગ્યા. ત્યાં મોટર ઉભી રાખી અમે એક બાંકડા ઉપર બેઠા.

વાયુની મંદ મંદ લહરીઓ પ્રવૃત્તિની ઉષ્ણતા દુર કરતી હતી, જ્યારે નાના નાના ખડકો સાથે અથડાતાં મોજાંઓ ઝીણું ઝીણું ગાન કરી મનને આનંદ આપી રહ્યાં હતાં. સમુદ્ર કિનારે ઉપસ્થિત થએલા, ગર્વથી ટટાર ઉભેલા મહાલયો પ્રતિ જાણે સૂર્યનારાયણ ક્રોધે ભરાયા હોય એમ લાલચોળ થતા સમુદ્રમાં ગર્ક થતા દેખાતા હતા; જ્યારે સંધ્યાકાળના રકતવર્ણા પ્રકાશમાં એ મહાલયો સૂર્યના અકારણ ક્રોધ અને તેનું પોતાનુંજ સમુદ્રના ગર્ભમાં પતન થતું નીરખી અટ્ટહાસ્ય કરી રહ્યા હોય એવી કલ્પના થતી હતી. સમુદ્ર તટે ગર્વાન્વિત હાસ્ય કરતા, ટટાર ઉભેલા મહાલયોનાં દર્શન થતાં વાર હું મારા સ્વભાવ પ્રમાણે સ્વપ્નગત વ્યાપારમાં

ગુંથાઇ ગયો હતો, એટલામાં એક મોટો ધડાકો મારા કર્ણમાં આવી અથડાયો; અને હું નજર ફેરવી જોઉં છું તો એક નાનકડી પણ મનોહર 'ટુસીટર' મોટરકાર સામેથી આવતી એક મોટર લોરી સાથે અકસ્માત અથડાઇ હતી. કુતુહલથી હું ત્યાં દોડી ગયો. ત્યાં જઇ જોયું તો એક આર્ય રમણી મ્લાન મુખે એ મોટરકારના 'વ્હીલ' આગળ બેઠી હતી. તેની સુકુમાર લતા સમી દેહ આ અકસ્માતથી ધ્રૂજતી હતી, તેના જમણા હાથમાંથી લોહી વહેતું હતું, જે તે પોતાના રેશમી રૂમાલ વડે લુછતી હતી. વિશેષ તપાસ કરતાં જણાયું કે આ યુવતી જાતે પોતે મોટર હંકારતી હતી. અને સામેની મોટર લોરી વાળાની કે એની ગફલતીથી અકસ્માત થયો હતો. એ યુવતીની મોટરકારનું યંત્ર બગડી ગયું હતું અને આગળનો કાચ પણ ભાંગી ગયો હતો, જેનો એકાદ ટૂકડો તેના મૃણાલ સમા કોમળ હસ્તમાં લાગવાથી લોહી વહેતું હતું. હજી લોહી વહેતું અટક્યું ન હતું. અને રૂમાલ પણ લોહીથી તરબોળ જેવો થઇ ગયો હતો. આ પરિસ્થિતિ જોતાં તે સ્વાભાવિક રીતે બ્હાવરી બની ગઇ હતી. જાણે મદદની આશા રાખતી હોય એમ અધિરાઇથી તે આમ તેમ દૃષ્ટિ ફેરવવા લાગી. મેં તરતજ મારા ગળામાંથી મારી નેકટાઇ ખેંચી કાઢી અને મોટરમાં ચઢી જઇ હેટ નીચે ઉતારી, એ અજ્ઞાત અબળાને વંદન કર્યું. પછી "મારી અલ્પ સહાય સ્વીકારશો?" કહી પ્રત્યુત્તરનો રાહ જોયા વિના મેં તેના હાથે જ્યાં ઘા હતો ત્યાં આગળ નેકટાઇ કસકસીને બાંધી દીધી, અને લોહીના વહનનો અટકાવ કીધો. મારી આ 'ફર્સ્ટ એડ'થી તેને શાંતિ વળી. પછી મારા તરફ કંઇ ભાવ ભીની નજરે જોતાં જોતાં તેણે કહ્યું "હું તમારો ઘણો ઉપકાર માનું છું." "એમાં શું?" એમ હું કહું છું એટલામાં તેનો શોફર જે અત્યાર સુધી મોટરને સુધારવાનો વૃથા પ્રયત્ન કરતો હતો તેણે આવીને કહ્યું "બાઇ સાહેબ! મશીન બીગડ ગયા. ગાડી અબ નહીં ચલેગી."

"તો ઇસ્કુ મરને દો, દેખો હયાં કોઇ ટેક્ષી ઓર વિકટોરીઆ મિલે તો લેકર આવ" રમણીએ રણકાર ભર્યા અવાજે આજ્ઞા કરી. આ સમયે મેં એક સમયસુચકતા વાપરી. મારા નામાભિધાનનો કાર્ડ એ રમણીના હાથમાં મૂકતાં મૂકતાં કહ્યું "જે આપની ઇચ્છા હોય તો હું આપને મારી

મોટરમાં આપને બંગલે પહોંચતાં કરૂં." કાર્ડ વાંચતાં વાંચતાં તેણે કહ્યું "શું આપની મોટર અહીં છે ?"

"હા, પેલી ઉભી" મેં મારા મિત્રની મોટરકાર બતાવીને કહ્યું.

"તો તો બહુ મજાનું. તમે પણ મારી જોડે જરૂર આવશો. હું આપને મારા પિતા આગળ 'ઇન્ટ્રોડ્યુસ' કરીશ."

હું નીચે ઉતર્યો અને તે રમણી પણ નીચે ઉતરી. પોતાના શોફરને ગાડી સુધરાવી લાવવાની સૂચના આપી તે મારી પાછળ ચાલી આવી. અમે બેઉ 'મારી' ( ? ) મોટરમાં બેઠાં. મેં મારા મિત્રને હેટ હલાવી 'હું હમણાં જ પાછો આવું છું' એવી અર્થસૂચક સંજ્ઞા કરી. તે તો બિચારો મારા તરફ આશ્ચર્યપૂર્ણ નેત્રે જોઇ રહ્યો. મેં શોફરને મોટર ચાલુ કરવાની આજ્ઞા કરી.

"ક્યાં જવું છે. શેઠ ?" શોફરે પૂછ્યું.

મેં તે રમણી તરફ દૃષ્ટિ નાખી.

"નેપીઅનસી રોડ, હેમવીલા." જવાબ મળ્યો.

( ૨ )

મોટર ચાલુ થઇ. કેટલોક વખત અમે બેઉ મૌન વ્રત ધારી બેસી રહ્યાં. હું ક્ષણે ક્ષણે એ યુવતીનાં સૌંદર્ય અને મુખના ભાવનું દર્શન કરવા પ્રયત્ન કરતો. હું ધારતો હતો કે મારૂં નામ ઇત્યાદિ જાણ્યા પછી તે મને કાંઇ વિશેષ પ્રશ્ન પૂછશે. અને એવા પ્રશ્નનું અનુમાન કરી શો ઉત્તર દેવો તેનો વિચાર કર્યાં કરતો હતો, છતાં તે રમણી મૌન જ રહી. નસીબદાર મારી નેકટાઇ કે આ કોઇ લક્ષ્મીપુત્રીના પનોતા હાથે જઈ બેઠી. આ અકસ્માતનો અને મારી નેકટાઇનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો જ છે.

મેં તે રમણીનું મૌન ભંગ કરવા પ્રશ્ન કર્યો:—

"આપના હાથે હવે તો આરામ છે ના ?"

"હા, હવે મને કશું દુઃખ થતું નથી, લોહી પણ બંધ થયું છે."

હું કોઇ બીજો પ્રશ્ન પુછી શક્યો નહિ, અને તે પણ પુનઃ મૌન રહી.

રાત્રિ થઇ ચુકી હતી. રાત્રિ કૃષ્ણ પક્ષની હતી, છતાં મ્યુનીસીપાલીટીના ઝગઝગતા દીવાઓના પ્રકાશમાં મારાં અધીરાં નયનો આ સુંદરીનું સૌંદર્ય ધરાઇ ધરાઇને પીવા લગ્યાં. તેણે વાદળી રંગની સોનેરી ટીપકીઓથી ભરેલી રેશમી સાડી તથા રેશમી 'બ્લાઉઝ' પહેર્યાં હતાં. તેની ગ્રીવાને એક મુલ્યવાન મોતીનો હાર અને વક્ષઃસ્થળને એક હીરા જડીત લૉકેટ શોભાવી રહ્યાં હતાં. અને હાથે સુંદર સુવર્ણ બંગડીઓ ઉપરાંત એક સોનાનું 'રીસ્ટ વૉચ' પહેર્યું હતું. તારલાઓથી આચ્છાદિત થયેલા સ્વચ્છ નીલાકાશમાં વિહરતા ચંદ્ર સમું તેનું વદન અને આકાશગંગા સમો મોતીનો હાર નીરખી તથા પેલા 'નેપીઅનસી રોડ, હેમવીલા' એ મોહરાં નામના ભણકારા યાદ કરતાં મારા હૃદયમાં પોષાયલી ઘણા કાળની મહત્વાકાંક્ષાનું જોર વધતું જતું હતું

'હું આપને મારા પિતા આગળ ઇન્ટ્રોડયુસ કરીશ' આ શબ્દો મને આશ્વાસન રૂપ લાગ્યા. મેં અનુમાન કર્યું કે આ રમણી હજુ કુમારિકા હોવી જોઇએ. તથા તે કોઇ ધનવાનની પુત્રી હશે. એનો પિતા કોણ હશે તે જાણવા મેં પૂછ્યું "આપના પિતાશ્રીનું નામ શું ? અને આપનું પણ..."

એ રમણીનું નામ જાણવાની અધીરાઇ હું રોકી શક્યો નહિ. કોનું નામ જાણવા હું વધારે આતુર છું એ જાણે તે સમજી ગઇ હોય તેમ તેણે બીજા પ્રશ્નનો ઉત્તર પ્રથમ દીધો "મારૂં નામ હેમલક્ષ્મી, મારા પિતાશ્રીનું નામ ધનપતરાય અને..." તે કંઇક વધુ પરિચય આપવા જાય છે એટલામાં તેણે શોફરને સંજ્ઞા કરી ગાડીને બાજુના દરવાજામાં લેવાની સૂચના કરી.

અમે હેમવીલા આગળ આવી પહોંચ્યાં.

ગાડી ઉભી કે હેમલક્ષ્મી પ્રથમ ઉતરી અને મેં ઉતરતાં ઉતરતાં મારી મોટરવાળાને તુર્તજ મોટર પાછી લઇ જવાને કહી દીધું. પછી અમે બેઉ દ્વાર પ્રતિ ચાલ્યાં. તે સમયે માળ ઉપરની અટારીએથી બે વ્યક્તિ—એક સ્ત્રી અને એક પુરૂષ—અધીરાઇથી અમારી—અરે નહિ, હેમલક્ષ્મીની રાહ જોઇ રહ્યા હોય એમ લાગતું હતું.

અમે બેઉ માળ ઉપર ગયાં એટલે પેલી બેઉ વ્યક્તિ દીવાનખાનામ આવી લાગી, તેમને જોઈ હું બહુ આશ્ચર્ય પામ્યો. તેમના પોશાક ઉપરથી હેમલક્ષ્મી સાથેનો તેમનો સંબંધ હું કલ્પી શકયો નહિ. એ બેઉ અંગ્રેજી પોશાકમાં સજ્જ હતાં. ઉભય અણીશુદ્ધ અંગ્રેજ દેખાતાં હતાં. હું તો મુંગો મુંગો બધું જોઇ રહ્યો. હેમલક્ષ્મીની પાછળ પાછળ હું દીવાન-ખાનામાં દાખલ થયો. તેણે તુર્તજ ખુલાસો કરવા માંડયો એટલે પુરૂષ-વ્યકિત તેના પિતા ધનપતરાય શેઠ છે એ હું સત્વર સમજી ગયો.

" બાપુ ! આજે મારી 'ટુસીટર'ને 'એકસીડંટ' નડયો. અને મશીન બગડી ગયું, કાચ ફૂટી ગયો અને મારે હાથે વાગ્યો. મારા હાથમાંથી બેસુમાર લોહી નીકળી જતું હતું, અને હું ગભરાઇ ગઈ હતી એટલામાં આ મી. સંપતરાય મારી ગાડીમાં દોડી આવ્યા અને એમની નેકટાઈથી પાટો બાંધ્યો અને લોહી વહેતું બંધ થયું. પછી હું એમની જ મોટરમાં એમની સાથે અહીં આવી. " આ પ્રમાણે ટુંકમાં કહ્યા પછી તેણે મને ઉદ્દેશીને કહ્યું ' મી. સંપતરાય ! આ મારા પિતાશ્રી ધનપતરાય. " ધનપ-તરાયે હાથ લંબાવ્યો અને શેઇકહેન્ડસ કર્યાં. ધનપતરાય જાણે ઘણા ઉપકારની લાગણીથી જોતો હોય એમ કેટલીક ક્ષણ મારા પ્રતિ જોઇ રહ્યો.

ત્યાર પછી હેમલક્ષ્મીએ મારી અને પેલી સ્રીની અંગ્રેજી પદ્ધતિથી ઓળખાણ કરાવતાં કહ્યું " મી. સંપતરાય એન્ડ મીસ બટરફ્લાઇ, માઇ ગવર્નેસ. " અહીં પણ અમારે શેઇકહેન્ડસ થયા. હવે બરાબર સમજાયું કે આ બાઇ તે ખરેખર અંગ્રેજ છે; અને તે મીસ હેમલક્ષ્મીની ગવર્નેસ છે.

હું ધનપતરાયની બાજુમાં ખુરશી ઉપર બેઠો. હેમલક્ષ્મી અને મીસ બટરફ્લાઇ સામેના એક સોફા પર બેઠાં. પછી મારા સત્કાર માટે ધનપત-રાયે કાંઈ મુખવાસ ઇત્યાદિ લાવવાની આજ્ઞા કરી.

હેમલક્ષ્મી મીસ બટરફ્લાઇ જોડે છટાદાર અંગ્રેજીમાં વાત કરતી હતી. મોટર ગાડીમાં તેની વાણી સુધા પીવાને હું કમનસીબ નીવડયો હતો, તે અહીં એક ધારા પીવાને ભાગ્યશાળી થયો. હેમલક્ષ્મી મીસ બટરફ્લાઇને

મોટરગાડીના અકસ્માતની અને મારી-મારા હિસાબે નજીવી પણ તેના મનથી મહાન-મદદ વિગેરેની વાત કહી રહી હતી.

" Blood was pouring out. I was helpless. I was on the point of crying. At that very critical moment Mr Sampatrai ran in and tied fast his neck-tie and I was saved."

" Oh, that's a masterpiece of gallantary. Bravo, ! Mr. Sampatroy! " મીસ બટરફલાઇએ મારાં વખાણ કર્યાં, અને એ શાબાશીથી આ બ્હાદુર વીરની છાતી ફુલાવા લાગી.

એટલામાં નોકર કેટલોક લીલો સુકો મેવો, આઇસ સરબત વિગેરે ટેબલ પર મુકી ગયો. અમે તે સર્વને ઇન્સાફ આપ્યો. પછી કાફી આવી અને અમે સૌ તે પીવા લાગ્યાં. કોફી પીતાં પીતાં ધનપતરાયે મને પ્રશ્ન કર્યો " સંપતરાય! તમે શું ધંધો કરો છો ? "

આ પ્રશ્નનો ઉત્તર આપતાં હું કંઇક સંકોચાતો હતો, એટલામાં હેમલક્ષ્મીએ મારો કાર્ડ જે તેની પાસે હતો તે તેણે સત્વર પોતાના પિતાને આપ્યો એટલે મારે ઉત્તર દેવો રહ્યો નહિ. કાર્ડ વાંચી ધનપતરાયે કહ્યું " ઠીક, તમારી ડીગ્રી તથા ' ડીલીંગ ' ( ધંધો ) જોતાં તમે મારા ધંધામાં ઉપયોગી થઇ પડશો ખરા. " મેં કંઇ ઉત્તર ન આપ્યો, પણ આ શબ્દો મારા ભાગ્યના દ્વાર પર ટકોરા મારતા હોય એમ લાગ્યું.

કોફી પીવાઇ રહ્યા પછી હેમલક્ષ્મી તથા મીસ બટરફલાઇ કપડાં બદલવા અંદરના ખંડમાં ચાલી ગયાં.

ધનપતરાયે ચીરૂટ પીતાં પીતાં વળી એક આશ્ચર્યજનક પ્રશ્ન કર્યો " સંપતરાય તમે પરણ્યા છો કે ? "

" ના જી, " મેં સત્વર ઉત્તર દીધો.

" કેમ તમારી ન્યાતમાં કન્યા નથી મળતી ? તમારી કઈ જ્ઞાતિ ? "

" મારી જ્ઞાતિ.........છે. " મેં એક જ પ્રશ્નનો ઉત્તર આપ્યો.

" એમ ! ત્યારે આપણે બેઉ એક જ જ્ઞાતિના. આપણી જ્ઞાતિમાં કન્યા તો બહુ છે પણ વરની જ અછત છે ખરું ? "

" હશે. " મેં ટુંકામાં જ પતાવ્યું.

એટલામાં હેમલક્ષ્મી અને મીસ બટરફ્લાઈ કપડાં બદલી પાછાં આવ્યાં, અને અમારી પ્રશ્નોત્તરી અહીંથી અટકી.

પછી ધનપતરાયે કહ્યું " સંપતરાય ! તમારા આજના કામથી હું ઘણો રાજી થયો છું, અને તે માટે હું તમારો આભાર માનું છું એનો બદલો હું તમને મન માન્યો આપું એમ ઇચ્છું છું. તમારી મરજી હોય તો હું તમને મારી ઑફીસમાં એક સારી 'પોસ્ટ' આપું તો તમે તે સ્વીકારશો ? "

હું વિચારમાં પડયો.

" જોઇએ તો વિચાર કરીને પછી નિશ્ચય કરજો. પણ હું ખાત્રી આપું છું કે તમારા હાલના ધંધા કરતાં તે તમને લાભકારક થશે."

" જેવી આપની કૃપા. હું એ બાબત વિચાર કરી આવતી કાલે આપને મારો નિશ્ચય જણાવીશ " મેં ટુંકો જ વાયદો કર્યો.

" ભલે. "

"ત્યારે હવે હું આપની રજા લઇશ' શેઠ ? "

" વારુ, આવજો હાં " કહી ધનપતરાયે હાથ લંબાવ્યો અને શેઇક હેન્ડસ કર્યાં. ઉઠતાં ઉઠતાં મેં હેમલક્ષ્મી તથા મીસ બટરફ્લાઇની રજા માગી. તેઓ પણ ઉઠીને મારી સામા આવ્યાં. મીસ બટરફ્લાઇ સાથે પણ શેઇક હેન્ડસ થયા, પણ હેમલક્ષ્મીને શેઇક હેન્ડસ કરવા પ્રથમ તો મારો હાથ કોણ જાણે કેમ પાછો પડયો, પણ જ્યારે તેણે જ મારી નેકટાઇથી શોભતો પોતાનો હાથ લંબાવ્યો ત્યારે હસ્તદ્વય આલિંગ્યા. વળી મારો હાથ

છુટતાં યે પાછળ પડયો. આખરે હેમલક્ષ્મીના ધાયલ હાથે મારો હાથ છોડ્યો.

હું સર્વને વંદન કરતો કરતો ત્યાંથી ચાલી નીકળ્યો.

( ૩ )

હેમવીલામાંથી મને વિદાયગીરી દેનારા તો એમજ જાણતાં હશે કે હું ‘મારી મોટરકાર’માં બેસીને ઘેર ગયો. જ્યારે મારે તો મારા બે પગના આધારેજ આ અંધારી મોડી રાતે મારા રુમ ઉપર જવાનું હતું.

મારો બહુરૂપી રૂમ સેન્ડહર્સ્ટ રોડ ઉપરના એક મકાનમાં આવેલો હતો. બહુરૂપી એટલા માટે કે તે એકજ રૂમ, ડ્રોઇંગ રુમ, ઓફીસ રૂમ, ડાઇનીંગ રૂમ, તથા સ્લીપીંગ રૂમનો પાઠ વખત વખતે ભજવતો હતો.

ઓરડીમાં આવતાં થાકયો પાકયો હોવાથી સૂઇ જવાનો વિચાર કર્યો. પથારી નાખી આડો પડયો પણ નિદ્રા આવી નહિ. કોણ જાણે હેમવીલાની કોફીએ ઉંઘને ભગાડી દીધી કે હેમવીલાના શેઠ ધનપતરાયની આપવા માંગેલી બક્ષીસે, તે સમજાયું નહિ. ઉંઘ આવી જ નહિ, અને હું વિચારે ચઢયો.

“ત્યારે ધનપતરાય ઇચ્છે છે તેમ નોકરી લઇ લેવી? એમાં શું ગેરલાભ! શેરબજારના ધક્કા ખાવા કરતાં આ નોકરી શું ખોટી! અને તે કંઇ જેવો તેવો હોદ્દો નહિ આપે?......પણ એણે ‘ તમે પરણ્યા છો કે?’ એ સવાલ કેમ પૂછયો! આ કેવું અજાયબ કે અમે બેઉ એક જ જ્ઞાતિના નીકળ્યા! જરૂર તેના આ તથા બીજા પ્રશ્નમાં કાંઇ રહસ્ય છે. શું હેમલક્ષ્મી કુંવારી જ છે! શું મારી સાથે તેનાં લગ્ન કરવાનો તેનો સંકલ્પ હશે!”

આ વિચાર સંકળનાની સાથે “ઓહ ધેટ્સ આ માસ્ટર પીસ ઓવ જેલેન્ટરી. બ્રેવો મી. સંપતરાય” એ મીસ બટરફ્લાઇના પ્રશંસાત્મક શબ્દો, અને વિદાય થતાં હેમલક્ષ્મી જોડે થએલાં હસ્તધુનનનું દશ્ય મારી

સમક્ષ ખડું થયું. પછી " તમે હેમલક્ષ્મી જોડે લગ્ન કરશો ને ! " આવો પ્રશ્ન જાણે કોઇ પૂછતું હોય એવો મને આભાસ થયો; અને એનો શો ઉત્તર દેવો એની વિમાસણમાં પડ્યો, એટલામાં " સંપત, સંપત, બારણું ખોલ " એ અવાજ સાથે કોઇએ બારણાં ખખડાવ્યાં.

મેં ઉઠીને બારણું ઉઘાડ્યું તો મારો એક મિત્ર બારણામાં ખડો હતો. તેને જોઇ મેં આશ્ચર્યથી પુછ્યું " કાં ભાઇ હિંમત ! આટલી મોડી રાતે ક્યાંથી ! "

" અરે તનેજ ઢુંઢવાને તો ! પેલા મી. ઝવેરીએ કહ્યું કે તું તેની મોટરમાં ફરવા ગયો હતો અને મોટર ખાલી જ પાછી આવી. "

" તેના શોફરે કંઇ ના કહ્યું ? "

" તે શું કહે, તેના બાપનું કપાળ ! તે તો કંઇ 'શિકાર શિકાર' બકતો હતો; પણ એમાં સમજ શું પડે કે તું કોઇનો શિકાર બનીને ગુમ થયો છે કે કોઇ શિકારની પાછળ પડતાં ગુમ થયો ! પણ હવે તને જોઇને ટાઢક વળી. "

" હિંમત ! તું મશ્કરી કરે છે હાં. "

" લે, તારી શોધ કરવા નીકળ્યા એટલે મશ્કરી થઇ કેમ ? "

" પણ શોધ તે મારી ઓરડી પર થતી હશે ? "

" પણ પ્રથમ ખબર તો કાઢું કે એ 'શેર દીલેર' પોતાની ગુફામાં છે કે ખરેખર શિકારે પડ્યો છે ! "

" ઠીક ઠીક પછી...."

" પછી ! તમે જ કહોને ભાઈ, શિકારની શી ગત થઇ ? "

હું સમજી ગયો કે હિંમત કંઇક જાણે છે અને મશ્કરી કરે છે. એનો એવો સ્વભાવ જ છે. મી. ઝવેરીના શોફરે એને કહ્યું હશે જ, એટલે મેં તેને આજના સંધ્યાકાળના પ્રસંગની કથાનો સાર થોડીક મુદ્દાની વાત છુપાવીને કહી સંભળાવ્યો.

" ઓહો ! ત્યારે તો તમે ધનપતરાયના મ્હેમાન થઇ આવ્યા હાં. ઠી...ક. આજે મ્હેમાન થયા, કાલે ખાનગી મંત્રી થશો; અને પરમ દિવસે......."

" હિંમત ! હવે ઠઠ્ઠા છોડ. પણ હું તારી સલાહ માગુ છું. તું આવ્યો તે એ ઠીક થયું. હું હમણાં એકલો એકલો એજ વિચાર કરતો હતો કે મારે ધનપતરાયની નોકરી લેવી કે કેમ ? બોલ તારી શી સલાહ છે?"

" એકલી નોકરીથી શું વળે ! જો નોકરી અને......"

" હજી મશ્કરી નથી છોડતો ? "

" સંપત તેં આજનું મુહૂર્ત ઠીક કર્યું છે, આજનો વાર શનિવાર. એ ચીકણો વાર કહેવાય છે. એટલે મારી સલાહ ગમે તે હોય પણ તું ધનપતરાયને આજથી ચોંટયો એ ચોંટયો. વળી કાલ પર વિચાર કરવાનું એ શું કામ રાખ્યું ! ધંધો વાણીઆનો પણ બુદ્ધિ બ્રાહ્મણની તો ! "

" પણ હવે સીધી વાત કરશે ! " મેં જરા જોરથી કહ્યું.

" હું સીધી જ વાત કરું છું. એક છેડેથી તે બીજે છેડે સુધી. હું ધનપતરાયને કંઇક ઓળખું છું. અને મારા જાણ્યા પ્રમાણે તેને સંતાનમાં એક પુત્રી જ છે. એટલે જે છોકરીનો ધણી થશે તે તેની મીલ્કતનો પણ માલીક બનશે. માટે જ કહું છું કે એકલી નોકરીથી શું વળે ? "

" શું ત્યારે તું ધનપતરાયને ઓળખે છે ? "

" સ્હેજ સ્હાજ. જાણવા પ્રમાણે. "

" હિંમત ! ધનપતરાયની પત્ની છે કે નહિ તે તું જાણે છે ! મારા જોવામાં ન આવી તેથી પૂછું છું. "

" ના તેની પત્ની ઘણું કરી ગુજરી ગઇ છે; પણ તેં ત્યાં બીજું કાંઇ ન જોયું ! સાંભળવા પ્રમાણે એ વિલાયતથી કોઇ મિસ્ટ્રેસ લઇ આવેલ છે."

" છટ્ છટ્. એ મિસ્ટ્રેસ નથી, પણ એ તો હેમલક્ષ્મીની ગવર્નેસ– શિક્ષિકા છે. " મેં મીસ બટરફલાઇનો બચાવ કર્યો.

" લોકો એમ કહે છે અને માને છે કે મોટા લોકની રીત એવી જ હોય છે, દેખાડવાના જુદા અને ચાવવાના........"

" લોકો તો બીલકુલ બેવકુફ છે. શ્રીમંતોની જેમ પૈસા પેદા થઇ શકે નહિ અને તેમના જેવા વૈભવ ભોગવાય નહિ ત્યારે અદેખાઇના માર્યા શ્રીમંતાઇમાં છિદ્રો શોધવા મથે છે."

" હશે આપણે શું ? પણ ધનપતરાય હવે પાછા પરણે નહિ અને પરણે નહિ તો તેને ઔરસ પુત્ર થવાનો સંભવ નહિ, માટે જ હું કહું છું કે ભાઇ સંપત ! તારો શનિ સીધો ઉતરે એમ છે, જો તું........"

" મારે હવે તારૂં ભવિષ્ય નથી સાંભળવું. ટુંકમાં મારી માગેલી સલાહ જ આપને."

" શું ત્યારે તું હેમલક્ષ્મીને નહિ પરણે ? "

હું વિચારમાં પડયો. હાયે કેમ કહેવાય અને નાયે કેમ કહેવાય ? મેં કહ્યું " પણ અત્યારે પરણવાનો સવાલ જ કયાં છે ? "

" એ સવાલ હું લાવું. તને કાલથી મોટી નોકરી મળશે, પગાર પણ મોટો મળશે. તો તે સાથે એ બધું ભોગવનાર પણ કોઇ જોઇએ કે નહિ ? પણ જો હેમલક્ષ્મીમાં તારૂં દિલ ભરાયું હોય તો એ વાત ન કરૂં."

મને લાગ્યું કે હિંમતે મારૂં મન જોવા માટે જ આ પ્રશ્ન કર્યો છે. એટલે મેં દિલ છુપાવતાં કહ્યું " કહે શું છે ? હું વિચાર કરીશ."

" પણ ત્યાં એક શબ્દના વાંધા છે. નથી નામમાં 'હેમ' કે નથી કિસ્મતમાં 'હેમ' ! "

" તારી એ વ્યંગ ભાષામાં મને કંઇ સમજાતું નથી. જરા સ્પષ્ટ તો બોલ ! "

" ત્યારે સાંભળ અને યાદ કર. જ્યારે તું તારે મોસાળ એટલે મારે ગામ આવ્યો હતો ત્યારે પેલા કીર્તિરાયની ભાણેજ લક્ષ્મી મેં તને બતાવી હતી તે તને યાદ છે ? "

"હા, હા, તે યાદ આવ્યું પણ તેનું શું !" હું આશ્ચર્યથી જોઇ રહ્યો.

"તેની સાથે લગ્ન કરવાં હોય તો હું ગોઠવી દઉં."

"અરે પણ એ અત્યારે ક્યાંથી કુંવારી હોય? આજે તો તે ૧૯–૨૦ વર્ષની થઇ હશે. ગામડાની છોકરીઓ એટલી ઉમર સુધી કુંવારી રહેતી હશે ખરી ! તું એ કે'ક્યો જ જાય છે તો ! મારું મન પારખવા આ ગુફ્બાન છોડયું ખરું ને !"

"પણ તે કુંવારી હોય તો યે તું ક્યાંથી પરણે ! અને વળી હવે ! તને યાદ છે ત્યારે શું કહ્યું હતું તે !"

"તે બધી કોને યાદ રહી !" મેં વાત ઉડાવવા પ્રયત્ન કર્યો.

"ભલે તને ખબર હોય કે નહિ હોય પણ મને ખબર છે. તે વખતે તેં ગામડીયણુ અને વળી ગરીબ, મા બાપ વિનાની એ છોકરીને પરણવા ચોકખી ના પાડી હતી. તે વખતની તારી મોટી મોટી ઉમેદો શું હતી તે હું નથી જાણતો એમ નથી. તારા ગ્રહ પાધરા હોય તો ઠીક છે, નહિ તો એવી રાંક અને ગરીબડી ગામડીયણુ જેવી સ્નેહાળ અને વ્યવહારદક્ષ ભાર્યા બીજી કોઇ ન નીવડે. મારો તો એવો મત છે કે જેમ શહેરીઓને ગ્રામ્યજીવન દુર્લભ છે તેમ આવી સ્નેહાર્દ્ર ગ્રામ્યભાર્યાઓ પણ દુર્લભ જ હોય છે. કહેવાય છે કે શ્રી અને સરસ્વતીનો મેળ ખાતો નથી. જો કે હવે ક્યાંક ક્યાંક એમનો સુયોગ દેખાય છે ખરો, તથાપિ લક્ષ્મી અને સ્નેહનો સુયોગ અસંભવિત છે. માટે જ મારી એ સલાહ છે કે જો તું 'પ્રેમ'નો જીજ્ઞાસુ હોય તો લક્ષ્મીને લાત મારજે ! અને જો લક્ષ્મીનો ભિખારી હોય તો ભલે ધનપતરાયની મહેરબાનીનો સ્વીકાર કરજે. પણ પછી ત્યાં તને પ્રેમ આડી આંખેયે ન જુએ !"

'પ્રેમ અને લક્ષ્મીનો પણ સુયોગ કેમ ન થાય !' એમ હું કહેવા જતો હતો, પણ વળી આ ભાઇના શા શા શબ્દ પ્રહાર ખાવા પડશે એમ ધારી હું બોલતો બંધ રહ્યો અને અંતે એ ચર્ચા પણ બંધ રહી.

પછી બીજી કેટલીક સામાન્ય વાતચીત કર્યા પછી હિંમત ચાલી ગયો. એક પછી એક આવતા અનેક વિચારોમાં હું તત્કાળ કાંઈ નિશ્ચય કરી શકયો નહિ, અને છેક મોડી રાતે નિદ્રાધીન થયો.

(૪)

કહેવત છે કે 'પુરૂષનું નશીબ પાંદડે ઢાંકયું' તે છેક ખોટી નથી. ભાગ્યદેવીની એક ફુંક માત્રથી એ પાંદડું કયાંનું કયાં ઉડી ગયું એટલું જ નહિ પણ હું યે છેક સેન્ડહર્સ્ટ રોડ પરના કંગાળ ઓરડામાંથી ઉડીને નેપીઅનસી રોડ પરના ભવ્ય હેમવીલામાં આવી પડયો.

હું ધનપતરાયનો પ્રાઇવેટ સેક્રેટરી નિમાઈ ચુકયો હતો. અમે એક જ જ્ઞાતિના હોવાથી અને હું એકલો જ રહેતો હોવાથી ધનપતરાયે મને તેમની સાથે ચોવીસે કલાક રહેવાનું અને તેમના મંત્રીની સાથે મ્હેમાન પણ બનવાનું દબાણ કર્યું હતું.

શરૂઆતના દિવસોમાં ધનપતરાય હંમેશાં મને પોતાની સાથે જ લઇને ફરતા. તેમણે પોતાના ધંધાના સંબંધમાં આવતા સઘળા વેપારીઓ, આડતીઆઓ, મેનેજરો, બેન્કરો અને દલાલો વિગેરે સાથે મારો પરિચય કરાવ્યો અને એ પ્રમાણે વેપારી આલમમાં મને ઓળખીતો કર્યો.

ધનપતરાયે સીન્ડીકેટથી એક મીલ ઉભી કરી હતી, અને તેમાં તે મેનેજીંગ પાર્ટનર તરીકે અગ્રભાગ લેતા હતા. એ ઉપરાંત તેણે એક એક્ષ-પોર્ટ-ઇમ્પોર્ટ ઓફીસ ખોલી હતી. તે મારફતે વિદેશથી કેટલીક જાતનો માલ મંગાવવામાં આવતો તથા અહીંથી કેટલોક કાચો માલ તથા પોતાની મીલની પેદાશનો માલ વિદેશ નિકાશ કરવામાં આવતો. આ ઓફીસને લગતી એક શાખા લંડનમાં પણ હતી.

દિવસે દિવસે ધનપતરાયના સઘળા કામમાં હું માહિતગાર થતો ગયો. કેટલીક વખત તેઓ કેટલાક દિવસ આરામ લેવાને મિષે ઘેર જ રહેતા અને હું બધું કાર્ય એકલો કરતો, તે ઉપર તે બારીકાઇથી ધ્યાન દેતા. ધીમે ધીમે હું તેમના પ્રીતિ અને વિશ્વાસનું પાત્ર બનતો ગયો.

પણ ધનપતરાયની મારા પ્રતિની પ્રીતિ અને કૃપાનું રહસ્ય હું કળી શક્યો નહિ. બે ચાર ઘડીની મુલાકાતમાં તેણે મારામાં શું જોયું હશે કે મારા ઉપર આવડી મોટી કૃપાની વૃષ્ટિ વરસાવી દીધી !

ગમે તેમ હોય, પણ હું તો મને પોતાને મહાભાગ્યશાળી માનવા લાગ્યો. છતાં મારી મહત્વાકાંક્ષાની જ્વાળા હજી શાંત થઇ નહિ. કોઇ કોઇ વખત મને એમ થતું કે મને મોટો પગાર મળે છે અને તે બધોજ જમા રહે છે એ ખરું, પણ આવડા મોટા કનસર્ન"-વેપારમાં મારો થોડોક ભાગ રાખવામાં આવે તો કેવું સારું ? ત્યારેજ હું ખરો ભાગ્યશાળી અને શ્રીમંત થયો કહેવાઉં; કારણ ગમે તેવું પણ આ પરતંત્રજીવન જ કહેવાયને ?

જ્યારે કોઠના વ્યવસાયી વિભાગમાં હું હોઉં અને નાના મોટા અનેક વેપારીઓના સંબંધમાં આવતો હોઉં ત્યારે આવા વિચારો આવતા. પણ જ્યારે હેમવીલાના શાંત વાતાવરણમાં આવું ત્યારે મારું મગજ શાંત થતું અને એ બધા વિચારો ભૂલી જતું.

ધનપતરાયના સાંસારિક ઇતિહાસની મને હજી પુરેપુરી માહિતી મળી ન હતી, પણ એટલું તો જાણવામાં આવ્યું હતું કે ધનપતરાય પોતે ઘણા વર્ષ પર વિલાયત ગયા હતા, ત્યાં લાંબો વખત રહી ધંધો કર્યો હતો અને સારું કમાયા હતા. ત્યાંથી આવ્યા બાદ પોતાના કેટલાક મિત્રો મળીને મીલ કાઢી અને વિલાયત સાથેનો વેપાર ચાલુ રાખ્યો. એમનાં પત્ની ઘણાં વર્ષો થયાં દેવલોક પામ્યાં હતાં. હેમલક્ષ્મી તેમની એક પુરી પુત્રી હતી. પોતે વિલાયતનું જીવન ભોગવેલું એટલે પોતાની પુત્રીને તે જીવનને અનુકૂલ બનાવવા તેઓ પોતાની સાથે મીસ બટરફ્લાઇને હેમલક્ષ્મીની એક શિક્ષિકા તરીકે લાવ્યા હતા મીસ બટરફ્લાઇના હાથ નીચે હેમલક્ષ્મીએ અંગ્રેજી, સંગીત વિગેરેનું શિક્ષણ લીધું હતું. તેમ ગુજરાતી વિગેરે વિષયો શીખવવા માટે એક ગુજરાતી શિક્ષિકા શરુઆતમાં રાખી હતી. મીસ બટરફ્લાઇના સંસર્ગથી હેમલક્ષ્મી જાણે એક વિલાયત જઇ આવેલી રમણી હોય એવી જ લાગતી હતી.

ધનપતરાયના ઘરમાં વિલાયતી અને સ્વદેશી એ બેઉ વ્યવહાર ચાલતા હતા. વિલાયતી રસોઇ મીસ બટરફ્લાઈને માટે થતી એમ કહેવાતું, પણ મારો અનુભવ એથી જુદો જણાયો. કોઇ કોઇ દિવસ જેમ મી. ધનપતરાય 'ઇંગ્લીશ ડીશ' નો સ્વાદ લેતા, તેમ કોઇ કોઇ દિવસ મીસ બટરફ્લાઇ આપણી સ્વદેશી થાળ આગળ પાટલા ઉપર બેશીને હાથ વતી દુધપાક અને કઢીના ફડકા મારતાં, અને તે જોવાની મને તેમજ હેમલક્ષ્મીને બહુ રમુજ પડતી. હેમલક્ષ્મી તો આગ્રહ કરી કરીને દુધપાક પીરસતી.

દિવાનખાનામાં ટાંગેલા કેટલાક ફોટોગ્રાફ ઉપરથી જાણુવામાં આવ્યું કે શરૂઆતમાં હેમલક્ષ્મી પણ અંગ્રેજી પોશાકમાં ફરતી. એક ફોટોગ્રાફમાં હેમલક્ષ્મી અને મીસ બટરફ્લાઇ સાથે હતાં. તે અજાણ્યાને તો કોઇ અંગ્રેજ મા દીકરી જેવાંજ લાગે. એવી રીતે અંગ્રેજી પોશાક હેમલક્ષ્મીને અનુકૂળ થઈ ગયો હતો. પણ પાછળથી તેની વય મોટી થવાના કારણે ધનપતરાયની ખાસ આજ્ઞાથી તે સુધારેલો દેશી પોશાક પહેરતી હતી. કેટલીક વખત મીસ બટરફ્લાઇ પણ રેશમી સાડી અને પોલકામાં સજ્જ થતી હતી એ પણ એ રીતે જાણુવામાં આવ્યું. આવા કેટલાક ફોટોગ્રાફ તથા બીજી કેટલીક ચર્ચા જોતાં કેટલીક વખત મને મારા મિત્ર હીંમતલાલની વાત સાચી માનવાનું મન થતું. છતાં મારો એવો ખાસ ખણુખોદીયો સ્વભાવ ન હતો એટલે હું એ લાંબી ટુંકીમાં પડનો નહિ; અને સાચું જુઠું તો જાણે શ્રીહરિ. ધનપતરાયના કુટુંબ સંબંધી આથી વિશેષ માહીતી તે વખતે મને ન હતી.

હેમવીલામાં નવરાશની વખતે ઘણો ખરો વખત અમે ચાર જણાં—હું અને ધનપતરાય, હેમલક્ષ્મી અને બટરફ્લાઇ સાથેજ બેસી વાર્તાલાપ કરતાં કે કોઇ 'ઇન્ ડોર' રમતો રમતાં. અને એ રીતે આનંદમાં વખત વીતાડતાં. "ચોથે ચોક પુરાય" એમ મારા આવ્યા પછી જાણે આનંદની વૃદ્ધિ થઇ રહી હોય એમ મને લાગતું હતું.

સાયંકાળે હેમલક્ષ્મી અને બટરફ્લાઇ મોટરમાં બેસી ફરવા જતાં,

કોઇ વખતે ધનપતરાય સુધ્ધાં એ ત્રણે સાથે જતાં. જ્યારે હું એકલો ઘરમાં મારા કામમાં રોકાતો અથવા એકલોજ બહાર ફરીને આવતો.

હું મારા ખંડમાં એકલો હોઉં ત્યારે મીસ બટરફ્લાઇ કે હેમલક્ષ્મી મારા ખંડમાં આવતાં નહિ. તેઓ માત્ર ધનપતરાયની હાજરીમાંજ અને દીવાનખાનામાંજ મારી જોડે છુટથી વાતચીત કરતાં.

કેટલોક સમય ગયા પછી ઉપર જણાવ્યા પ્રમાણેની દિનચર્યામાં ફેરફાર થતો દેખાયો. કેટલીક વખત અમે ચારે જણાં વાતે ચઢ્યાં હોઇએ ત્યારે કંઇ બ્હાનું કાઢીને ધનપતરાય પોતાના ખંડમાં ચાલી જતા. મીસ બટરફ્લાઇ હેમલક્ષ્મીને કંઇ કંઇ વાતો કરી ચીઢવતી. આવી ચીઢવણીમાં કેટલીક વખત મીસ બટરફ્લાઈ હેમલક્ષ્મીને દેખીતો અન્યાય કરતી, અને તેનો બચાવ કરવાની તથા તેના તરફથી ઘટતા ઉત્તર દેવાની મને અનાયાસે ફરજ પડતી.

કેટલીક વખત અમે બધાં સાથે બાગમાં ફરતાં હોઇએ ત્યારે અથવા બાંકડા ઉપર કે લૅાન ઉપર બેઠાં હોઇએ ત્યારે વખતો વખત ધનપતરાય કોઇ ઝાડના ફળ જોવા કે કોઇ લતા ઉપરથી ફુલ તોડવા એકાદ કુંજમાં ચાલી જતા, જ્યારે બટરફ્લાઇ હવામાં ઉડતાં એકાદ પતંગીઆંને પકડવાને બીજે દોડતી દોડતી બીજી કુંજમાં લપાઇ જતી. આમ અમને બેઉને સામ સામા બેસી એક બીજા પ્રતિ જાણ્યે અજાણ્યે 'દષ્ટોદષ્ટ' મેળવવાની ફરજ પડતી. કેટલીક વખત સાંજના ધનપતરાય હેમલક્ષ્મી જોડે મને પણ એન્ડરટેન્ડ કે પાલવા ઉપર મોટરમાં ફરવા લઇ જતા, અને પાછાં ફરતાં "આજે મને જરા અપચો છે તે હું તો ચાલતોજ આવીશ. તમે બેઉ મોટરમાં બંગલે જાઓ." એમ કહી અમને બેઉને એકલાંજ ત્યાંથી વિદાય કરતા.

આ બધાંનું રહસ્ય કદાચ હેમલક્ષ્મી પામી શકી નહિ હોય, પણ મને એ ભેદની કંઇક કંઇક ઝાંખી થતી હતી. મને એમ ચોકસ લાગ્યું કે ધનપતરાય અને મીસ બટરફ્લાઇ ઉભય એક મંત્રણાથી, મારા અને હેમલક્ષ્મીના સંવનન ( Wooing ) માટેની સરળતા કરી રહ્યાં હતાં.

વિલાયતી સંસારના એ બેઉ અનુભવીને એ કાર્ય ભલે યથાર્થ લાગ્યું હશે, પણ હું તેમજ હેમલક્ષ્મી એ પરિસ્થિતિનો તેમની ઇચ્છા પ્રમાણે લાભ લઈ શક્યાં હોઈએ એ શક પડતી વાત છે. ક્યાંથી લેવાય? અમે બેઉ એવા વાતાવરણમાં ઉછર્યાં નહતાં.

ધનપતરાયે કદાચ એવી ઉમેદ રાખી હશે કે અંગ્રેજી સંસારની પેઠે લગ્નની દરખાસ્ત ( પ્રોપોઝલ ) હેમલક્ષ્મી તરફથીજ આવશે, અને તે તેને અનુમોદન આપશે. પણ હેમલક્ષ્મી તરફથી એવી માંગણી થવાનો સંભવ બહુ ઓછો હતો, અને એવી માંગણી ન થાય તો કદાચ ધનપતરાય તેના જામાતૃ થવાની મારી લાયકાત વિષે હલકો અભિપ્રાય રખેને બાંધીલે એવી મને ઘણીવાર ચિંતા રહેતી હતી.

અલબત્ત એટલું તો સત્ય છે કે ઉપરોક્ત ચર્ચાથી હેમલક્ષ્મીનો મારા પ્રતિ કંઇક પક્ષપાત થયો હતો અને તે તેના મુખપર વ્યક્ત થતો હતો. તથાપી તે એવો નહિ કે તે પોતાની જીભથી વગર પૂછયે કોઇને વ્યક્ત કરી શકે.

પણ ધનપતરાય છેક 'યુરોપીયનાઇઝડ' થયો નહતો. સ્વાર્થ પુરતો સ્વદેશી પણ હતો. એટલે તેણે આ વિલાયતી વીધિ ઉપર પૂર્ણ આધાર રાખ્યો નહતો.

એક દિવસે–તે શનીવારજ હતો–હેમલક્ષ્મી અને મીસ બટરફલાઇ "શૉપીંગ" કરવા માટે બહાર ગયાં હતાં. હું અને ધનપતરાય, બેજ જણ દીવાનખાનામાં હતા. ધનપતરાય એક ઝુકતી ઈઝી ચેરમાં ઝુકતા ઝુકતા ધુમ્રપાન કરતા હતા. તેમની સામે હું હાથમાં એક છાપું લઈ એક ખુરશી પર બેઠો હતો. તે સમયે મ્હોંમાંથી ધુમાડો કાઢતાં કાઢતાં ધનપતરાયે મને પ્રશ્ન કર્યો.

"સંપતરાય ! તમને યાદ છે તમારી પ્રથમ મુલાકાતને દિવસે મેં તમને આજ જગાએ એક પ્રશ્ન કર્યો હતો તે ?"

આ પ્રશ્ન સાંભળતાંજ તે દિવસનું સર્વ મનોહર દૃશ્ય મારા મગજમાં રમી રહ્યું. હું સમજ્યો છતાં મેં કહ્યું.

" કયો પ્રશ્ન ? "

" કેમ, ભુલી ગયા ? તમે પરણ્યાછો કે ? " એ.

" પણ મેં તો એનો ઉત્તર તેજ દિવસે આપ્યો હતો. "

"હા, તે હું જાણું છું. અને ત્યાર પછીજ બીજા પ્રશ્નો પુછાયા હતા.

"એ પ્રશ્ન મેં તમને શા માટે પૂછ્યો હતો તે તમો કલ્પી શકોછો ?" ધનપતરાય અનિમિષ નયને મારા તરફ જોઇ રહ્યા.

" તમે ઉત્તર ન આપો તો ભલે, પણ તમારો ઉત્તર હું કલ્પી શકું છું. એથીજ મેં તમને આટલી પાયરીએ ચઢાવ્યા છે. " હું નીચું જોઇ ગયો.

ધનપતરાયે સીગારનો એક દમ ખેંચ્યા પછી આગળ ચલાવ્યું "એ પણ ઠીક થયું કે તમે અમારી જ્ઞાતિનાજ નીકળ્યા. તેમ ન હત તોપણ મેં તો તમને તે દિવસથીજ મારા જામાત્ તરીકે સમજી લીધા હતા. અને હવે તો તમે થઇજ ચુક્યા. મારા ચુકાદા ઉપર તમારે કાંઇ અપીલ કરવી છે ? " ધનપતરાયે નર્મ હાસ્ય કર્યું. ચુકાદો જ્યાં મારા લાભમાં હોય ત્યાં અપીલ કેવી ! હું નિરૂત્તર રહ્યો.

" Well silence is consent, અને હેમલક્ષ્મીની સંમતિ પણ મળી ગઇછે. એના હવે તમે માલિક છો, અને મારી મીલ્કતના વ્યવસ્થાપક છો. " ધનપતરાયે કંઇક ગર્વથી કહ્યું. પછી મેં જરા ઉંચું જોયું.

" તમારાં લગ્ન થયા કેડે હું પાછો વિલાયત જવા ધારૂં છું. પાછો ક્યારે આવીશ તે નક્કી નથી. એટલે વેપાર વિગેરેની બધી વ્યવસ્થા તમારે બેઉને શીર રહેશે. " ધનપતરાયે સીગારને ફેંકતાં ફેંકતાં કહ્યું. તેનું પ્રયોજન પુરૂં થયું.

આમ મારા મિત્ર હીંમતનું ભાખેલું ભવિષ્ય ફળ્યું દેખાયું.

( ૫ )

જણાવવાની જરૂર ભાગ્યેજ હોઇ શકે કે મારાં અને હેમલક્ષ્મીનાં લગ્ન યથાવીધિ થઇ ગયાં હતાં. અને હું હવે હેમલક્ષ્મીના પતિના હક્કથી અને નહિ કે ધનપનરાયના સેક્રેટરી તરીકે, હેમવીલાસમાં આનંદ અને વૈભવમાં રહેવા લાગ્યો. આજ સુધી હું એ સર્વ વૈભવનો જે ઉપભોગ કરતો હતો તેમાં મને ઘણી વાર પરતંત્રતા—દાસત્વનો ભાવ દેખાતો; પરંતુ હવે ધનપતરાયના જામાતૃની દૃષ્ટિએ એ ભાવ અદૃશ્ય થયો.

પોતાના નિશ્ચય પ્રમાણે ધનપતરાયે વિલાયત જવાની તૈયારી કરવા માંડી. પોતાની ઓફીસ તથા મીલનું સઘળું કામ મને તથા હેમલક્ષ્મીને રોજ સાથે લઇ જઇને બતાવી સમજાવવા માંડ્યું. સીન્ડીકેટથી જે મીલ ચાલતી હતી તેમાંથી બીજાઓનો ભાગ કાઢી નાંખી તે મીલ સ્વતંત્ર કરી લીધી, અને વ્યવસ્થા કરવાની સર્વ સત્તા મને અને હેમલક્ષ્મીને સંયુક્ત રીતે સોંપી; અને ઓફીસ તથા મીલના સર્વ નોકર વર્ગને અમારી સંયુક્ત સત્તાને માન્ય રાખવાની સૂચના કરી દીધી. પોતાની સ્થાવર જંગમ સઘળી મીલ્કત હેમલક્ષ્મીના નામ પર કરી, અને તેના રક્ષક—ટ્રસ્ટી તરીકે મારૂં નામ દાખલ કર્યું. મને પણ જમાઇ તરીકે કે પોતાના વિશ્વાસપાત્ર મંત્રીના સારા કામ માટે એક સારી રકમ આપી હતી.

તેમનાં આ કાર્યથી મને આશ્ચર્ય થતું જોઇ તેણે એક દિવસે અમારી સમક્ષ ખુલ્લાસો કરતાં કહ્યું કે—

" હું વિલાયત જઇશ અને ત્યાં શરીર સુધારણા માટે મારે કેટલો વખત ઠેકાણે ઠેકાણે રખડવુંજ પડશે. પછી હું લંડનમાં રહીશ, અને ત્યાંની ઓફીસના કામ ઉપર દેખરેખ રાખીશ. અહીંની જે સર્વ વ્યવસ્થા કરી છે તેનું કારણ એજ કે વિલાયતના સોદા છે, ક્યારે અવાય તે નક્કી નહિ, અને ભવિષ્યમાં શું થવાનું છે તે પણ હાલ સમજાય નહિ. એટલે એ બધી વ્યવસ્થા તમારે નામેજ તમારે કરવાની હોય તો તમને કંઇ અડચણ આવે નહિ. છે તેમ બધું ચાલુ રાખીએ તો કેટલીક વેળા મારી ગેરહાજરીને લીધે ન ધારેલું બનતાં નુકશાન પણ થાય. તેમ બીજો મુદ્દો એ

પણ છે કે હવે એ બધું તમારૂંજ છે. અને તમે તમારૂં કેમ સંભાળી શકો છો તે હું ત્યાં બેઠો બેઠો જોઇશ. જરૂર પડે તો મારી સલાહ લેજો; છતાં મને ત્યાં બેઠાં કોઇ રીતે તકલીફ નહિ આપો તો હું વધું પ્રસન્ન અને નિવૃત્ત રહીશ. ત્યાં બેઠાં હું તમને ભારી ન પડું એની હું કાળજી રાખીશ."

મીસ બટરફ્લાઇનું પણ ધનપતરાય સાથેજ વિલાયત જવાનું ઠર્યું. હવે હેમલક્ષ્મીને એની જરૂર નથી એટલે તે પોતાની નોકરીથી છુટી થશે અને પોતાને દેશ ચાલી જશે એમ કહેવામાં આવ્યું.

× × × ×

ધનપતરાયનો વિલાયત ઉપડવાનો દિવસ આવી લાગ્યો. અમે સર્વ એમને વિદાય કરવા 'બેલાર્ડ પીઅર' ઉપર એકઠાં થયાં. પિતાશ્રીનો વિયોગ થતાં હેમલક્ષ્મીની આંખોમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં, અને ધનપતરાયે આશ્વાસન આપી કહ્યું કે "ઇશ્વર કરશે તો આપણે અહીંયાં અથવા વિલાયતમાં કોઇ વખત પાછાં ભેગાં થઇશું" મીસ બટરફ્લાઇએ છેલ્લી સલામ કરતાં હેમલક્ષ્મીને કહ્યું "હવે તમને 'ગવર્નેસ'ને બદલે 'ગવર્નર'ની કંપની મલી છે એટલે મારો વિયોગ નહિજ લાગે! પણ હવે તમે કદી એકલાં ફરવા ના જતાં! સાથે મી. સંપતરાયને લઇ જજો કે મોટર એકસીડંટ થાય નહિ!" હેમલક્ષ્મી શરમાઇ ગઇ. હસમુખી બટરફ્લાઈ હસતીજ રહી.

ઘંટ વાગ્યો. સ્ટીમર ચાલુ થઇ. તે પાણીના મોજાંઓ કાપતી કાપતી મહાસાગરની અધિષ્ઠાત્રી સમી, વેગભરી ગતિથી ચાલતી હતી. ડૉક ઉપર ઉભેલાં માનવ દળની દૃષ્ટિ જાણે તેને પાછી ખેંચી લાવવા મથતી હોય એમ લાગતું, પણ તે તો અદૃશ્ય થઇ, અને પરાજીત મુખે આ સર્વ માનવ દળ વિખરાવા લાગ્યું.

૬

ધનપતરાય તથા મીસ બટરફ્લાઇના વિલાયતગમન પછી હેમવીલામાં અમને થોડોક સમય એકાંત લાગ્યું. પણ અમારે માથે ધંધાની

સઘળી જોખમદારી અને વ્યવસાય તેમજ મોજશોખ ઇત્યાદિ બહુ હતાં એટલે અમે તેમને વધુ વખત સંભારી શક્યાં નહિ.

ઑફીસ તથા મીલનો સર્વ કારભાર એક યંત્રની માફક ચાલ્યા કરતો હતો. અમારી દેખરેખનીજ માત્ર આવશ્યકતા હતી. એટલે અમને એ બહુ ઉપાધિ રૂપ ન હતો; અને શ્રીમંતોને સહજ પ્રાપ્ય એવા સર્વ વૈભવ અને આનંદનો ઉપભોગ અમને મળ્યો જતો હતો.

આજ સુધી મુંબઇનો સમુદ્ર, તેનાં હવા અને પાણી, તથા હેમવીલાનો નિવાસ અમને સુખરૂપ હતાં-આરોગ્યદાયક હતાં. હવે અમને માથેરાન કે મહાબળેશ્વર જવાની કેમ જરૂર જણાઈ તે સમજાતું નહતું; પણ ખરેખર જરૂર તો પડી હતી. અમને અહીં ચેન નહોતું પડતું. રોજ સવારે ઓફીસમાં જવું, બપોરે મીલ તરફ ફેરો મારી આવવો, સાંજના આમ તેમ મોટરમાં સહેલ કરી આવવી કે જીમખાનામાં ખેલી આવવું, કોઇ કોઇ દિવસ નાટક કે સીનેમા જોવા જવું, અને રાત્રે પાછા હેમવીલામાં આવવું. રોજ આવું ને આવું! કહો એથી કંઇ સંતોષ થાય! ત્યારે શું કરવું? ચાલો મહાબળેશ્વર! મહાબળેશ્વર જવાને, ત્યાં રહેવાને, સાધન હતાં, ખરચવાને પૈસો હતો. ત્યાં રહ્યાં. તબીયત સુધરી. મગજ શાંત થયું. પછી ત્યાંયે કંટાળ્યાં અને મુંબઇ આવ્યાં. થોડા વખત પછી પાછું હતું તેનું તે. હવે ચાલો દાર્જીલીંગ. આમ સંતોષ અસંતોષની પરંપરા ચાલુ રહી. અને અમે હિંદુસ્થાનનાં લગભગ બધાં હવા ખાવાનાં સ્થળો અને શીતળ ટેકરીઓ ઉપર ફરી વળ્યાં. આવી રીતે અમારા ભોગવિલાસોના સાધનોમાં સંતોષ-અસંતોષનાં કારણે અનેક જાતના ફેરફાર થતા રહ્યા.

શ્રીમંતોના સારા નરસા, નાના મોટા, ઉપભોગની પરિતૃપ્તિ થતી નથી, એટલે હું જો એમ કહું કે અમે સર્વ જાતનો મોજશોખ-ઉપભોગ કરી લીધો તો તે ખોટું છે. પણ અમારા ઉપભોગની ઇચ્છા પરિપૂર્ણ થતી નથી એમ કહું તો તે યથાર્થ છે. કારણ પાર્થીવ ( Material ) ઉપભોગનો એવો સ્વભાવ જ છે કે તે સદૈવ સરખી રીતે રૂચીકર રહી શકતો નથી. જેમ ભિન્ન ભિન્ન પ્રકારના પુષ્પવાળા ઉદ્યાનમાં ભમતો

ભ્રમર એક પુષ્પ પરથી બીજા પુષ્પ પર જાય છે, તેમ શ્રીમંતો પણ જાત-જાતના ઉપભોગ પાછળ ભમ્યા કરેછે એ સ્વાનુભવ સિધ્ધ થયું. જ્યારે હું રંક સ્થિતિમાં હતો ત્યારે મને કેટલીક વખત એવો વિચાર આવતો કે એક સાધારણ સ્થિતિનો સંતોષી માણસ, નિયમીતપણાથી જીવન ગુજારે તો તે પોતાનું સ્વાસ્થ્ય સાચવી શકે છે, અને આયુષ્ય લંબાવી શકે છે, તો પછી શ્રીમંતો કે જેમને સ્વાસ્થ્ય અને આયુષ્યના રક્ષણનાં સાધનો પુરતાં છે તેમને વખતો વખત મહાબળેશ્વર, માથેરાન ઇત્યાદિ સ્થળોએ જવાની શી આવશ્યકતા હશે! પણ હવે મને તેનું કારણ સમજાયું. વિપુલ સાધનોને પરિણામે કુદરતનાં લાભકારક તત્વો અને નિયમોને તિરસ્કારીએ છીયે, તેથી શરીર સ્વાસ્થ્ય સચવાતું નથી એ એક કારણ. પણ મુખ્ય કારણ તો સાધનોની વિપુલતાને લીધે પાર્થીવ ઉપભોગની વધતી જતી આકાંક્ષા. જેમ જેમ એ આકાંક્ષા વધે તેમ તેમ ઉપભોગની અતૃપ્તિ પણ વધે.

ધનપતરાયનું ધન એ અમારે માટે દરેક અસંતોષ અથવા ઉપભોગની અતૃપ્તિનું કારણ હતું.

મારી અને હેમલક્ષ્મીની મનોસ્થિતિ લગભગ સરખી હતી. અમને પ્રાપ્ત થયેલા આ સુખરૂપ સંજોગો જોઇને અમે બેઉ બહુ આનંદમગ્ન રહેતાં, અને એ વૈભવનો જેમ બને તેમ યથેચ્છ રીતે ઉપભોગ કરતાં.

યંત્ર પ્રમાણે ચાલતા ધંધામાંથી નિયમસર પૈસો આવ્યો જતો હતો. એટલે પૈસો કેમ મેળવવો એની ચિંતા અમને નહતી. માત્ર તેને કેમ ખરચવો તેનીજ ચિંતા હતી.

કલાકના ૨૫ ૩૦ કે ૪૦ માઇલની ઝડપે ચાલતી મોટરકારના હાંકનારની સીધી નજરને કે તેમાં મ્હાલનારની ઉંચી નજરને રસ્તાની આજુ બાજુ શું છે, કોણ ખરડાશે, કોણ ચગદાશે એ બાબતનું ભાન નથી હોતું તેમ અમે પણ આ શ્રીમંતાઇની ઉચ્ચ પીઠિકા ઉપરથી અમારી નજર એટલી સીધી કે ઉંચી રાખતાં કે આજુબાજુની દુનિયામાં શું ચાલે છે તેનું જ્ઞાન અમને ભાગ્યેજ હતું.

કેવા કલ્પનાતીત સંજોગોમાં અને વિધાતાની વિચિત્ર કૃતિના પ્રતાપે હું આમ શ્રીમંતાઇના અને વૈભવના શિખરે પહોંચી ગયો એનો જ્યારે જ્યારે હું વિચાર કરતો ત્યારે ત્યારે હું આશ્ચર્યમાં ડુબી જતો હતો. કોઇ કોઇ રાતે હું આવાજ વિચારમાં લીન થઇ કેટલીયે ઘડીઓ સુધી આશ્ચર્યમુગ્ધ જાગ્રત અવસ્થામાં પડી રહેતો, અને મનમાંજ હર્ષથી ફુલાતો. કોઇ કોઇ વેળા ઇશ્વરનો ઉપકાર પણ માનતો. એક રાતે આવાજ આશ્ચર્ય અને હર્ષયુક્ત વિચારમાં કેટલાક કલાક જાગૃત રહ્યા પછી મને મહા પરાણે નિદ્રા આવી; પછી મને એક વિચિત્ર સ્વપ્ન લાગ્યું.

હું જાણે એકાએક એક ઉંચા પર્વતના શિખરપર આવી પડયો. મને કોઇ ઉંઘમાંજ ત્યાં લાવીને મુકી ગયું હોય એમ લાગ્યું. મારી આંખો ખુલતાં આકાશ, અભ્રો, સૂર્ય તથા ફરતો રમણીય પ્રદેશ દષ્ટિએ પડયો. હું બેઠો થયો અને સામે જોયું તો હું પૃથ્વીથી સેંકડો હાથ ઉંચા શિખર પર બેઠો છું. હું કયે રસ્તે અહીં આવ્યો તે રસ્તો જણાયો નહિ. પણ આ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થતાં મને અપાર આનંદ થતો હોય એવી મારા હૃદયમાં લાગણી થતી હતી. આ પહોંચી ન શકાય એવા શિખર ઉપર હું મને પોતાને સ્થિત થયેલો જોઇ ઘણો હરખાવા લાગ્યો; અને ગર્વથી ઉંચે જોવા લાગ્યો. પછી જરા પાસું ફેરવી બીજી ગમ નજર ફેંકી કે તરતજ મારૂં કાળજું ધબકવા લાગ્યું. જે સ્થાને હું બેઠો હતો તેની પાસેજ એક મોટી ઉંડી ખીણ હતી. કોઇ સહેજ ધકકો મારે અથવા પવનનો એક સપાટો આવે કે તરતજ ત્યાંથી આ ઉંડી, અંધારી ખીણમાં મારૂં પતન થાય એમાં શક નહતો. મારાં જે આનંદ, હર્ષ, અને ગર્વ હતાં તે બધાં એકદમ લય થયાં. ખીણ તરફ બ્હીતે બ્હીતે જરાક નજર નાંખી. તે અગાધ ઉંડી અને ઉજ્જડ દેખાતી હતી, સાવધ રહી પાસું ફેરવ્યું અને એ સ્થાનેથી નીચે ઉતરી જવાની ઇચ્છા કરી; પણ કોઇ માર્ગ દેખાયો નહિ. સર્વત્ર જંગલી ઝાડો, વિક્રાળ ભેખડો, અને ઉભી શીલાઓ નજરે પડતાં હતાં. હું અસહાય દેખાયો. મારી છાતી ધબકવા લાગી, અને હું અરણ્યરૂદન કરવા જેવો થઇ ગયો. એટલામાં કોઇએ મારી છાતીએ હાથ દીધા. હું જાગૃત થયો. અને જોયું તો મારી પાસે

હેમલક્ષ્મી પલંગપર બેઠી હતી અને મને જાગૃત કરવા હસ્તસ્પર્શ કર્યો હતો.

હું બેઠો થયો, અને વિહ્વળ વદને આમતેમ જોવા લાગ્યો. મને ખાત્રી થઇ કે આ તો માત્ર એક સ્વપ્ન હતું. "આજ આમ કેમ? હજી ઉંઘ ઉડતી નથી કે શું?" હેમલક્ષ્મીએ પૂછ્યું.

"હેમલક્ષ્મી! મને આજે એક વિચિત્ર સ્વપ્ન આવ્યું" મેં દીન સ્વરે કહ્યું.

"સ્વપ્ન તો હમેશ વિચિત્રજ હોયછે, તેમાં આમ બ્હાવરા કેમ દેખાઓછો! ચાલો, ચાલો, દાતણ કરી ચા પીલો." મારો હાથ પકડી હેમલક્ષ્મી મને દાતણ કરાવવા ખેંચી લઇ ગઇ.

દંતધાવન કર્યા પછી ચા પીતાં પીતાં મેં હેમલક્ષ્મીને સ્વપ્નની વાત કહી સંભળાવી.

"ઓહો! તેમાં તમને આટલો બધો ગભરાટ શેનો? સ્વપ્નમાં હજારો ભયંકર દેખાવો આવે! અને જાગૃત થતાં તે બધા ભુલી જવાય." હેમલક્ષ્મીએ પોતાનો મત દર્શાવ્યો.

"પણ આવું સ્પષ્ટ સ્વપ્ન મને કદી દેખાયું નહતું. તેમજ મને પ્રથમ જે આનંદ થયો હતો અને પછી જે ભીતિ ઉપજી હતી તેવો અગમ્ય અનુભવ પણ કદી થયો નહતો. તેથી એ મને બહુ વિચિત્ર લાગેછે."
"એમ સ્વપ્નનો વિચાર કર્યા કરશો તો ગાંડા થઇ જશો ગાંડા!" હેમલક્ષ્મીએ કંઇક મર્દાનગી અવાજે કહ્યું.

આ શબ્દોથી મારા મનમાં જરા ગુસ્સો ઉપજ્યો, પણ તે વ્યક્ત ન કરતાં મેં કહ્યું કે "એમાં ગાંડા થવાનો સવાલ નથી, હું છેક એવો નથી કે એવી વાતથી ગાંડો થાઉં. પણ મને આ સ્વપ્નમાં કાંઇક ઉંડો ભેદ છે એમ કલ્પના થાય છે. પણ હશે, જવા દો એ વાત!" મેં વાત ઉડાવવા પ્રયત્ન કીધો પણ મારી

કલ્પનામાં એ સ્વપ્નનો ભેદ કેવોક છે તે જાણવાની હેમલક્ષ્મીને જીજ્ઞાસા થઇ. ' ના, ના, એ સ્વપ્નમાં તમે શો ભેદ શોધ્યો તે સમજાવો. "

" હું સમજાવું તો ખરો, પણ તારી નજરમાં પછી ગાંડો ઠરૂં, ત્યારે એના કરતાં હમણાંથીજ ડાહ્યા રહેવું સારૂં ને ! " મેં મારો દાવ અજમાવ્યો. " તમારા મરદોની તે કંઈ જાત છે ? જરા જેટલું યે નહિ કહેવાય. ! જરાક કહ્યું એટલે આમ મ્હેંણું મારો છો. તો જાઓ, મારે તમારી વાત નથી સાંભળવી. " હેમલક્ષ્મી રીસાઇને ઉઠી જતી હતી. પણ મેં તેને તેનો પાલવ ખેંચી પાછી બેસાડી, રીઝાવી અને કહ્યું કે " આ સ્વપ્નમાં મને એક ઉંડો ભેદ સમાયલો દેખાયછે. જો, સાંભળ. તું કત્રચિતુજ જાણુતી હશે કે હું જ્યારે ભણતો અને મારી સાધારણ સ્થિતિમાં હતો ત્યારથીજ મારા મનમાં શ્રીમંત થવાની મોટી મોટી ઉમેદો રમ્યા કરતી હતી. મારી એ ઉમેદો તારા પરિચયમાં આવતાં વારજ એકદમ અને અણધારી રીતે ફળી છે. આ શ્રીમંતાઇની જે ઉંચી સ્થિતિ તેજ પેલા સ્વપ્નના પર્વતનું ઉંચું શિખર. આપણી હાલની સ્થિતિથી મને જે હર્ષ અને ગર્વ થાયછે તેવોજ મને આ સ્વપ્નના શિખર પર બેઠાં બેઠાં થયો હતો; પણ પછી પાસું ફેરવતાં પેલી ભયંકર ઉંડી ખીણ નજરે પડી અને તે જોઇ મને બહુ બીક લાગી, અને શિખર પરથી નીચે ઉતરવા ઇચ્છા કરી. પણ કોઇ સરળ માર્ગ દેખાયો નહિ. આ ભીતિ અને આ ઇચ્છાનો ભેદ—"

" શું ત્યારે તમને આ ધન, વૈભવ અને સત્તાની પાછળ કોઇ ભીતિનો ભ્રમ થાયછે ! " હેમલક્ષ્મી વચમાં બોલી ઉઠી.

" હજી સુધી મને કોઇ એવી ભીતિ નથી જણાઇ પણ સ્વપ્નમાં દેખાયલી એ ઉંડી અંધારી ખીણ જોતાં હું શા માટે વિહ્વળ અને ભયગ્રસ્ત બની ગયો તેનો ભેદ મારાથી ઉકેલી શકાતો નથી. "

" તમને રીસ લાગે તો ભલે, પણ હું સત્યજ કહું છું કે સ્વપ્નના ભેદ એવી રીતે ઉકેલવા જશો તો જરૂર તમારૂં મગજ ભમી જશે. મારૂં તો એમ ચોકસ માનવું છે કે સ્વપ્ન સદાયે જુઠાં હોય છે. છતાં તેમાં કંઇયે

ભેદ હોય તો એ ભેદનો ઉકેલ હું કરી આપું !" "શું ?" હું જીજ્ઞાસા-પૂર્વક હેમલક્ષ્મીના મુખ તરફ જોઇ રહ્યો.

"તમે ગુસ્સો ન કરો તો કહું !" તેણે સ્હેજ હાસ્ય કર્યું.

"ભલે, નહિ કરૂં !" મેં વચન આપ્યું.

"તમને જે ભીતિ જણાઇ તેનો ભેદ બીજે ક્યાંઇ નહિ પણ તમને અનાયાસે મળેલાં આ પરાયાં ધન અને વૈભવ જીરવી ન શકવાની તમારા મનની નિર્બળતામાં છે." હેમલક્ષ્મીએ ગંભીરતાથી અને કંઇક ગર્વથી કહ્યું.

"ત્યારે શું આ બધી લક્ષ્મીની વ્યવસ્થા કરવાની અને તે જીરવી શકવાની મારામાં શક્તિ નથી એમ તું ધારેછે ?" મેં મારો ક્રોધ દબાવીને કહ્યું.

"હું તો કશુંએ ધારતી નથી, પણ તમારા દીલમાંજ એવી નબળાઇ છુપાયલી હોય એમ તમારી આ વાતોથી અનુમાન કરૂં છું. નહિ તો નજીવાં સ્વપ્ન જેવી વાત પર આટલી બધી માથાઝીક હોય શાની ?"

"તને એ માથાઝીક લાગતી હોય તો ભલે; પણ—"

"તો ભલે તમે એ માથાઝીક કર્યા કરો." એટલું કહી હેમલક્ષ્મી રોફમાં ચાલી ગઇ, અને હું એ સ્વપ્નનો વિચાર કરતો સોફાપર આડો પડયો.

( ૭ )

આ સ્વપ્નનું તારતમ્ય ગમે તે હોય, તે કોઇ અનિષ્ટ ભાવિ સૂચક હોય કે માત્ર રોજનાં ભૂલી જવાતાં સ્વપ્ન જેવું હોય એનો ભેદ ઉકેલવો તો બાજુએ જ રહ્યો, પણ એ ભેદ ઉકેલવા જતાં મને જે અનુભવ થયો તે આ સ્વપ્નના પરોક્ષ કે પ્રત્યક્ષ પરિણામ રૂપે હતો એમાં તો શક નહિ.

મને એમ થયું કે આ સ્વપ્નની વાત હેમલક્ષ્મીને ન કરી હોત તો ઠીક. પરંતુ એની અસર મારા મગજમાં એવી તો દુઃખ ભરી થઇ રહી હતી કે એવી વાત સંસારના સુખ દુઃખની સહભાગિનીને કહ્યા વિના રહે-

વાય જ કેમ ! અને હેમલક્ષ્મીએ સ્વપ્નનો જે રીતે અર્થ કર્યો તેથી તો મારા મનમાં શાંતિને બદલે અશાંતિ વધી.

આજ સુધી ધનપતરાયનું ધન મને પરાયું લાગતું ન હતું. હું મારા ભાગ્યબળે જ તે પ્રાપ્ત કરી શક્યો છું એમ માનતો હતો. અલબત એ બધી મીલ્કત હેમલક્ષ્મીના નામે હતી એ ખરું; તથાપિ હેમલક્ષ્મી કોની? તે મારી, અને તેની લક્ષ્મી પ્રસાદિ પણ મારાં જ. આવી માન્યતાને લીધે હું સદા આનંદમાં મસ્ત હતો.

પણ જ્યારે હેમલક્ષ્મીએ 'અનાયાસે મળેલા આ પરાયા ધન અને વૈભવ જીરવી ન શકવાની નિર્બળતા' મારા મનમાં જોઈ ત્યારે જ ખરેખર એ ધન મને પરાયું દેખાયું. ત્યારે જ એ ધન જીરવી શકવાની નિર્બળતા મારા મનમાં પ્રવેશ પામી.

હેમલક્ષ્મીના એ શબ્દોમાં મારી ક્ષુદ્રતા દેખાતી હતી, તેનો ગર્વ ઝબકતો હતો.

એ સ્વપ્નના પરિણામે કે હેમલક્ષ્મીના વચનને પરિણામે, મારા મનની સ્થિતિનું ધીમે ધીમે પરિવર્તન થતું ચાલ્યું.

ધન વૈભવ અને વિલાસનાં અનેક સાધનો માટે મારા મનમાં જે સદાની અતૃપ્તિ રહેતી તે ધીમે ધીમે લય થતી ગઇ. ધનપતરાયની સર્વ લક્ષ્મી જે મને સુખરૂપ અને પ્રિય હતી તે પણ હવે દુઃખરૂપ અને અપ્રિય લાગવા માંડી. એક વખત એજ લક્ષ્મી જીવનના કેન્દ્રરૂપ અને સર્વ સુખદાત્રી હતી તે પણ હવે જીવનની એક ક્ષુદ્ર વસ્તુ અને દુઃખરૂપ દેખાવા લાગી. ધન વૈભવમાં સુખ નથી એમ મને હવે પ્રતીત થતું ગયું. ત્યારે સત્ય સુખ ક્યાં છે એ તો મારે હજી શોધવાનું રહ્યું.

× × × ×

લક્ષ્મીના ઉપભોગમાં જ્યાં સુધી હું મસ્ત હતો ત્યાં સુધી અમારા આશ્રીતો, મજુરો, કારીગરો ઈત્યાદિ લોકોની વાસ્તવિક સ્થિતિનું નિરીક્ષણ કરવાને મને અવકાશ ન હતો. ઉલટું મુખ્ય કારભારી વર્ગ અમને તેમની

ખરી સ્થિતિથી બીનવાકેફ રાખવા પ્રયત્ન કરતો, પણ જ્યારથી હું લક્ષ્મીના માનસિક ઉપભોગથી વિરકત થતો ગયો ત્યારથી મને એ આશ્રિત વર્ગની સ્થિતિનું નિરીક્ષણ કરવાની પ્રેરણા થઇ, અને વખતો વખત તેમને જાતે મળીને તેમની હકીકત સાંભળીને તેમને માટે કંઇક હિતકારક યોજના થઇ શકે તો હેમલક્ષ્મી સાથે વિચાર કરી કરવી એવો સંકલ્પ હતો. દુકાળ, મરકી, મોંઘવારી, આર્થીક અસંતોષ, અને તેની સાથે ભિન્ન ભિન્ન પ્રકારની રાજકીય ચળવળો, અને સામાજીક ઉદ્ધારની ઉદ્‌ઘોષણાઓ વિગેરે વિગેરે બનાવો સમાજના કોઇ પણ વર્ગ ઉપર સારી યા નબળી અસર કર્યા વિના રહેતા નથી. એક ખૂણામાં પુરેલા અમારી મીલના મજુર વર્ગના ક્ષેત્રમાં પણ ઉપરોક્ત આંદોલનોની છોળ લાગ્યા વિના રહી ન હતી. અને તેમનામાં સુખાકારી ભર્યા નિવાસ, સંતોષદાયક રોજી, અને દેહ તથા આત્માનો કંઇક ઉદ્ધાર થાય એટલું જ્ઞાન તથા મનુષ્ય જીવનને આવશ્યક સ્વાતંત્ર્ય ઇત્યાદિ તેમના સાહજીક હકો માટેની તેમની અભિલાષા દેખા દેતી હતી. આ બધું જ્યારે હું તેમના પરિચયમાં આવ્યો ત્યારે જાણવામાં આવ્યું. મારા તરફથી તેમને કંઇક પ્રોત્સાહન અને આશા મળવાથી તેઓ તેમની માગણી જાહેર રીતે પ્રદર્શીત કરવા લાગ્યા.

મીલના પગારદાર કારભારીઓ તથા કેટલાક દલાલો અને બીજી કેટલીક મીલના એજંટો, મજુરો તથા કારીગર વર્ગને મારા તરફથી મળતા આ પ્રોત્સાહનને 'ઉશ્કેરણી' તરીકે ગણવા લાગ્યા; અને હું સસરાની મીલ્કત જરૂર ઉડાવી દઇશ એમ માનવા લાગ્યા ! આ માન્યતા હેમલક્ષ્મીને ગળે પણ ઉતરી હોય એમ લાગ્યું.

હમણાં હમણાં હું સંધ્યાકાળનો વખત હંમેશાં હરવા ફરવામાં ન ગુમાવતાં, કોઇ કોઇ વખત જનસમૂહના સામાન્ય હિતની સભાઓ હોય ત્યાં ગાળતો હતો. હેમલક્ષ્મી પણ ઘણી વખત મારી સાથે આવતી. એક સાંજે અમે 'સોસીયલ સર્વીસ લીગ'ના આશ્રય નીચે મળેલી મીલ મજુરોની એક સભામાં ગયાં હતાં, ત્યાં પ્રસંગવશાત્ મેં પણ કેટલુંક વિવેચન કીધું હતું તથા મારો અંગત અભિપ્રાય પ્રદર્શિત કર્યો હતો.

મારૂં વિવેચન તથા અભિપ્રાય સભાએ વધાવી લીધાં હતાં. પણ હેમલક્ષ્મીના મન પર એ વિચારે કંઇ જુદી જ અસર કરી હોય એમ દેખાયું.

તે રાત્રે જમ્યા પછી દીવાનખાનામાં જ્યારે અમે બેઠાં હતાં ત્યારે હેમલક્ષ્મીએ મને સવાલ કર્યો કેઃ—

"તમે લોકો મજુર વર્ગને અસંતોષી બનાવી, તેમનું અને સાથે સાથે દેશના હુન્નર ઉદ્યોગનું હિત કેવી રીતે સાધવા માંગો છો તે મને સમજાવશો ?

"મજુર વર્ગ સંતોષી બનશે એટલે કે તેમને તેમના દેહ અને આત્માનું હિત થાય એટલી રોજી મળશે, હવા ઉજાસવાળાં રહેવાનાં મકાનો મળશે, અને તેમના કુટુંબને સાધારણ જીવન જીવવાની બીજી જરૂરીયાતો પુરી પડે એટલાં સાધનો પ્રાપ્ત થશે તો, તેઓ તેમના સશક્ત દેહના, સંતુષ્ટ મન અને એકનિષ્ઠાના બળથી દેશના હુન્નર ઉદ્યોગની વિશેષ ઉન્નતિ કરી શકશે." મેં મારી માન્યતા જણાવી.

"તમારી એ માન્યતા ફળીભુત થાય એમ નથી. મજુર વર્ગનો અસંતોષ છીપાય એમ છે જ નહિ. આજે થોડુંક મળ્યું તો આવતી કાલે એથી વધારે માંગશે. આ દેશમાં તેમજ અન્ય દેશમાં અવારનવાર પડતી મજુરોની હડતાલોના ઇતિહાસ ઉપરથી એ અનુભવસિદ્ધ થયેલું છે."

"જો શ્રીમંત શેઠીઆઓ સ્વાર્થને કોરે મુકીને સ્નેહભાવથી મજુરોને સંતોષે તો જરૂર મજુર વર્ગનો અસંતોષ છીપાય. શ્રીમંતોને જેટલો અસંતોષ છે તેટલો મજુરોને નથી એ ધ્યાનમાં રાખવાનું છે. મજુરોનો 'અસંતોષ' એ અસંતોષ નથી પણ તે એક ખરી ભીડ છે. અને તેથી જ તે બહાર પડે છે. શેઠીઆઓ મજુર વર્ગને કુટુંબી જન જેવા ગણીને તેમનાં સુખ દુઃખ પોતાના સમજે અને તે પ્રમાણે તેમની સાથે વર્તે તો મજુર વર્ગ અને મુડીદારો વચ્ચે કદી પણ કલહ ઉપસ્થિત થાય નહિ."

"મનુષ્ય સ્વભાવ જોતાં હું એ માની શકતી નથી. જો આજે મજુરો

સાથે એટલી છુટથી વર્તાવ રાખીએ તો કાલે તે આપણા માથા ઉપર ચઢી બેસે, અને પોતાનું ધારેલું કરે અને કરાવે. મજુર તે મજુર, અને શેઠ તે શેઠ. એ બેને તમે સમાન કોટીના કે પિતા પુત્રના સંબંધ જેવા ગણવા માગો એ તો ખરેખર અણુઘટતું જ છે."

"મજુર તે મજુર, અને શેઠ તે શેઠ, એમ જ્યાં સુધી માનવામાં આવશે ત્યાં સુધી મજુરોનાં દીલ ઓળખી શકાવાનાં નથી, અને તેમની વચ્ચેનો કલહ શાંત થવાનો નથી, મજુરોના બળ ઉપર આપણે આ બધો વૈભવ ભોગવીએ છીએ, અને જો એનો યથાર્થ બદલો ન વાળીએ તો એક વખત એવો આવશે કે આપણી શ્રીમંતાઇના હાલહવાલ થઇ જશે. મજુર શ્રીમંત વિના ચલાવી શકશે; પણ શ્રીમંતોને મજુરની સદૈવ અપેક્ષા રહેશે."

"લાખો મજુરો શ્રીમંતાઇના આશ્રય વિના ટકી શકે એમ નથી."

"મજુર અને કારીગર વર્ગની સાથે સમગ્ર જનસમૂહ એક થાય તો તે શ્રીમંતોના આશ્રયથી છુટો થઇ શકે. જ્યારે પુરાણા કાળમાં યંત્રો અને મુડીદારોનું અસ્તિત્વ ન હતું, ત્યારે મજુર વર્ગ નિરાધાર ન હતો, તે સ્વાશ્રયી અને સ્વતંત્ર હતો. હા, એમ કહીએ તો ચાલે કે ત્યારે મજુર વર્ગ જેવો કોઇ જુદો વર્ગ જ ન હતો. મુડીદારોએ જ આ નિરાધાર મજુર વર્ગ ઉત્પન્ન કર્યો છે."

"ત્યારે એજ મુડીદારો એ વર્ગને નભાવશે. બાકી તમારો પુરાણો કાળ હવે પાછો આવે એમ લાગતું નથી, અને અહીંજ શ્રીમંતોના રક્ષણની ચાવી છે."

"કાળબળે શ્રીમંતોના હાથમાં એ ચાવી આવી છે તેથી તેમણે એ વર્ગનું રક્ષણ નહિ કરવું એ તો પુરેપુરો સ્વાર્થ છે; પણ એ સ્વાર્થમાંજ શ્રીમંતાઇનો નાશ રહેલો છે એ તેમણે ખાસ ચેતવાનું છે."

"તમે શા આધારે કહોછો કે શ્રીમંતો મજુર વર્ગનું રક્ષણ નથી કરતા?"

"મજુરોને પોતાના જીવન પુરતી રોજી નથી મળતી એટલા

ઉપરથીજ સિધ્ધ થશે કે તેમનાં સ્ત્રી તથા બાળકોને પણ મજુરી કરવાની ફરજ પડેછે. વળી મજુર વર્ગમાં રોગ મરણ તથા અજ્ઞાનતાનું પ્રમાણુ મોટું છે એનાં કારણો તો હરીજ ના ! "

" એકલા મરદો કામ કરે તો પછી મજુરોની સંખ્યા ઓછી થાય, તેમને પગાર વધારે આપવો પડે, અને એ રીતે હુન્નર ઉદ્યોગની ઉન્નતિ અને વૃદ્ધિમાં વાંધો આવે. "

" માલેકોને મોટા મોટા નફાઓ મળે, એજંટો બેહદ કમીશન મારી ખાય, મેનેજરો વિગેરેને મોટા મોટા દરમાયા અપાય, તથા ભાગીદારોને મોટાં મોટાં ડીવીડન્ડો મળે ત્યારે હુન્નર ઉદ્યોગની વૃદ્ધિમાં વાંધો ન આવે?"

" માલેકો અને ભાગીદારો જે પૈસાની મુડી રોકે તેને તેના બદલામાં સારો નફો મળવોજ જોઇએ. "

" ત્યારે મજુરો પોતાના દેહરૂપી મુડી રોકે તેમને તો સારો બદલો નહિ આપવો એમજને ? "

" પૈસાદારો પોતાનો પૈસો બ્હોળા નફાના લોભે હુન્નર ઉદ્યોગમાં રોકે છે. જો એવો લાભ તેમને ન આપવામાં આવે તો તેઓ એ જોખમ વ્હોરે નહિ અને હુન્નર ઉદ્યોગની વૃદ્ધિ થાય નહિ. "

" એ વાત કબુલ છે. પણ એ લાભનીયે કંઇ હદ હોવી જોઇએ. અમુક પ્રમાણના નફાથીયે હુન્નર ઉદ્યોગની વૃદ્ધિ થઇ શકે. ઉલટું મજુરોને યોગ્ય બદલો ન આપતાં, તેમના બળથી મેળવેલો નફો મોટાં ડીવીડન્ડોમાં વ્હેંચાવાથી સટ્ટાને અણઘટતું ઉત્તેજન મલે છે, મજુરો નિરાશ બને છે અને વેપાર ઉદ્યોગના ક્ષેત્રમાં અવ્યવસ્થા અને હોહાકાર મચી રહેછે. "

" ત્યારે બધો નફો શું મજુરોમાં વ્હેંચી દેવો ? "

" ના, છેક એમ નહિ. પરંતુ મજુરોને પુરતો પગાર તથા બીજી મદદ આપવી જોઇએ. તે ઉપરાંત તેમને માટે ' પ્રોવીડંટફંડ ' રાખવાં જોઇએ. એજંટોને તથા ભાગીદારોને કમીશન તથા નફો અમુક પ્રમાણમાંજ આપવો જોઇએ. બાકીની બચત ' રીઝર્વફંડ 'માં લઇ જવી. અને એ ફંડ ચાલુ ધંધામાં મંદી કે ખોટની વખતે મદદરૂપ થઇ પડે! એવી વ્યવસ્થા હોવી જોઇએ. અને જો એ ફંડ મોટું થઇ જાય તો તેમાંથી બીજા

હુન્નર ઉદ્યોગ વધારવા જોઇએ. આથી જનસમુહને જે હાલની અસહ્ય મોંઘવારીથી સહન કરવું પડેછે તેમાંથી તેમને પણ રાહત મળશે. ”

“ ત્યારે શું શ્રીમંતો તો મજુરો જેવા નોકરજને! પૈસાદાર તરીકેની તેમની મહત્તા કંઇ નહિ ! ”

“ દેશના નોકર તો બધાજ. મજુરો તેમજ મુડીદારો. અને દેશના હુન્નર ઉદ્યોગની ઉન્નતિ થાય, સામાન્ય પ્રજાવર્ગ તથા મજુર અને કારીગર વર્ગ એ હુન્નર ઉદ્યોગની પેદાશનો યથેચ્છ લાભ લઇ શકે એવા હેતુથી આપણુદારો પોતાની થાપણનો ઉપયોગ કરે તો એમાંજ ખરી મહત્તા છે. કારણ લક્ષ્મી, બુધ્ધિ, વિજ્ઞાન, અને મજુરી એ સર્વ સમાન કોટીમાં હોય તોજ દેશની સામાજીક અને આર્થીક સામ્યતા નભી શકે. લક્ષ્મી, બુદ્ધિ, કે વિજ્ઞાન, એ વિભૂતિઓને પણ મજુરીની પેઠે દેશની સેવા કરવાની છે. તેમની સેવાના ક્ષેત્ર નિરાળાં છે. પણ સર્વને સેવાજ કરવાની છે; શેઠાઇ કોઇને ન હોવી જોઇએ. અને જ્યાં સુધી એ સર્વ વિભૂતિઓ વચ્ચે સામ્યતા ન હશે ત્યાં સુધી તેમની વચ્ચે યુદ્ધ થયાં કરવાનાં. એક કાળે બુદ્ધિ અને વિજ્ઞાનનું રાજ્ય હતું. તે બ્રાહ્મણ યુગ કહેવાતો. પછી ક્ષત્રીઓનો યુગ આવી ગયો. હાલ વૈશ્ય અથવા લક્ષ્મીનો યુગ ચાલુ છે. અને એની પાછળ મજુરોનો યુગ ડોકીયાં કરે છે. જે વર્ગ દેશની સેવા કરશે તેની મહત્તા સચવાશે–ગવાશે. સેવામાંજ મોટાઇ છે–ખરી શેઠાઇ છે. અને આ સર્વ વિભૂતિઓ એકતાથી દેશસેવા કરશે તો દેશની ચિરકાળ ઉન્નતિ થશે. ”

“ ત્યારે શું આપણે આ બધી લક્ષ્મી, તેના વૈભવ, વાડી, બંગલા ઇત્યાદિ તજી દેવાં ! ”

“ ભલે એ નહિ તજવાં ! પણ તેના ઉપરની મમતા દુર કરવી. તેનો મોહ તજવો. આપણી થાપણના પ્રમાણમાં નફો વધારે આવે તો તેનો સ્વાર્થની સાથે પરમાર્થમાં ઉપયોગ કરવો, આપણે આપણી સ્થિતિ પ્રમાણે બધા વૈભવ ભોગવવા, પણ તે એવી રીતે મોહવશ બનીને નહિ કે આપણે સામાન્ય જનસમૂહના–દેશના–સેવક છીયે એ વાત સાવ ભૂલીજ જવાય. આપણે જેમ આપણા નોકરને આપણે જે ખાઇએ છીયે તે ખવાડીએ, તેને સાથે ફેરવીએ અને આપણી દરેક

મોજમજામાં ભાગીદાર બનાવીએ, પણ જો તેથી તે આપણો 'નોકર' છે એ વાત તે ભુલી જાય તો આપણે તેને રજા આપી દઈએ છીયે તેમ આપણે આ બધા વૈભવ ભોગવીએ, પણ તે બીજાના ભોગે નહિ. તેમજ એ ઉપભોગમાં આપણે પ્રજાના 'સેવક' છીયે એ વાત વિસરી જવી જોઈએ નહિ. આપણી લક્ષ્મી, વાડી, બંગલા વિગેરે મિલકતો પ્રજારૂપ પેઢીના એક 'રીઝર્વ ફંડ' રૂપેજ રહેવાં જોઈએ."

"ત્યારે તમે તમારા આ વિચારોનો અમલ કેવી રીતે કરી શકશો ?"

"મેં જે વિચારો જણાવ્યા છે તે પ્રમાણે કોઈ એક વ્યાવહારિક યોજના તૈયાર કરીયે અને તે પ્રમાણે લોકસંગ્રહના કાર્યમાં આપણી લક્ષ્મી—"

"કોની લક્ષ્મી ?" હેમલક્ષ્મીએ વચમાં જ પ્રશ્ન કર્યો. હું ચમક્યો. તેનો ભાવાર્થ સમજી ગયો. વિચાર કરી મેં ઉત્તર દીધો.

"ગઈ કાલે એ લક્ષ્મી ધનપતરાયની હતી, આજે તારી છે. અને આવતી કાલે કોની થશે તે ખબર નથી. લક્ષ્મીના એવા વખત વખતના માલીકો ભૂલાઈ જવાશે. પણ એ લક્ષ્મી વડે કરેલાં લોકસંગ્રહનાં કાર્યો જે કરશે તેમનાં નામ અને તેમની માલિકી જગત ચિરકાળ સુધી જાણશે. લક્ષ્મીના સંગ્રહમાં—લક્ષ્મીના સ્વાર્થ ભર્યા ઉપભોગમાં સુખ કે કીર્તિ નથી. પણ એ લક્ષ્મી વડે લોકસંગ્રહનાં કાર્યો કરવામાં જ ખરૂં સુખ અને કીર્તિ છે."

"સુભાગ્યે મળેલી લક્ષ્મીનો ઉપભોગ કર્યા વિના કે તેનાથી મળતું સુખ ભોગવ્યા વિના તેને ફેંકી દેવી એ તમારો અભિપ્રાય મારે ગળે ઉતરતો નથી. છતે સાધને સુખ ન ભોગવવાં અને એ સાધનો ફેંકી દઈ સુખપ્રાપ્તિની ઇચ્છા કરવી એ તો રેતીમાંથી તેલ કાઢવા બરાબર છે."

"જો આવડે તો ભોગથી જેટલું સુખ મેળવી શકાય તેથી અધિક અમર સુખ ત્યાગથી મેળવી શકાય. લક્ષ્મી ચલિત છે. આજે છે ને કાલે નથી. અને તેથી પ્રાપ્ત થતું સુખ પણ અચળ નથી. લક્ષ્મી વડે કરેલાં લોકસંગ્રહમાં—લોકહિતની ભાવનામાં અમર સુખ રહેલું છે. લક્ષ્મી માત્ર લોકહિતનું સાધન છે; અને લોકહિત પરમ સુખનું સાધન છે. આપણા પગ આગળ પડેલી ઢગલાબંધ લક્ષ્મી આપણા મનની તૃપ્તિ કરી શકે એમ

નથી. પણ એજ લક્ષ્મીનો આપણે જો લોકહિતમાં ઉપયોગ કરીશું તો તેથી આપણા મનને અમર તૃપ્તિ પ્રાપ્ત થશે. જો હૃદયમાં સાર્વભૌમ પ્રેમ વા પ્રભુપ્રેમની ઉર્મિઓ ઉછળતી હોય તો મહાલયો કરતાં પર્ણકુટીમાં અનુપમ સુખ પ્રાપ્ત થાય તેમ છે."

"તમારે એવું સુખ પ્રાપ્ત કરવું હોય તો ભલે કરો. તમો કહો તો પણે એક પર્ણકુટી બંધાવી આપું." હેમલક્ષ્મીએ મર્મમાં કહ્યું.

"હું તો હવે એમ જ ઇચ્છું છું કે એવી પર્ણકુટી બાંધીને આપણે રહીએ."

"ના બા, મારે નથી આવવું. મારે એવા ભીખારી નથી થવું."

"ત્યારે શું મારે એકલાજ રહેવું! 'હું' અને 'તું' જુદાં! 'આપણે' નહિ!"

"તમારે ભીખારી રહેવું છે, અને મારે શ્રીમંત રહેવું છે! તો પછી આપણા બેનો જોગ કેમ ખાય!" હેમલક્ષ્મીના આ શબ્દોથી મારા હૃદય પર નિરાશાનો પડદો પડ્યો."

"હા, હું ભીખારી ખરો! અને તું શ્રીમંતે ખરી! ભિખારીને જે જોઇએ છે તે શ્રીમંત કને છે; પણ શ્રીમંતથી તે અપાતું નથી, અને જોગવાતુંયે નથી." મેં ગદ્ગદ કંઠે કહ્યું.

"હું તમને ક્યાં ના પાડું છું? આ વાડી, બંગલા, વિગેરે બધું મારૂં, તમારૂં જ છે; જો તમારે તે ન જોઇએ તો.—"

"મારે એ નથી જોઇતું! મારે જે જોઇએ છે તે તારાથી આ મહાલયમાં ન અપાય! તે તો પેલી પર્ણકુટીમાં જ તું આપી શકે!"

"તે વળી શું?"

મેં હેમલક્ષ્મીના કાનમાં કહ્યું "પ્રેમ."

તે થોડીક પળ સ્તબ્ધ બની ગઇ. પછી તેણે કહ્યું.

"એ વસ્તુ મેં તમને શું નથી આપી!"

"તે તું નહિ જાણે! એ વસ્તુ આપનાર અને લેનાર ઉભય એકરૂપ બની જાય છે એટલું હું જાણું છું."

"હું તમને ચાહું છું. મારો પ્રેમ તમારા ઉપર છે. છતાં તમે એ વાત નાકબુલ કરો તો લાચાર છું. લક્ષ્મીના વૈભવ છતાં પ્રેમ ન મળે એ

હું માનતી નથી. લક્ષ્મી હોય, સુખ હોય, જીંદગીનાં દરેક સાધનોની
. સાધ્ય હોય તો પ્રેમ ટકી શકે. નહિ તો નહિ. ”

“ લક્ષ્મીના આશ્રયે જે પ્રેમ નભતો હોય તે શુદ્ધ—સત્ય પ્રેમ નથી. મહાલયો, મોટરો, માલો, બધું રસાતળ જાય તો પણ પ્રેમ અમર હું તું નો ભેદ ન દેખાય, ત્યારે જ તે સત્ય પ્રેમ સમજવો. ”

“ તો તમે પર્ણકુટીમાં વિહરો; હું ત્યાં પણ તમને ચાહીશ. ” લક્ષ્મીએ હસતાં હસતાં કહ્યું.

“ તો તમે સાથે પધારો. ” મેં પણ હસીનેજ કહ્યું.

“ જાઓ, જાઓ; તમે તો એકની એકજ વાત પકડી રહ્યા છો. ાંમાં પ્રેમ મલે અને અહીં નહિ! છતે પૈસે ભીખારી બનવા ધાર્યું તેમ છતે પ્રેમે પ્રેમ શોધવા નીકળ્યા છો ! હવે બહુ થયું. સુઇ જાઓ તો ઉંઘ આવેછે. એવા એવા વિચાર બહુ નહિ કરો, નહિ તો વળી કંઇ બીહામણાં સ્વપ્ન દેખાશે. ” આવી શીખામણ આપી હેમલક્ષ્મી ળી હોય તેમ શયન ખંડમાં ચાલી ગઇ.

( ૮ )

જ્યાં સુધી હું લક્ષ્મીનો ‘ ભીખારી ’ રહ્યો હતો ત્યાંસુધી ‘ પ્રેમ ’ એ ચીજ છે તે જાણુતો નહતો. મારા મિત્ર હિંમતે સાચુંજ કહ્યું હતું કે ે તું લક્ષ્મીનો ભીખારી હોય તો ધનપતરાયની મહેરબાની સ્વીકારજે; પછી ત્યાં તને પ્રેમ બાડી આંખે યે ન જુએ. ” લક્ષ્મીનો અખૂટ : છતાં હું ભીખારીજ રહ્યો. મારી અતૃપ્તિ મટી નહિ. લક્ષ્મીને લાત ાં મારી એ અતૃપ્તિ શાંત થશે એમ મારૂં હૃદય કહેતું હતું; છતાં તે અજ્ઞાત તૃષાથી પીડાતું હતું. એ તૃષા પ્રેમની હતી.

પ્રેમની એ તૃષાને છીપાવવા હેમલક્ષ્મીના હૃદયસાગર પ્રતિ નજર ી. પણ ત્યાં પ્રેમનું અમૃત ઠરી ગયું હતું. તેના ઉપર લક્ષ્મીના થર યા હતા. એ લક્ષ્મીના થર પીગળે તો પ્રેમામૃતનું ઝરણું વહે મને દેખાયું. એ લક્ષ્મીના થર દૂર કરવા મેં પ્રયત્ન કર્યો. પણ એવા ! એ થર દૂર થાય એ અશક્ય લાગ્યું.

મારા હૃદયમાં પ્રેમની લગની વધતી જતી હતી. મારૂં હૃદય પ્રેમ અહોનિશ તપ કરતું હતું. એ તપમાં મારૂં શરીર ગળાતું ગયું.

હેમલક્ષ્મી તો એમજ સમજતી કે મારાથી લક્ષ્મી જીરવાતી નથી, અને મને લોકકલ્યાણની ગાંડી રઢ લાગી છે હું તેને કશો ઉત્તર દઇ શકતો નહિ. પણ માત્ર હું પ્રેમ માટે તેને યાચતો હોઉં એમ અનિમેષ નયને તેના તરફ જોઇ રહેતો. મારાં પ્રેમતરસ્યાં અતૃપ્ત હૃદયમાંથી નયન વાટે નીકળતી જ્વાળાઓ પણ તેનું સખ્ત હૃદય પીગળાળી શકવા અશક્ત બની

મેં એક પુસ્તકમાં વાંચ્યું હતું કે—

" પ્રેમાબ્ધિ કેરી ઉર્મિઓ
સૌન્દર્યની સ્ત્રી મૂર્તિઓ
જડ પુરૂષ ખડકોની સંગે
ઝુઝે અદ્વૈતે.
પછડાતી ને પાછી જાતી
અનંતતામાં ફેરા ખાતી,
તોડીને પીગાળી અંતે
ભેટે અદ્વૈતે.

( રાજહંસ )

પણ હું તો શાંત સરોવરની મધ્યમાં ઉભેલા લીલ અને અન્ય નિરૂપયોગી વનસ્પતિથી વિંટળાયલા એકાદા ખડક જેવો દેખાતો હતો.

અદ્વૈતે ભેટવા મથતી સ્ત્રી હૃદયની પ્રેમોર્મીઓનો જ્યારે જ્યારે હું વિચાર કરતો ત્યારે ત્યારે મને મારા મિત્ર હીંમતના શબ્દો યાદ આવતા અને તેની સાથે પેલી ગ્રામ્ય લક્ષ્મી–કીર્તિરાયની ભાણેજ પણ મારા સ્મૃતિપટ પર રમતી દોડી આવતી.

તે ન્હાની હતી ત્યારે મેં તેને જોઇ હતી. મારી સાથે તેના વિવાહની વાત થઇ ન થઇ જેવીજ હતી. કારણ મેં તે વખતે પરણવાની ના પાડી હતી. પણ હવે મને ઘણીવાર એમ થતું કે જો એ લક્ષ્મી સાથ મારો સંબંધ થયો હત તો અમે બેઉ ભલે સાધારણ સ્થિતિનાં રહ્યાં હત, પણ અમારો સંસાર પ્રેમપૂર્ણ બન્યો હત, અને એ અદ્વૈત પ્રેમપૂર્ણ જીવનમાં મારી ધનલોલુપતાનો બહિષ્કાર થાત. સત્ય લક્ષ્મી પ્રેમ છે, હેમ નથી એવું મને હવે જ્ઞાન થવા માંડયું. પણ એ પ્રેમ હવે મારી તરફ

બાડી આંખેયે જોતો નથી એ જાણતાં મારાં હૃદયમાં અતિ ક્લેશ થતો હતો.

મારા જીવનના ભૂતકાળમાં ડોકીયું કરતાં તે ક્ષુદ્ર લાગતું હતું, અને ભવિષ્ય નિરાશાજનક દેખાતું હતું. આવાં ક્ષુદ્ર અને નૈરાશ્ય જીવનના અનેક વિચાર અને ઉચાટમાં હું બીમાર પડયો.

લક્ષ્મીવાનો એમ ધારતા હોય કે તેમની લક્ષ્મી તેમનાં સર્વ દુ:ખ દુર કરવા સમર્થ છે તો તે તેમની માત્ર ભ્રમણા છે.

મારી બીમાર તબીયતની સારવારમાં કોઇ રીતની ઉણપ નહતી. બબ્બે ડાકટરો દિવસમાં ત્રણ ચાર વખત આવતા હતા. બીછાના આગળ રાત અને દિવસની જુદી જુદી નર્સો સેવામાં હાજર હતી. બીજાં પ્રત્યેક સાધનો અને ઔષધિઓ ઉપલબ્ધ હતી. નોકરો પણ ચિંતાતુર અને દરેક સેવા ઉઠાવતા. હેમલક્ષ્મી પણ વખતો વખત આવતી અને પ્રકૃતિની પૃચ્છા કરતી હતી. તેનામાં લાગણી હતી, દયા હતી. પોતાના સૌભાગ્યના આધારના જીવન માટે તેને ચિંતા હતી. એ વાતની ના પડાય એમ નથી. પણ તે એમ સમજતી હતી કે તે પોતાના પૈસા તથા નોકર ઇત્યાદિના બળે મને રોગમુક્ત કરવા સમર્થ છે. આ બધાં સાધનોથી મારા દેહને ક્વચિત્ આરામ લાગતો, ક્વચિત્ અનહદ્ ઉપચારથી ત્રાસ પણ થતો. છતાં હૃદયનો તાપ મટાડવા એ શક્તિમાન હતાં નહિ.

એક વખતે હેમલક્ષ્મી મારી પાસે આવી અને પલંગ પર બેઠી. મેં તેને મારા પગે જરા હાથ ફેરવવા કહ્યું. તેણે તરતજ 'બૉય'ને આજ્ઞા કરી. મારા પગો દુ:ખતા બંધ થયા હશે, પણ મારું મન વિશેષ પીડાવા લાગ્યું.

હેમલક્ષ્મીને મારે માટે ચિંતા હતી. પણ તેની સાથે મીલ તથા ઑફીસના કામની પણ તેને ચિંતા હતી. વેપારધંધાના કાર્ય પર દેખરેખ રાખનાર તે એકલીજ હતી. જ્યારે મારી માંદગી ઉપર દેખરેખ રાખનાર ડૉક્ટરો નર્સો તથા નોકરો હતાં એવી માન્યતાથી તે પોતાના વ્યવસાયમાં ચૂકતી નહિ. નોકરો તથા નર્સોને જરુરી સૂચના આપી તે રોજ ઑફીસે જતી. ઘેર હોય ત્યારે પણ તે મારી પાસે ઝાઝો વખત બેસતી નહિ.

તે એમ માનતી હોય કે દરદીની પાસે બેસી તેને કંટાળો ન આપવો જોઇએ.

કિમતીમાં કિમતી દવાઓ જે અસર ન કરી શકે તેવી અસર ઘણીક-વાર ડૉકટર કે નર્સના હાસ્યપૂર્ણ, માયાળુ અને શ્રધ્ધાજનક શબ્દો ઉપજાવી શકેછે. તો પછી બીમાર પતિ આગળ પ્રેમાળ પત્નિનું એક હાસ્ય, એક મીઠો બોલ, અને એક સ્નિગ્ધ દૃષ્ટિ શું અસર નહિ કરી શકે? હેમલક્ષ્મી પાસે મારા રોગની ઔષધિ હતી; પણ તે મારા રોગની ચિકિત્સા કરી શકી નહિ, અને તે ઔષધિનો ઉપચાર થઇ શકયો નહિ.

મારી માંદગી લંબાઇ. ધીમે ધીમે મારી માનસિક શક્તિ ક્ષીણ થતી ચાલી. હું શું વિચાર કરૂં છુ, હું કયાં છુ, પાસે કોણ છે, એ મને કેટલીક વખત સમજાતું નહતું. ડૉકટરો, નર્સો તથા હેમલક્ષ્મીના મુખ-પરથી લાગતું હતું કે મારી સ્થિતિ ગંભીર છે. એક વખતે નર્સે મને "હમણાં તમે કંઇ ગાતા હતા તે ભાનમાં કે બે ભાનમાં?" એમ પૂછયું, ત્યારે મેં જાણ્યું કે હું કદી કદી અશુદ્ધિમાં હોઉંછું અને કંઇ કંઇ લવારો પણ કરૂં છું.

પછી મારી સ્થિતિ ઘણી ગંભીર કેટલા દિવસ રહી તેની મને કશી ખબર પડી નહિ.

\+ + + +

એક દિવસે પ્રાતઃકાળે હું કંઇક શુધ્ધિમાં આવ્યો. મેં આંખો ઉઘાડી. મને લાગ્યું કે મને આજે કંઇક કુદરતી ઉંઘ આવી હતી. હું કયાં સુતો છું, કેવી સ્થિતિમાં છું, વિગેરેનું થોડું થોડું ભાન મને થયું. મેં મુખ ફેરવ્યું. મારા પલંગની પાસે ખુરશી ઉપર એક શ્વેતવસ્રધારી યુવતી બેઠી હતી. તે નીચું જોઇ રહી હતી. તેની મુખમુદ્રા સ્પષ્ટ દેખાતી નહતી પણ તેના મુખઉપર છવાયલી ગ્લાની અને તેની આંખોમાંથી ટપકતાં અશ્રુબિંદુ દેખાયાં વિના રહ્યાં નહિ. એ સ્રી અપરિચિત લાગતી હતી. મેં અનુમાન કર્યું કે હેમલક્ષ્મીએ કોઇ બીજી નર્સ રોકી હશે. અને તે કોઇ દુઃખી વિચારે ચિંતા કરતી હશે. પછી તેણે પોતાની આંખમાંનાં આંસુ લુછતાં લુછતાં મારા તરફ જોયું. તેનું મુખ તદન ફીકું

અને ચિંતાગ્રસ્ત હતું. શરીર પણ ચિંતાથી નખાઇ ગયું હોય એમ લાગ્યું. હું તેને કંઇ પુછવા જતો હતો. મારામાં બોલવાની શક્તિ નહતી એટલે સ્પષ્ટ સ્વર નીકળે તે અગાઉ મારા ઓષ્ટ હાલતાંજ તેણે નમ્ર અવાજે કહ્યું "બોલશો નહિ; ડોક્ટરોએ તમને બોલવાની તદન ના પાડી છે."

પછી તેણે મને થોડુંક પાણી તથા દુધ પાયું. અને પોતાના હાથ વડે મારૂં મોં લુછ્યું. મારાં કપડાં વિગેરે વ્યવસ્થિત કરતાં તેણે મારા શરીરપર હાથ ફેરવ્યા. મારા જીર્ણ થયેલા શરીરનો સ્પર્શ કરતાં તેની આંખોમાં પાણી આવી ગયાં. તેના પેલા બોલમાં મૃદુતા હતી. એ સ્પર્શમાં શીતળતા હતી અને આ અશ્રુમાં સહૃદયતા હતી.

"તમે–કોણ–છો?" મારાથી આખરેયે પૂછ્યા વિના ન રહેવાયું.

"હું નર્સ છું. પણ તમે બોલશો નહિ. નહિ તો ડોક્ટર મને ઠપકો આપશે." હું પછી કંઇ બોલ્યો નહિ, અને થોડીવાર રહીને પાછો ઉંઘી ગયો.

હું થોડો થોડો સમય ઉંઘી જતો. ઉંઘમાં ઘણીવાર મારે હાથે તથા માથે કોઇ શીતળ કર ફેરવતું હોય એવો અનુભવ થતો. કોઇક વખત જાગતો ત્યારે આ નવી નર્સને' મારે હાથે કાં તો પગે હાથ ફેરવતી જોતો. ઘણી વખત તેને હું કંઇ કહેવા પ્રયત્ન કરતો પણ તરતજ તે મૃદુ હાસ્ય કરી મને બોલવાની મના' કરતી. આમ બે ત્રણ દિવસ નીકળી ગયા. ડૉક્ટરો બે વખત આવતા અને મને તપાસતા. હવે તેમના મુખ ઉપર પણ તેજી દેખાતી હતી. હવે તેઓ મને થોડું થોડું બોલવાની રજા આપી ગયા.

ડોક્ટરો ગયા પછી જ્યારે આ 'નવી નર્સ' મારે માટે કૉફી લઇને આવી ત્યારે મેં તેને પૂછ્યું કે—

"હેમલક્ષ્મી ક્યાં છે? તે કેમ દેખાતી નથી?"

"હેમલક્ષ્મી કોણ?" આ ઉત્તરથી હું આશ્ચર્ય પામ્યો.

"તમે નથી ઓળખતાં? તમને નોકરીએ રાખ્યાં તે. આ ઘરનાં શેઠાણી."

" આ ઘરનાં શેઠાણી કોણ છે તે હું જાણતી નથી. પણ તમે આ ઘરના શેઠ છો તેટલું જાણું છું."

" ત્યારે તમે કોણ છો ? "

" હું ? મને તમે નથી ઓળખતા ?" તેણે નર્મ હાસ્ય કર્યું.

" કોણ ? હેમલક્ષ્મી ? " મેં અધિરાઇથી પૂછ્યું.

" ના, હું તો લક્ષ્મી, કીર્તિરાયની ભાણેજ." આ ઉત્તરથી હું વિશેષ આશ્ચર્ય પામ્યો. અને તેના મુખ તરફ ટગટગ જોઇ રહ્યો.

" કીર્તિરાયની ભાણેજ, લક્ષ્મી, અહીં કયાંથી ? "

" હું તો અહીંજ છું. "

" શું ત્યારે મને તમારે ઘેર લાવવામાં આવ્યો છે ? "

" ના, તમે તમારાજ બંગલામાં છો ? "

" આ બંગલો તો હેમલક્ષ્મીનો છે. " મેં ફરતે નજર કરી કહ્યું.

" ના, એ તમારો છે. હેમલક્ષ્મીનું તો કશું યે નથી. "

" પણ હેમલક્ષ્મી કયાં છે ? " મેં પાછો એ પ્રશ્ન પૂછ્યો.

" હેમલક્ષ્મી તો અહીં નથી. પણ હેમથી વિરકત થયેલી લક્ષ્મી આપની સેવામાં હાજર છે, મ્હારા પ્રાણ ! " આમ બોલતાં બોલતાં તેનું હૃદય ભરાઇ આવ્યું, અને પોતાનું માથું મારી છાતી પર નાંખી ડ્રુસકે ડ્રુસકે તે રોઇ પડી.

( ૯ )

મારી પ્રકૃતિમાં ધીમે ધીમે સારો સુધારો થયો હતો. હું પલંગપર તકીયે અઢેલીને બેઠો હતો. મારી પાસે બેસી હેમલક્ષ્મી મારા પગો દાબી રહી હતી. હેમલક્ષ્મી તેજ હેમથી વિરકત થયેલી લક્ષ્મી, કીર્તિરાયની ભાણેજ લક્ષ્મી હતી. પણ એનો ભેદ હું તે દિવસે સમજી શકયો નહતો. મેં તેનો ભેદ જાણવા માંગતાં મને પછીથી કહેવાનું તેણે વચન આપ્યું હતું. આજે એ વચન પ્રમાણે પણ વચમાં નહિ બોલવાનું મારી પાસેથી સામું વચન લઇને તેણે એ બધી વાત કહેવી શરૂ કરી.

" તમે સાત દિવસ તદન અશુદ્ધિમાં રહ્યા હતા. ડોકટરો પણ તમારી સ્થિતિ જોઇ નિરાશ બન્યા હતા. દવા દારૂના ઉપચાર વ્યર્થ

નીવડ્યા હતા. ડૉક્ટરોએ હતાશ થઇ કુદરત ઉપર તમારૂં આયુષ્ય છોડયું હતું. તમારી બિમારીની શરૂઆતમાં હું એવી આશામાં હતી કે તમે થોડાજ દિવસમાં સારા થઇ જશો. ડૉકટરો, નર્સો તમારી સારવારમાં હતાં એટલે હું ઓફીસના કામે બહાર જતી હતી. પણ જ્યારે તમારી સ્થિતિ ગંભીર થઇ ત્યારે ડૉકટરોએ મને બહાર જવાની મના કરી અને તમારી ઉપર નજર રાખતાં રહેવાને ફરમાવ્યું. તમારા આયુષ્ય વિષે ડૉક્ટરોને અવિશ્વાસ હતો; પણ મને તેઓ હિંમત આપતા હતા. છતા પેલી ભોળી નર્સો જે વાત ડૉક્ટરો મારાથી છુપી .રાખતા હતા તે વાત મને ઘણીકવાર કહી દેતી. આથી મને મારા ભાવિ દુર્ભાગ્યની ઝાંખી થવા લાગી. હું આકુળ વ્યાકુળ થઇ. ત્યારેજ મને ભાન થયું કે તમારા વિના હું—મારૂં જીવન ને મારી મિલ્કત—સર્વ નકામાં છે. મારૂં સર્વસ્વ અરે આખું વિશ્વ, મને માત્ર આ પલંગ ઉપરજ દેખાતું હતું—સર્વત્ર અંધકાર પથરાયો હતો. માત્ર-"

હેમલક્ષ્મી બોલતાં અટકી, તેની છાતી ભરાઇ આવી. આંખોમાંથી અશ્રુ ટપક્યાં. મારા નિર્બળ હાથે મેં તેના અશ્રુ લુછયાં. તેની છાતીએ હાથ દીધા.

" માત્ર આ પથારી ઉપર એક દિવ્ય પ્રકાશ દેખાતો હતો. પેલા અંધકારમાં મારી બધી લક્ષ્મી—હેમ, હીરા, માણેક, મહેલો, મીલો, મોટરો—સર્વસ્વ, દટાઇ ગયાં. અને આ પ્રકાશમાં મારૂં હૃદય ઓળખાયું. મારાં હૃદયનો મેલ પીગળ્યો. " તમે કદી કદી લવારો કરતા હતા. એ લવારામાં તમે કેટલીક વખત કંઇ ગીતો પણ ગાતા હતા. પણ એ બધાં અસ્પષ્ટ અધુરાં હતાં. એક વખત—

'પ્રેમાબ્ધિ કેરી ઉર્મીઓ, ઝુઝે અદ્વૈતે,
તોડીને પીગાળી અંતે, ભેટે અદ્વૈતે;'

એ કડીઓ તમે લવી. એનો અર્થ હું પુરો ન સમજી, પણ સુભાગ્યે એ ગીત મને એક પુસ્તકમાંથી અકસ્માત્ મળી આવ્યું. તે મેં વાંચ્યું, મનન કર્યું. અને હું પશ્ચાતાપ કરવા લાગી.

" હવે મેં જાણ્યું કે જે વસ્તુ મારી પાસે હતી અને તમે યાચતા

હતા, તે વસ્તુને હું ઓળખી શકી નહતી. તોપછી એ વસ્તુ તમને આપી તે કેમ શકું ! પણ જ્યારે હું એ વસ્તુ ઓળખી શકી, અને તેના યાચક અરે–હકદારને અર્પવા તત્પર થઇ ત્યારે, મારૂં દુર્ભાગ્ય આડે આવ્યું. પશ્ચાતાપ કરતી, આંસુઓ સારતી, તમારા આયુષ્ય રક્ષણને માટે પ્રભુને પ્રાર્થના કરતી હું અહોનિશ ખુરશીપર માથું ટેકવી આ પલંગ આગળ બેસી રહેતી. એ સર્વ શક્તિમાને મારી પ્રાર્થના સ્વીકારી. મારૂં સૌભાગ્ય રક્ષ્યું. ” તેની આંખોમાં પુનઃ આંસુ આવી ગયાં. તે લુછતાં લુછતાં તેણે આગળ કહેવા માંડયું.

“ બેશુદ્ધિમાં ઘણી વખત તમે ‘લક્ષ્મી, લક્ષ્મી,’ કરીને બોલતા હતા. હું તમારી આગળ આવી ઉભી રહેતી ત્યારે તમે અર્ધ ભાનમાં પુછતા કે ‘ કોણ ’ અને હું ‘ હેમલક્ષ્મી ’ એમ જવાબ દેતી, ત્યારે તમે ‘ ના, લક્ષ્મી, ક્યાં ? કીર્તિરાયની ભાણેજ લક્ષ્મી ! એવો જવાબ દેતા. ‘ લક્ષ્મી કીર્તિરાયની ભાણેજ લક્ષ્મી, ’ એ શબ્દો સાંભળીને હું આશ્ચર્ય પામી. આ શબ્દો તમે ઘણી વખત લવતા હતા. એક વખત તમારા મિત્ર હિંમતલાલ તમારી ખબર લેવા આવ્યા હતા, તે વખતે પણ તમે આ ‘ લક્ષ્મી ’ ને યાદ કરી હતી. અને એ સાંભળીને હિંમતલાલના મુખપર પણ આશ્ચર્યનાં ચિન્હ જણાયાં.

તમારી આવી સ્થિતિ ઉપર વિચાર કરતાં મારી અને હિંમત-લાલની વચ્ચે જે વાતચીત તથા ખુલાસા થયા, તે ઉપરથી હું સમજી ગઇ કે ‘ પ્રેમ ’ ને શોધવા માટે તમે ‘ હેમલક્ષ્મી ’ ને તજીને પેલી રંક ‘ લક્ષ્મી’ ને આશ્રયે જવા ઇચ્છતા હતા.

“ પણ આ હેમલક્ષ્મી અને એ રંક લક્ષ્મીના વ્યક્તિત્વમાં કશો ફેર નહતો. હેમલક્ષ્મી અને રંક લક્ષ્મી એકજ છે. હુંજ કીર્તિરાયની ભાણેજ છું. અને હુંજ ધનપતરાયની દીકરી છું હું નાની હતી ત્યારે તમે મને મારા રંક મામાને ઘેર જોઇ હશે. ધનપતરાયની પુત્રી તમને પ્રેમ ન આપી શકી, પણ આ રંક કીર્તિરાયની ભાણેજ તમને પ્રેમદાન કરશે. આજ સુધી તમે મારૂં એ સગપણ ન જાણી શકયા, મારા મામા કોણ તે પણ તમે ન જાણ્યું, કે મેં ન જણાવ્યું. તે બધા આ ધનપતરાયના ધનના

પ્રતાપ. એ ઇતિહાસ હું તમને પછીથી કહીશ. આ આપત્તિ કાળનો ગંભીર વિચાર કરતાં લક્ષ્મીના બંધનથી બંધાયલી હેમલક્ષ્મીમાં તમે પ્રેમસ્થાન ન જોયું, પણ રંક સ્થિતિના સ્વચ્છ નીરમાં ઉછળતી લક્ષ્મીમાં તમે પ્રેમ શોધવા મથ્યા એ વસ્તુનો વિચાર કરતાં મને ભાન થયું કે આ લક્ષ્મી વૈભવ કશા કામના નથી પૈસો જીવનનો સાચો સાથી નથી. પછી પ્રેમને મેં ઓળખ્યો. એ પ્રેમની જ્વાળામાં મારો લક્ષ્મીનો લોભ બળી ભસ્મીભૂત થયો છે. એ પ્રેમની ભઠ્ઠીમાં બે ભિન્ન હૃદયો, પીગળીને હવે એક થયાં છે.

"મારા પિતાશ્રીની આ સર્વ મીલ્કત હવે મેં આપના ચરણે નૈવેદ્ય રૂપે ધરી છે, અને એ નૈવેદ્યનો પ્રસાદ પ્રજા કલ્યાણ અર્થે વાપરવાની મેં પ્રતિજ્ઞા કરી છે. હવે હું હેમલક્ષ્મી નથી, પણ હેમથી વિરક્ત સાદી શુદ્ધ લક્ષ્મી–તમારી દાસી છું." એટલું બોલી તેણે પોતાનું શીર મારા ખોળામાં ઢાળ્યું.

"એ 'લક્ષ્મી' ને હું 'પ્રેમ'નો અભિષેક કરું છું. અને તું મારી દાસી નહિ પણ મારા હૃદયની અધિષ્ઠાત્રી–પ્રેમલક્ષ્મી છે." મેં તેના શીરપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું. આ બધું વર્ણન સાંભળી મારી છાતી હર્ષ અને આશ્ચર્યથી ભરાઇ આવી અને હેમલક્ષ્મી–અરે પ્રેમલક્ષ્મી મને હવે સૌંદર્ય અને સ્નેહની મૂર્તિ સમી દેખાવા લાગી.

પ્રેમલક્ષ્મીએ ખોળામાં મુખ રાખીનેજ ગદ્‌ગદ્ કંઠે કહ્યું–"લક્ષ્મીના મદમાં મેં તમને ઘણી વખત અન્યાય કર્યો હતો. આપનું ઉચિત પદ હું ભુલી ગઇ હતી. મારી ક્ષુદ્રતા સમજી શકી નહતી. એ બધાં માટે આજે હું આપની ક્ષમા માંગી લઉં છું."

"વ્હાલી ! જ્યાં અદ્વૈત ભાવ થયો છે ત્યાં 'ક્ષમા યાચના'ની આવશ્યકતા હોતીજ નથી. હવે આગલી વાતો બધી ભુલી જવાની છે. હવે તો આ નવું જીવન, નવો સંસાર આરંભાયો." "પણ પેલાં તમારાં ભેદી સ્વપ્નનો ચમત્કાર દેખાયા વિના રહ્યો નહિ !" પ્રેમલક્ષ્મીએ એ સ્વપ્ન યાદ કરતાં કહ્યું. એ સ્વપ્ન યાદ આવતાં જ મારા મગજ પર મારા જીવનની સર્વ ઘટના પાછી વરી આવી. અને તેની સાથે એક વધુ ભેદનો ઉકેલ થતો દેખાયો.

"પણ એ સ્વપ્નના અંતિમ ભેદની તને ખબર છે ? એ સ્વપ્નના

શિખરની ખીણમાં 'એ પડયો,' એ પડયો, એવી બ્હીકથી હું ગભરાયો હતો તેજ વખતે જાણે મને કોઇએ હાથ દીધા એવી લાગણી સાથે હું જાગ્રત થયો હતો. એ હાથ કોણે દીધા હતા વારૂ ? "

" એ તો મેં તમને હાથ અડકાડી જાગ્રત કર્યા હતા; તેથી તમને છેવટ કોઇએ હાથ દીધા એવી લાગણી થઇ હશે. "

" હા, એ ખરૂં. પણ જો તેં એ રીતે જાગ્રત ન કર્યો હોત તો સ્વપ્નમાંયે મારી વલે કેવી :થાત! ત્યારે એનો ભેદ એટલોજ કે આ સ્વપ્ન સમા સંસારના ભયાનક દશ્યોમાંથી જાગ્રત કરનારી–બચાવનારી, તુંજ મારી હૃદયદેવી છે. "

" અને તમે મારા જીવન પથપર પ્રકાશ પાડનારા મારા દિવ્ય દીપક છો. "

" એ દીપકમાં તું તેલ પુરતી રહીશ તો તે સદૈવ જ્વલંત રહેશે. "

" લ્યો, ત્યારે તેલ પુરૂં ! " એમ કહેતાં પ્રેમોન્મત્ત બનેલી તે પ્રેમ-લક્ષ્મીના પ્રેમભીના અધરોષ્ટ ભેટયા મારા સુકા કરમાયલા અધરોષ્ઠને, અને પછી તો જો તમે અમારી ઇર્ષા ન કરો તો કહું—

'અડોઅડ કપોલ લાગી રહેલ
મંદ અતિમંદ ધ્વનિ હેલી,
નહિ પૂર્વાપર કાંઇ ગણેલ
મૂખે કંઇ એમ લવંતા ગેલ;
આલિંગન અશિથિલથી
લપટી કર એકેક—"

( સ્વ. સાક્ષર મ. ન. કૃત ઉત્તર રામચરિત્ ).

એવી શ્રી રામ–સીતા પરિચિત 'રમતગમત'માં અમારી કેટલી આનંદપૂર્ણ ઘડીઓ વીતી ગઇ હશે તે કહ્યું જાય એમ નથી.

( ૧૦ )

## ઉપસંહાર.

ધનપતરાયનું જીવન મને પ્રથમથીજ કંઇક ભેદ ભર્યું લાગતું હતું. અને મારી એ કલ્પના હવે સત્ય ઠરી. હેમલક્ષ્મીએ મને તેનો જે પૂર્વ

ઈતિહાસ કહ્યો તે ઉપરથી જણાયું કે ધનપતરાયનું જીવન જેમ ભેદભર્યું હતું તેમ સાહસ ભર્યું પણ હતું.

ધનપતરાયે પોતાની ૨૦-૨૨ વર્ષની વયે મુંબઈમાં આવીને મારવાડી બજારમાં કાચી ખાંડીના સટ્ટા અને પંજા છક્કાનો 'માનવંતો' ધંધો કરવા માંડયો હતો. પ્રથમ તો તેના પાસા પોબાર પડતા ગયા હતા અને તેથી તેણે સારો પૈસો પેદા કીધો હતો. ધનપતરાય અંગ્રેજી સારૂં જાણતો હતો અને તેથી તે કેટલાક સટોરીઆ સાહેબોના એજંટ તરીકે પણ કામ કરતો હતો. ધીમે ધીમે તે એ ધંધામાં પ્રવીણ બન્યો અને તેનું નામ જ્યાં ત્યાં સંભળાવા લાગ્યું. પાસે સારી મુડી એકઠી થઇ એટલે તેણે સોના ચાંદીના તથા શેરના બજારમાં પણ પગપેસારો કર્યો. આમ કેટલાક દિવસ લક્ષ્મીજીની મહેર તેના પર કાયમ રહી હતી. આ દરમ્યાન હેમલક્ષ્મી અથવા લક્ષ્મીનો જન્મ થયો હતો.

પછી ધીમે ધીમે બધા બજારોમાં મંદી આવી, પણ ધનપનરાયના મગજમાં તેને મળેલી લક્ષ્મીની ગરમીથી તેજી જ દેખાતી હતી. એટલે તેણે આગળ મેળવેલો પૈસો ઓકવા માંડયો. અને 'હાર્યો જુગારી બમણું ખેલે' તેમ તેણે છુટે હાથે પાસા ફેંકયા. જ્યાં ત્યાં મોટા મોટા સોદા કરી વળ્યો. અને પરિણામે લાખો રૂપિઆની ખોટ ગઇ. માંગનારાઓ તીડની પેઠે તેને ઘેર આવવા લાગ્યા. તેણે પોતાના કુંટુંબને પોતાના સાસરે મોકલી દીધું, અને પોતે કેટલાક દિવસ આમતેમ છુપાતો ફર્યો. આખરે તે કયાંનો કયાં અલોપ થઇ ગયો અને માંગનારાઓ હાથ ઘસતા રહ્યા !

બે ત્રણ વર્ષ સુધી તેની તપાસ થઇ રહી પણ વ્યર્થ. તેની પત્ની તેના વિયોગના અને તેને માથે ઝઝુમતી આફતના વિચારે ઝુરતી હતી. તેણે એમ અનુમાન કર્યું કે ધનપતરાયે કદાચ આફતના માર્યો આપઘાત કર્યો હશે; અને આવી કલ્પના કરતાં તે અર્ધગાંડા જેવી થઇ ગઇ અને આખરે ત્રણેક વર્ષની મુદતમાં દેવલોક પામી. તે મૃત્યુ પામી ત્યારે લક્ષ્મી માત્ર પાંચ વર્ષની હતી અને તે તેના મામા કીર્તિરામના આશ્રયે રહેતી હતી.

•

લક્ષ્મીને મેં ૧૨–૧૩ વર્ષની વયે જોઇ હતી. અને તે વખતે હું તેના કુટુંબની ઉપરોક્ત કથા વિષે માહિતગાર નહતો. તેમજ લોકોમાં પણ ધનપતરાય સંબંધી વાતો ભૂલાઇ ગઇ હતી. લક્ષ્મીની વય પરણવા યોગ્ય થતાં તેની ચિંતા કીર્તિરાયને થવા માંડી. તે કોઇ સારા અને સસ્તા વરની શોધમાં હતો. એટલામાં વિલાયતથી એક કાગળ આવ્યો, અને ધનપત-રાયના કુશળ સમાચાર મળ્યા. એ પત્રમાં ધનપતરાયે પોતે થોડા વખતમાં સ્વદેશ આવશે એમ પણ લખી જણાવ્યું હતું. આ સમાચારથી કીર્તિરાયની ફીકર મટી, અને લક્ષ્મીના વિવાહની વાત મુલ્તવી રહી. પણ આ બધા સમાચાર ધનપતરાયની ખાસ સૂચના પ્રમાણે કીર્તિરાયે છુપા રાખ્યા હતા.

એકાદ વર્ષ પછી ધનપતરાય હિંદુસ્તાન આવ્યો, પણ તે શ્રીમંત થઇને આવ્યો. તેની સાથે તેના બે ચાર મિત્રો પણ હતા. તેની એક સીન્ડીકેટ કરી એક મીલ ખરીદી. વિલાયતનો વેપાર ચાલુ રાખવા તેને લગતી એક બીજી ઑફીસ પણ ખોલી. નેપીઅનસી રોડ પર બંગલો બંધાવ્યો, અને પોતાની પુત્રીને ત્યાં બોલાવી લીધી. તેનું નામ લક્ષ્મીને બદલે હેમલક્ષ્મી રાખ્યું. અને બંગલાનું નામ 'હેમવીલા' રાખ્યું. અને પછી તો તે એક શ્રીમંત શેઠીયામાં ગણાવા લાગ્યો.

વિલાયતથી આવ્યા બાદ તેણે ખાનગી વાતમાં કહ્યું ત્યારેજ જાણ-વામાં આવ્યું કે તે પોત ના એક સાહેબ મિત્ર સાથે તેનો નોકર બનીને બોટ નામે વિલાયત ભાગી ગયો હતો.

એ પ્રમાણે ૧૫–૧૭ વર્ષ પર નાસી ગયેલા ધનપત અને આજના શ્રીમાન ધનપતરાય વચ્ચે ઘણો ફેર હતો. વિલાયતમાં પોતાના સાહેબ મિત્રોની મદદથી તેણે ધંધો શરૂ કર્યો હતો અને તેમાં ફાવ્યો હતો. મારવાડી બજારના સૌ કોઇ સટોરીઆ ધનપતને ભૂલી ગયા હતા. તેને યાદ રાખવા બંધાયેલા–તેના માંગનારાઓની હયાતી પણ અચોકસ હતી એટલે તે હવે નિર્ભયે સ્વદેશમાં પધાર્યો હતો.

આ બધી હકીકત મારા જાણવામાં આવી ન હતી. તેનું કારણ એજ કે ધનપતરાયે એ બધી ઘટના ઉપર પડદો નાખ્યો હતો. પોતાના આગલા જીવન વિશે તે એક અક્ષરનો પણ ઉચ્ચાર કરતો નહીં, તેમજ હેમલક્ષ્મીને

પણ તે પ્રમાણે સૂચના આપી દીધી હતી. વળી તે પોતાની લક્ષ્મીના ગર્વમાં પોતાનાં સગાં સંબંધીઓના પરિચયમાં આવવા ઇચ્છતો નહિ; એટલે હેમલક્ષ્મીના મોસાળ પક્ષનો સંબંધ પણ મારા જાણવામાં આવ્યો ન હોતો; અને કીર્તિરાયને તો ધનપતરાયના ઉપર પ્રથમથી જ તિરસ્કાર હતો, એટલે અહીંથી કાળું થયેલું એનું મુખ વિલાયતથી કેવુંક ઉજળું થઈને આવ્યું છે તે જોવાની પણ તેણે પરવા કરી નહિ

ધનપતરાયના જીવન—નાટ્યનો આ પ્રથમ અંક અને તે સાથે દ્વીતિય અંક પણ જોઈ ગયા; તૃતિય અંકનો 'ડ્રોપસીન' હજી ઉંચકાયો નથી.

ધનપતરાય તથા મીસ બટરફ્લાઇના વિલાયતથી જુદે જુદે ઠેકાણેથી બે ચાર પત્રો શરુઆતમાં આવ્યા હતા, અને ત્યાર પછી એ બેમાંના કોઇના પત્રો નથી. હેમલક્ષ્મીએ મારી માંદગીની ગંભીરતાની ખબર તારથી આપી હતી, છતાં કાંઇ ઉત્તર આવ્યો નહિ, ત્યારે અમારી વિલાયતની ઓફીસમાં ખબર કઢાવતાં એવી ખબર મળી કે "ધનપતરાય હાલ અત્રે નથી, 'કોન્ટીનન્ટ'ની સફરે ઉપડયા લાગે છે. અને મીસ બટરફ્લાઈ લંડનના કોઈ જાણીતા 'નાટકકાર' સાથે પરણી ગૃહિણી બની છે, અને 'નટી'નું શિક્ષણ લે છે." વિગેરે

ધનપતરાયના ફરીથી આમ ભેદી રીતે અલોપ થવાથી અમારી વિલાયતની ઓફીસ પર કોઇ દેખરેખ રાખનાર ન હતું તેથી તેમજ "સ્વદેશી ધર્મ" ના કારણે અમે અમારી એ ઓફીસ તથા વિલાયત સાથેનો વેપાર બંધ કર્યો.

હેમલક્ષ્મીની પ્રતિજ્ઞા પ્રમાણે અમારે હવે આ બધા લક્ષ્મીના ભંડારમાં કમળ જળવત્ રહેવાનું હતું.

હું હેમલક્ષ્મી તથા હિંમતલાલ સાથે મળીને અમે એક યોજના ઘડી અને તે પ્રમાણે અમે અમારા વિચારો અમલમાં મુકવા લાગ્યા.

મીલના નફામાંથી એક ભાગ રીઝર્વફંડમાં મુકવામાં આવતો, અને બીજામાંથી મજુરોને માટે ચાલીઓ વિગેરે બંધાવવા ઉપયોગ થતો. ચાલીઓમાં હવા ઉજાસ તથા પાણી વિગેરેની સવડવાળા નાના મોટા

ઓરડાઓ બંધાવ્યા, અને તે કુટુંબની વસ્તી પ્રમાણે દરેક મજુર કુટુંબને સોંપ્યા. મજુર વર્ગ માટે શાળા, વાંચનાલય, ઔષધાલય, ઉદ્યાન, અખાડો, તથા રોજની જરુરીયાતની ચીજો સહજ થોડા દામમાં અને સારી જાતની મળી શકે તે માટે એક મોટો સર્વ વસ્તુ સંગ્રહ ( સ્ટોર્સ ) ખોલ્યો, અને તેને મજુરોના શિક્ષિત સભ્યોની કમીટીની દેખરેખ નીચે મુકયો. દરેક રીતે મીલની આસપાસ મજુરોનું એક નાનું સરખું સંસ્થાન બનાવવાનો ઉદ્દેશ રાખ્યો હતો. મજુરોમાં માંહોમાંહેના ટંટાઓનો તેમજ મીલના અંગેના સવાલોનો નિર્ણય કરવા એક લવાદ મંડળ પણ નિમ્યું. જેમાં મજુરવર્ગ તથા કારભારી વર્ગના સભાસદ હતા. અને તેના નિર્ણય ઉપર જરૂર પડે હું હીંમતલાલ અને હેમલક્ષ્મી ( પ્રમુખ )ની બનેલી બેન્ચ સમક્ષ અપીલ થતી.

અમે મીલમાં ૧૨ વર્ષની વયની અંદરના બાળકોને કામ કરવાની મના કરી હતી, અને તેમને ફરજીયાત મીલની શાળામાં ભણવા જવું પડતું હતું. તેમજ મોટી વયના છોકરાઓને પણ અમુક થોડા કલાક જ કામ કરવા દેવામાં આવતા, અને બીજા વખતમાં શાળામાં જવાનું રાખ્યું હતું. સ્ત્રીઓને માટે પણ તેઓ પોતાના ઘરનો કારભાર તથા પોતાના પતિ અને બાળકોના ખાનપાન ઇત્યાદિ કાય સારી રીતે કરી શકે તે માટે તેમના કામનો વખત પણ ટૂંકો અને અનુકૂળ રાખ્યો હતો આ પદ્ધતિ તેમણે ખુશીથી કબુલ કરી હતી કારણ કે એકંદર પગારમાં તેમને ઘટાડો ન થાય તે બાબત અમે કાળજી લીધી હતી

ઉપરાંત રજાના તથા બીજા નવરાશના વખતે તેઓ નકામી વાતો કે વ્યસનમાં વખત ન ગુમાવે એ હેતુથી તથા ભવિષ્યમાં અશક્ત અવસ્થા કે બેકારી આવતાં ઉપયોગી થઇ પડે તે માટે તેમને ઘર આગળ કંતામણ હાથવણાટ તથા પીંજણકામ શીખવવાની અને કરવાની ગોઠવણ પણ કરી હતી.

તેમજ મીલની આસપાસ તથા થોડેક દૂર કેટલીક જમીન ખરીદી તેમાં ખેતી કરવાની વ્યવસ્થા કરી. એ ખેતીના કાર્યમાં મજુરો જ વારાફરતી કામ કરતા, અને તેનું ઉત્પન્ન પડતર ભાવે મીલના સર્વ વસ્તુસંગ્રહ

મારફતે વેચાતું. આ કાર્ય ની દેખરેખ પર ભાઈ હિંમતલાલ બહુ રસ લેતો અને તેના પ્રોત્સાહનથી મજુરો ઘણા ઉત્સાહથી કામ કરતા.

હેમલક્ષ્મીએ પણ હવે જોયું કે આવા વર્તનથી મજુરો માથે નથી ચઢતા પણ પગે પડે છે.

અમો વખતોવખત મજુર કુટુંબોના પરિચયમાં આવતાં. આ રીતે તેઓ સંતોષી અને સુખી થતાં દેખાયાં, અને મીલની પેદાશ પણ તેમના સંતોષ સાથે વધતી ગઇ મજુર વર્ગ તથા ખરીદનાર સામાન્ય વર્ગ એ બેઉનાં હિત અને લાભ ધ્યાનમાં રાખી અમે મીલ ઉદ્યોગની વ્યવસ્થા કરતાં.

ચુસ્ત સ્વદેશી ભાઈ હિમતલાલનો આદેશ તો એવો હતો કે બધુંય યંત્ર કામ કાઢી નાખવું, અને મજુરોમાં રેંટીઓ તથા શાળ દાખલ કરવાં. પણ જમાનાઓના યત્નને પરિણામે જે યંત્રકળા ખીલી છે તેનો આમ એક વિચાર માત્ર કરતાં નાશ થઇ શકે એ સંભવિત લાગ્યું નહિ. એમ કરવાને તો પાછા જમાનાઓ જોઇએ. હાલ તો એ માનવ જાતિની કોટે વળગ્યા છે જ.

એ યંત્રકળા અને શિલ્પકળા વિગેરે માનવ મનોશક્તિની વિભૂતિઓ છે, અને એ વિભૂતિઓ જ્યાં સુધી સમગ્ર જનસમૂહના દેહ અને આત્માના હિતની આડે ન આવતાં હોય ત્યાં સુધી તે છેક નકામાં નથી. એમાં જે ખામી હોય તે યથાશક્તિ સુધારવી તેમજ એ વસ્તુઓ સાથે જીવનમુક્ત આત્મા સ્થૂળ દેહ સાથે જેવો સંબધ રાખે તેવો સંબંધ રાખવો. અર્થાત્ એ માનવ કળાઓ માનવ જાતિને પોતાનો ગુલામ ન બનાવે પણ તે તેના ગુલામ જેવી બની તેની સેવા કરતી રહે એટલું લક્ષ માનવ જાતિના અગ્રેસરોએ રાખવું જરુરનું છે.

આ વિચારને અનુસરીને અમે અમારો સર્વ વ્યવહાર ચાલુ રાખ્યો. પ્રજાના મોટા ભાગને જ્યાં સુધી પુરતુ ખાવાનું અને ઓઢવાનું નથી મળતું ત્યાં સુધી શરીર આભૂષણનાં વજનમાં હલકાં પણ કીંમતમાં ભારે એવાં વસ્રો અને હીરા માંણેક મોતી ઇત્યાદિ જવાહીરો તથા શરીર

પોષણના અનેક ખર્ચાળ વૈભવ ચાલુ રાખવા અમારાં 'વિશ્વપ્રેમ'થી રંગાયલાં હૃદય હવે કબુલ ન હતાં, તેથી અમે તે સર્વને હસતાં હસતાં ત્યાગ કર્યો.

વિરાટ પ્રભુના વિશ્વરુપ મંદિરના ચંદ્ર-તારા આચ્છાદિત સુંદર આકાશ રુપ ઘુમટની છાયા નીચે જેમ સર્વ આત્માઓ 'અહંભાવ' વિના સર્વ આનંદનો ઉપભોગ કરે છે તેમ અમે અમારા આ મહાલયોમાં અને અમારી લક્ષ્મીની વચ્ચે કંઇ પણ 'અહંભાવ' વિના આ પ્રમાણે લોકહિતમાં તદ્દાકાર થયાં. અમારું તો કશુંયે નથી. એક માત્ર પ્રેમસ્વરુપ પ્રભુ અમારો, અને અમે સૌ એ પ્રજાપતિની પ્રજાનાં.

છેવટમાં પ્રિય વાચક તમને પણ પ્રેમ અને હેમ પ્રાપ્ત થાઓ, તમારી હેમ-લક્ષ્મી લોકહિતમાં વપરાઓ, અને તમારી પ્રેમ-લક્ષ્મી તમારી ભાવનાઓ અને તમારાં હૃદય ઉન્નત કરો એવા આશીર્વાદ આપીએ છીએ

**હું અને મારી પ્રેમલક્ષ્મી.**

ઇતિ ઓમ્



# प्र॰ ज॰ पाठकनां पुस्तको अने ते माटे मळेला अभिप्रायोमांना केटलाक॰

---

મુંબઈ ઇલાકામાં તેમજ વડોદરા ભાવનગર જુનાગઢ પોરબંદર
વિગેરે અનેક દેશી રાજ્યોમાં તથા મુંબઈની મ્યુનિસિપલ
સ્કુલોમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર થએલ.
સાહિત્ય પરિષદ્‌માં સર્વોત્કૃષ્ઠ ઠરેલ.

## આદર્શભૂત જીવન.

---

( કીં. આના આઠ. )

**હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા**—વડોદરા તા. ૧૧-૧૧-૧૫ ભાષા સરળ ને સાદી વાપરવાથી જનસમૂહને તે વધારે ઉપયોગી થશે. ઉપયોગી વિષયોનો સમાવેશ કરી તેમને સારી રીતે ટુંકામાં વર્ણવ્યા છે.

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ**—અમદાવાદ તા. ૧૦-૧૧-૧૫. તમે સાહિત્યક્ષેત્રમાં મેળવેલો યશ તમને નવા પ્રયત્નોમાં પ્રોત્સાહન આપનારો થાઓ અને તમે સાહિત્યની બને તેટલી સેવા બજાવો એવી મારા હૃદયની આકાંક્ષા છે.

**હીંમતલાલ ગણેશજી અંજારીયા**—સેંઠાકુઝ તા. ૧૧—૧૧—૧૫ આશા રાખું છું કે આ પ્રયાસ બીજા અનેક સત્પ્રયાસોનો પુરોગામી થશે, અને આપને હાથે ગુજરાત અને ગુજરાતીને કાયમના લાભ થશે.

**છગનલાલ ઠાકોરદાસ મોદી**—સુરત તા. ૧૨—૧૧—૧૫. પુસ્તક દ્વારા લોકોપયોગી કાર્ય કરવાની તમે વૃત્તિ રાખી છે તે જાણી સંતોષ થાય છે

આ પુસ્તક રચવામાં તમે સંકળના ઘણી સારી કરી છે, અને ભાષા સરળ શુદ્ધ અને સામાન્ય પ્રજાવર્ગને સ્હેલાઇથી સમજાય તથા વાંચવાનું મન થાય એવી રાખી છે. આવાં લોકોપયોગી કાર્ય કરવામાં ઇશ્વર તમને સદા પ્રેરણા કરતા રહે અને સાહાય્ય થાય એવી મારી પ્રાર્થના છે.

**ગણપતરામ અનુપરામ ત્રવાડી**—સુરત તા. ૨૩—૧૧—૧૫. તમારી લેખનશૈલી શુદ્ધ અને સરળ છે. લગ્ન તથા યજ્ઞોપવિતના શુભ પ્રસંગે કન્યાઓમાં તથા છોકરાઓમાં લ્હાણી રૂપે તે વહેંચવાની ભલામણ કરું છું. આવા નાના લેખ તેની જુજ કીંમતને લીધે તથા તેની મનોહારિણી ભાષા શૈલીને લીધે અમૂલ્ય ગણાય. એમાં સમાવેલા ઉચ્ચ વિચારો આપણી નવી પ્રજાના લોહીમાં રગેરગ પ્રસરે તો આપણા કુટુંબ જીવનનો અને પ્રજા જીવનનો વિચારમાં તથા આચારમાં આખો રંગજ બદલાઇ જાય એમ માનું છું.

**જામે જમશેદ**—તા ૧—૧૨—૧૫. આ દુનીયામાં એક માણસ પોતાની ઉન્નતિ કેવા રીતે કરી શકે, પૈસો સદ્ઉપયોગમાં કેવી રીતે વાપરી શકે. અને પોતાની જીંદગી પરથી બીજાઓ બોધ લ્યે, એવું અનુકરણીય જીવન ક્યાં ક્યાં સાધનોથી બનાવી શકે, તેનો ટુંક ચિતાર ઘણી સારી રીતે આપવામાં આવ્યો છે, લખાણની શૈલી ઘણી સારી અને સરળ છે. વિચારો ઘણા પ્રૌઢ અને મનન કરવા યોગ્ય છે. આવાં લખાણો જેટલાં વધુ પ્રકાશીત થાય તેટલું લોક સુખ માટે અગત્યનું થઇ પડે.

**સાંજ વર્તમાન**—તા. ૪—૧૨—૧૫. આ પુસ્તકમાં નમુનેદાર જીંદગી કેમ ગાળવી તે લેખકે સરળ ભાષામાં ઘણી જ સારી રીતે સમજાવ્યું હોવાંથી ઉછરતી યુવાન પ્રજાને એ પુસ્તક ઘણું ઉપયોગી થઈ પડશે એમ જણાય છે.

**ગુજરાતી**—તા. ૧૯—૧૨—૧૫. આ દુ:ખી સંસારમાં મનુષ્ય જીવન સુખમય રીતે કેમ ગળાય અને તે આદર્શભૂત જીવન ક્યારે મનાય તે દર્શાવવાનો સારો પ્રયત્ન આ લઘુ ગ્રંથમાં નિબંધકારે કીધો છે. ભાષા સરળ અને સમજ પડે તેવી છે.

**નંદનાથ કેદારનાથ દીક્ષિત**—વડોદરા તા. ૧૬—૭—૧૬. સરળ ભાષામાં અસરકારક રીતે વિચારો રજુ કર્યાં છે. તમારી ચોપડીઓનો ઘણો ફેલાવો થએલો જોઇને હું ખુશી થઈશ. તમે વધારે લખતા રહો અને લોકોને ઉપયોગી વાચન આપતા રહેશો તો મને ઘણો આનંદ થશે.

---

વડોદરા રાજ્યમાં ઈનામ લાયબ્રેરી માટે મંજુર થએલ.

# શ્રી કુંભનાથનુ શિવાલય.

( કીં. આના ચાર. )

**હિંમતલાલ ગણેશજી અંજારીયા**—"સોરઠી સ્તવન" મને બહુ ગમે છે, બીજી કવિતાઓમાં શબ્દોની વિપદતા છે.

**સ્વ. ત્રવાડી કરૂણાશંકર મૂળજી વૈદ્ય**—મહાકવિ નર્મદની જુસ્સાભરી ફાંકડી વાણીનું ભાન કરાવવા ઉપરાંત સ્વદેશપ્રેમ જગાડે છે. કવિતામાં પ્રસાદ છે. સુંદર ચિત્રો ઉઠયાં છે, રસની જમાવટ ખુબ કરી છે.

**જામે જમશેદ**—તા. ૧૪—૨—૧૪. કર્તાએ શિવાલયનો ઈતિહાસ આપ્યા પછી જે કથા કવિતામાં લલકારી છે તે રસ પમાડનારી છે. ભક્તજનો માટે આ પુસ્તક અગત્યનું છે.

**ગણપતરામ અનુપરામ ત્રવાડી**—કાવ્યરચના ચિત્રાલેખન અને માધુર્ય જોઇ તમારો વિશેષ પરિચય કરવા ઇચ્છા ઉદ્ભવે છે.

**સ્વ. રણજીતરામ વાવાભાઈ**—તમારૂં કાવ્ય આદ્યંત હું એકજ બેઠક વાંચી ગયો. ભાષા ને વૃત્ત તમારે હાથે બેઠાં છે. વર્ણન અને રસ પણ જમાવી શકો છો.

**સ્વ. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ**—જાણે કે કુંભનાથનાં દર્શન આંખી પ્રત્યક્ષ

જ થતાં હોય એમ તમારી કવિતાથી ભાસ થયો. અને તેથી જ જણાય છે કે તમે સુહૃદયી કવિ છો.

સાહિત્ય પુસ્તક ૩. અંક ૬.—સહેલી વર્ણનાત્મક અને જુસ્સાદાર શૈલીમાં આ પુસ્તક રચાયું છે. કુદરતી દેખાવ અને બીજા પ્રસંગોનું બ્યાન સારૂં કરવામાં આવ્યું છે.

નંદનાથ કેદારનાથ દીક્ષિત—વડોદરા. તા. ૯–૭—૧૬. તમારૂં કાવ્ય શિક્ષિત તેમ અશિક્ષિત ઉભયને વાંચવા યોગ્યજ છે. સરળ ભાષામાં સુંદર ચિત્ર આલેખાયું છે. તમારૂં કાવ્ય વાંચ્યા પછી કુંભનાથનું શિવાલય જોવા ઇચ્છા થઈ છે. તમારો પ્રયાસ સફળ થયેલો જોવા ઇચ્છું છું.

કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી—સુરત. તા. ૮—૭—૧૬. તમારૂં નાનકડું કાવ્ય વાંચી આનંદ થયો છે. કવિતા સરળ અને રમ્ય છે. ભક્તજનને પુસ્તક અતિ પ્રિય થઈ પડશે.

જયસુખરાય પુરૂષોત્તમરાય જોષીપુરા—પાટણ તા. ૬—૭—૧૬. આપની શોધકવૃત્તિ ખરેખર ધન્યવાદને પાત્ર છે. આપના આ પુસ્તકમાંની કવિતા આપનામાં રહેલી નૈસર્ગીક કવિત્વ શક્તિને દાખવનારી છે. ભાષા મનોહર અને વેગવતી હોઇને આપે દેશપ્રીતિ પ્રદર્શીત કરવામાં આપનું હૃદય પ્રકટ કરી દીધેલું છે.

મોહનલાલ પાર્વતીશંકર દવે—સુરત તા. ૬–૭—૧૬. કવિતાની ભાષા સરળ અને જુસ્સાદાર છે. વર્ણનો સારાં રસ પડે એવાં છે, અને છંદોની પસંદગી પણ ઠીક કરેલી છે.

છગનલાલ હરિલાલ પંડ્યા—જુનાગઢ તા. ૯—૭—૧૬ પુસ્તક વાંચી જોતાં જણાય છે કે આપની કવિત્વશક્તિ ઉંચા પ્રકારની છે. તે તેને લઇને આપ સરળ ભાષામાં સ્વાભાવિક ઉદ્દગાર કાઢી શક્યા છો. વિષય પણ એવો રસિક બોધદાયક છે કે જે કોઇ તે ધ્યાનમાં લ્યે તેને લાભકર્તા થયા વગર રહે નહી. આપનો શ્રમ સફળ થાઓ એમ હું ઇચ્છું છું.

સ્વ. ઠાકોરદાસ રણછોડદાસ પંડ્યા–પાટણ. તા. ૧૩–૭–૧૫. ભાષા તેમજ રચના ઘણાં સારાં છે. રસ ઉત્તમ રીતે જળવાઇ રહ્યો છે. આવાં પુસ્તકો બાળકોના વાચવામાં આવવાથી તેમનામાં સ્વદેશપ્રીતિ તથા ભક્તિભાવ જળવાઇ રહે છે.

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી—વડોદરા. તા. ૨૪—૭—૧૬. કવિતામાં રસ છે, સરળતા છે, ને ધાર્મિક વૃત્તિવાળા વાંચકને શુદ્ધ આનંદ મળે એવાં વર્ણનો તેમાં છે.

જામે જમશેદ—તા. ૨૬–૭–૧૬. ભાવિક અને ભક્તજનો માટે આ પુસ્તક અગત્યનું છે. કવિતાઓ મધુર અને સરળ છે.

કેળવણી—ઑગસ્ટ ૧૬—લેખન શૈલી મજાની છે; તેમજ કાવ્ય લખવામાં વૃત્ત પર ઠીક હાથ બેઠો છે. જ્યાં જ્યાં પ્રકૃતિ વર્ણન આપવામાં આવ્યું છે ત્યાં ત્યાં સારો રસ જમાવ્યો છે. સોરઠી સ્તવન રસપૂર્વક વાંચી શકાય તેવું છે. “પ્રભાતનો આનંદ” “મધ્યાહ્નની મજા” અને “સિંહનો પરછો થવો” એ મથાળાવાળા કકડા સારી કૃતિના નમુના છે. ગુજરાતમાં એમના જેવા ઉત્સાહી લેખકોની જરૂર છે.

નવજીવન અને સત્ય—ઓગસ્ટ ૧૬. આ ન્હાના પુસ્તકમાં સાદા અને સરળ શબ્દોમાં લેખકે સારાં વૃત્ત યોજ્યાં છે, તથા તેની વધુ સરળતા ખાતર વિવેચન પણ આપ્યું છે.

લલીત—વડોદરા તા. ૨૬—૧—૧૫. તમારૂં કાવ્ય વાંચતાં નવી દીશાનું દર્શન થાય છે. સ્થળવર્ણન ઇતિહાસગૌરવ ને ગ્રામ્યજીવનની સુંદરતા એ ત્રણ બાતોનું સરળ નિરૂપણ એ કાવ્યોમાં જોવામાં આવે છે. તેમાં પણ કાઠીયાવાડી ઝબાનનો ઝોસ મને તો બહુજ પ્રિય લાગે છે. એવાં કાવ્યો રચી આપણા દેશની પ્રાચીનતાનાં દર્શન તમે આપતા રહેશો તો અમ જેવા અનેક કાવ્યરસપિપાસુઓને પરમ તૃપ્તિ મળશે.

વડોદરા વિગેરે અનેક દેશી રાજ્યોમાં ઇનામ.
લાયબ્રેરી માટે મંજુર થએલ.

# બાલરામાયણ.

( સચિત્ર દ્વિતીયાવૃત્તિ હવે પછી પ્રગટ થશે. )

I am sure you have nicely caught the poetic view in stanzas like the following:—

" જયમ વરસે ઘનઘોર, વીજળી જયમ ઝબકી રહે "

\+ + + +

" રસપૂર્ણ હતી પૃથ્વી, ફલપૂર્ણ હતાં તરૂ ! "

You have done complete justice to select least incidents from each KAND, and worded them in so simple a strain of melody that the whole in all its varied parts works like one sprung out of emotion. It will prove both interesting and instructive to all classes of people men, women, and children.

Patan.
Dated–25–1–17. } MANJULAL J. DAVE. B. A.

જેમને ઉદ્દેશીને તમે બાલરામાયણ લખ્યું છે તે તેમને ઠીક પડશે એમ હું ધારૂં છું. કઠણ શબ્દના અર્થ અને બીજી માહીતી તમે આપેલ છે તે તેમને ઉપયોગી થઈ પડશે.

અમદાવાદ.
તા. ૨૫–૧–૧૭. } કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ.

તમારો પ્રયાસ સ્તુત્ય છે. સરળતા એ તમારાં કાવ્યોનો આત્મા જણાય છે. તેથી તેમાં વાંચકને આનંદ મળવો સુલભ થઇ પડે છે. ટુંકાણમાં આપેલી પાત્રોની હકીકતથી પુસ્તકની ઉપયોગિતામાં તમે વૃદ્ધિ કરી છે.

બરોડા—કૉલેજ. } અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.
બી. એ. એલ એલ. બી પ્રૉફેસર ઑફ લૉજીક.

પુસ્તક ખરેખર સરળ બોધક અને ઉપયોગી હોઇ પ્રત્યેક કુટુંબમાં એટલું જ નહિ પણ શરૂઆતના અંગ્રેજી ધોરણોમાં કવિતાઓ માટે દાખલ કરવા જેવું છે. અંદરનાં વૃત્ત રાગ પણ બહુ સારા છે.

અમદાવાદ. તા. ૪-૧-૧૭. } ભોગીન્દ્રરાવ ર. દીવેટીયા, બી. એ.

તમારી કવિત્વશક્તિ વિદ્વજ્જનોને ખુશ કરે તેવી છે, એકંદર બાળક વર્ગને સરળતાથી સમજાય ને બોધ મળે તેમ થયું છે. મુંબઇ જેવા અતિ પ્રવૃતિવાળા સ્થળમાં આવી સાહિત્ય સેવા બજાવો છો એ તમારા ઉદ્યોગીપણાની નિશાની છે.

ભાવનગર. } દેવશંકર વૈકુંઠજી ભટ્ટ. માજી હેડમાસ્તર ભાવનગર મુખ્ય શાળા.

તમોએ રચેલું બાળરામાયણ નામનું પુસ્તક મને મળ્યું. તે મેં આદ્યંત વાંચ્યું છે. તેમાં કવિતાની સરળતા મધુરતા રસસંમેલન અર્થ ચાતુર્ય અને શબ્દસૌષ્ટવાદિક કવિતાના ગુણો સમજનાર નિષ્પક્ષપાતી વિદ્વજ્જનોએ કહેવું જોઇએ કે કેવલ ઇશ્વરાનુગ્રહથીજ તમોને કવિત્વ ગુણ પ્રાપ્ત થયો છે. તેમાં વળી પાત્રોની ટુંકી હકીકત અને ઐતિહાસિક સ્થળોની ટુંક નોંધમાં તમોએ જે શ્રમ કર્યો છે તે અત્યંત હર્ષપ્રદ થઇ પડે છે.

ભાવનગર. } સ્વ. શાસ્ત્રી કરૂણાશંકર પ્રભુજી પાઠક. માજી મુખ્ય શાસ્ત્રી જશવંતસિંગજી સંસ્કૃત પાઠશાળા.

તમારી સંસ્કારી ભાષા અને તે સાથે ઉન્નત વિચારો જ્યાં ત્યાં દેખાઇ આવે છે. પ્રસ્રવણ પર વર્ષાઋતુ, રાવણની સંગ્રામ સભા, લક્ષ્મણની મૂર્છા વખતે રામનો વિલાપ, નીતિનો જય, વિગેરે અનેક પ્રસંગો ઘણી સારી રીતે આલેખાયા છે. પાત્રોની તેમજ ઐતિહાસિક સ્થળોની ટુંક હકીકત ને શબ્દાર્થ-કોષ પુસ્તકને વધુ ઉપયોગી બનાવે છે.

પાટણ. } ઠાકોરલાલ રણછોડલાલ પંડ્યા. પ્રીન્સીપાલ મેઈલ ટ્રેનિંગ કૉલેજ.

હમણાં આપનું પદ્ય વાંચી ગયો, ને તેથી નિઃસંદેહ મને આનંદ થયો. આપની લેખીનીમાં પ્રવાહ રસ તથા સરળતા છે, અને પદ્ય લખવાની આપની શક્તિ અભિનન્દનને યોગ્ય છે. એકંદરે " બાળરામાયણ " એનો ઉદ્દેશ સફળ કરશે એમ મને લાગે છે.

આગ્રા. } કાન્તિલાલ છગનલાલ પંડ્યા.
તા. ૧૬—૩—૧૭. } પ્રૉફેસર ઑફ સાયન્સ, સેન્ટજોન્સ કૉલેજ.

As its name signifies this book is meant for children. It is the Ramayana versified. We think that it will prove of interest to those for whom it is written.

March 17. } K. M. JAWERI.
Modern Review. }

મનોહર અને સુશ્લિષ્ટ કાવ્યો લખવા માટે લેખકે જે કીર્તિ મેળવી છે તેને આ કૃતિ પણ પુષ્ટિ આપે છે. સામાન્ય જનોને સમજાય એવી ભાષા સરળ છે. અને તેમાં મધુર સંસ્કૃત શબ્દોની એવી મીલાવટ છે કે તેથી તે પ્રાચીન સમયના પુનિત સંસ્કારોને હૃદયમાં જાગૃત કરે છે. શરૂઆતમાં સારી અનુક્રમણિકા અને છેવટે જરૂરી ટીકા અને અર્થ આપીને લેખકે પોતાનું લઘુ પુસ્તક જનસમુદાયને માટે ઘણું ઉપયોગી બનાવ્યું છે. નવજીવન—ફેબ્રુઆરી ૧૯૧૭.

આ કાવ્ય સાદી સરળ ભાષામાં લખાયેલું છે. લખવાની ઢબ સંસ્કારી છે. અને રામાયણમાંથી જે પ્રસંગો પસંદ કીધા છે તે સુંદર છે. બાળકોને વાંચવું ગમે એવી રીતે આખું કાવ્ય લખાએલ છે. અઘરા શબ્દોના અર્થ સમજવા માટે તથા બીજી કેટલીક હકીકત માટે પણ તમે સારી તજવીજ રાખી છે. સાહિત્ય પરિષદે આ રીતે તમારા જેવા ઇશ્વરદત્ત શકિતવાળા માણસને કાવ્ય લખવા માટે જે પ્રસંગ આણી આપ્યો એ સારૂં થયું. તમારો પ્રયત્ન યશસ્વી થયેલો જોઇ મને સંતોષ થયો.

વડોદરા. } નંદનાથ કેદારનાથ દીક્ષિત.
તા. ૧૨—૩-૧૭. } પ્રીન્સીપાલ મે. ટ્રે. કોલેજ.

રા. પાઠકનો કવિતા ઉપરનો કાબુ વખાણવા જોગ છે. અને સામાન્ય જનોને સમજાય એવી મનોહર અને મધુર શબ્દોમય શૈલીમાં લખાયેલું આ પુસ્તક કાંઇ પણ વાંધા વિના જનસમાજમાં ઉપયોગી થવા સંભવે છે.

પોષ ૧૯૭૩. વાક્‌સૌંદર્ય.

સહર્ષ નિવેદિત કરવાનું કે તમારૂં રામાયણ મેં વાંચ્યું ને તે ઉપરાંત બૈરાંઓએ પણ પોતાના મંડળમાં વાંચ્યું અને તેઓ બહુજ રાજી થયાં છે. તમે જો તે વખતે હાજર હોત તો તેમના ઉદ્ગાર ઉપરથી તમને લાગત કે “ મારો શ્રમ સફળ થયો છે. ” તમે એક નાના પાત્રમાં અમૃત ભર્યું છે એમ અમને જણાયું છે. તેની તુલના થતાં કદાચ વાર લાગે તો ભલે, પણ અનુકુળ સમયે કપુરને ડાબડે કપુર ભરાયા વિના રહેશે નહિ એવી મારી દ્રઢ શ્રદ્ધા છે.

સુરત,
તા. ૨૮—૪—૧૭. } સ્વ૦ ગણપતરામ અનુપરામ ત્રવાડી.

કાવ્યનાં વૃત્તોની પસંદગી ઘણી ઘટીત અને રચના ઘણી પ્રૌઢ માલુમ પડે છે. ભાવ અને ભાષા બંન્નેમાં આ કાવ્ય ઉત્કૃષ્ટ છે. જ્યાં જોઇએ ત્યાં લાગણી બતાવવા લેખકે સારો પ્રયત્ન કીધો છે. અને આ કાવ્યો લખવામાં લેખકને ખાસ લાયકાત હોય એમ પુરવાર કરી આપ્યું છે.

જામે જમશેદ-૩ માર્ચ ૧૭.

કૃતિ સરળ અને સાદી છે. કાવ્યોમાં વૃત્તો પ્રસંગાનુસાર બદલાવીને તથા વચ્ચે વચ્ચે પ્રસંગમાંથી નીઝરતા સારને ખેંચીને પુસ્તકની શિષ્ટતા જાળવી છે. દોષ રહીત અને સહેલાઇથી સમજી શકાય એવી ભાષામાં લખાયેલ છે. વાચક વર્ગોમાં અગર ગૃહવાચનમાં આ પુસ્તક રસપૂર્વક વાંચી શકાય. પુસ્તક કોઇ શાળામાં સ્વતંત્ર રીતે વિદ્યાર્થીઓ પાસે વંચાય તો પણ ચાલુ જમાનાના વિદ્યાર્થીઓનું રામાયણની કથા સંબંધી અજ્ઞાન નીકળી જવા સંભવ રહે.

કેળવણી—મે ૧૯૧૭.

સરળ ભાષા તેમજ સરળ ઘટના દ્વારા શ્રીરામચંદ્રજીના ભવ્ય પવિત્ર જીવનકથાથી બાલકોને પરિચિત કરવાનો તમારો સુપ્રયત્ન ધન્યવાદને પાત્ર છે. તમે છંદોની વિવિધતા રાખી છે તેથી કાવ્ય વધારે રસભર અને આકર્ષક બન્યું છે. બનાવો બહુ વેગથી વર્ણવવા પડ્યા છે તે સાહિત્ય પરિષદની "હજાર લીટી"ને આભારી જણાય છે. આપણા બાળકો માટે આવાં જેટલાં કાવ્યો લખાય તેટલાં ઓછાં છે. ઐતિહાસિક સ્થળોની તમારી ટુંક નોંધ વાચકોને જરૂર ઉપયોગી થઇ પડશે. તમારી સુંદર સાહિત્ય પ્રવૃત્તિને દિન પ્રતિ દિન વિશેષ ફતેહ ઇચ્છતો તમારોઃ—

નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર.
બી. એ. એલ. એલ. બી. બાર–એટ–લૉ

---

## ચુંથા ચાતુર્વિંદ મોઢ જ્ઞાતિનું

# વસ્તીપત્રક.

:( કીં. આના આઠ–જ્ઞાતિબંધુઓને મફત. )

**મહામહોપાધ્યાય શાસ્ત્રી હાથીભાઈ હરીશંકર જામનગર—**વસ્તીપત્રકના વિષયમાં આપે લીધેલા શ્રમને માટે મને ઘણોજ સંતોષ થયો છે. આપ સ્વજ્ઞાતિહિતના કાર્યમાં ઘણાં વર્ષો થયાં સતત ઉદ્યોગ કરો છો તેને માટે મારૂં હૃદય આપને ધન્યવાદ આપે એ સ્વાભાવિક છે.

**ગણપતરામ અનુપરામ ત્રવાડી—**વસ્તીપત્રક રચવામાં આપે બહુ શ્રમ લીધેલો જણાય છે. અમે તો વર્ષોથી બુમો પાડીએ છીએ પણ જ્યારે થાય ત્યારે ખરૂં.

જામે જમશેદ-તા. ૧૪-૨-૧૪.—પાઠકનો આ પ્રયાસ માન ભર્યો છે. જ્ઞાતિના તર્કોનો ખુલાસો પ્રસ્તાવનામાં કર્યો છે, તે દરેક જ્ઞાતિને મનન કરવા યોગ્ય છે. અને પોતાની જ્ઞાતિમાં એ પ્રમાણે વસ્તીપત્રક કરવાની જરૂર છે. અલબત્ત વસ્તીપત્રક કરવું એ કાંઇ લાડવા ખાવાના નથી, પણ મહીનાઓ વેર તેની પાછળ ખંત અને મહેનત લેવાથી પરીણામ જયમાંજ આવે છે, અને નાત સેવાની એ ખરી કસોટી છે

સ્વ૦ જાનીજી નિર્ભયરામ રણછોડજી ભાવનગર (સંવત ૧૯૭૦ કાર્તિક વદિ ૧૪ ગુરૂવાર) પોતાના જ્ઞાતિજનોને યોગ્ય નામ ગોત્ર અવટંક નિવાસ-સ્થાન આચરણ વર્તણુંક કીર્તિ સંખ્યા પ્રતિષ્ઠા જ્ઞાન કેળવણી સમૃદ્ધિ ઇત્યાદિ જે કાંઇ અજ્ઞાનરૂપી રાત્રીમાં આપણે લાંબો કાળ સુવાથી જાણતા નહોતા તો રાત્રી હવે પૂર્ણ થઇ છે, અને રમણીય પ્રભાત થયું છે. કારણ કે આ સર્વ બાબતો આપણને જણાવતો મોઢ કોમના સૂર્યરૂપ આ ગ્રંથ પ્રકટ થયો છે.

---



## આત્મરામાયણ.

(કીંમત રૂપીયો એક.)

વ્યાસ મુનિએ અધ્યાત્મ રામાયણ લખ્યું છે, તેમાં અધ્યાત્મની સ્પષ્ટતા છે, તેના કરતાં આ જુદાજ પ્રકારનો ગ્રંથ છે આમાં તો આદિથી અંત સુધી વેદાંત જ્ઞાનજ ઘટાવ્યું છે. ગ્રંથકર્તાને અધ્યાત્મ જ્ઞાન સારી રીતે સમજાયલું છે એવી આ ગ્રંથ સાક્ષી પુરે છે. અને વાંચનારને રામાયણ કથાનો સંક્ષેપ પણ

સમજાય છે. બીજા ગ્રંથોમાં રામાયણ દ્વારા જ્યારે આત્મજ્ઞાનનું કથન સમજાવવા શ્રમ કરેલો જોવામાં આવે છે, ત્યારે આમાં આત્મજ્ઞાન દ્વારા રામાયણ કહેવાતું હોય એવો ભાસ થાય છે. આમાં આત્મવિદ્યા મુખ્ય છે, અને કથા ભાગ ગૌણ છે. બીજામાં તેથી ઉલટું હોય છે. આ પુસ્તક જિજ્ઞાસુઓએ વારંવાર વાંચવા જેવું છે.

લી. આપનો સ્નેહપાત્ર
વડોદરા. } છોટાલાલ નરભેરામ ભટ.

સદરહુ ગ્રંથના સ્વર્ગવાસી લેખકનાં ધર્મપત્નીએ
અમારા આ બંધુકૃત્ય બદલ જાહેર
કરેલો પોતાનો સંતોષ.

આ પુસ્તક વાંચી ઘણોજ આનંદ થયો છે. તમો ખુશીથી
છપાવીને પ્રસિદ્ધ કરો. તેની મહેનતનો બદલો
તમને ઇશ્વર આપશે.

કુંડલા. લી. બ્હેન નર્મદાના આશીર્વાદ.

આપ દરેક પ્રતિની વ્યક્તિને ઉપયોગી થઇ પડે એવાં નીતિ ને ધર્મન કેળવણીને પુષ્ટી રૂપ થઇ પડે તેવા ઉમદા હેતુથી જે પુસ્તકો છપાવેલ છે તે કાર્ય ખરેખર સ્તુતિપાત્ર છે, ભાષા સરળ રાખેલ છે. અને બાંઇડીંગ વર્ક ઉત્તમ છે. તે જોતાં ઇનામ લાયબ્રેરી માટે અવશ્ય લેવા લાયક છે. દરેકના ઘરમાં પણ સંગ્રહવાં જોઇએ.

તા. ૩૦—૮—૨૨. } એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.
રાજકોટસ્ટેટ.

રામાયણનો અધ્યાત્મભાવ સમજાવવાને આજ દિવસ સુધી ઘણાએ વિદ્વાનોએ યત્ન કર્યો છે, પરંતુ આજના સમયમાં જે જડવાદ અને તેને લગતી

કેળવણી વૃદ્ધિ પામેલ છે, તે પ્રસંગે નવ્ય શિક્ષિતોને સ્વર્ગવાસી કરુણાશંકર-ભાઇનો રચેલ ગ્રંથ વધારે અનુકુળ આવે એવો છે, રામાયણના ઇતિહાસનું સરળ અને સ્વાભાવિક રીતે વિવરણ કરવાની સાથે સાથે તે સર્વ ઘટનાઓ અને તે ઘટનાઓનાં ઉત્પાદક પાત્રો તે સર્વ એક મનોરાજ્યનીજ ઘટનાઓ છે. મનો રાજ્યની જીવતી જાગતી વૃત્તિઓ સંસ્કારો અને વાસનાઓ છે. તેઓનુંજ પર સ્પર સંમિશ્રણ અને સંઘર્ષણ છે. તે સર્વ આ ન્હાનકડા આત્મરામાયણમાંથી જેટલું સહેલાઇથી સમજી શકાય છે, તેવું સરલ અને સ્પષ્ટ જ્ઞાન બીજા ગ્રંથો-માંથી થવું દુર્લભ છે, આપે એવું સુંદર અને ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કરીને આપની સ્વચ્છ ધર્મશ્રદ્ધા અને અટલ ભક્તિભાવ દર્શાવી આપ્યો છે.

ભાવનગર. **માનશંકર પીતાંબરદાસ મહેતા.**

તમે પ્રકટ કરેલું પુસ્તક બોધાત્મક હોવાથી ઘણું ઉપયોગી છે. રામાય ણના પ્રસંગો જ્ઞાનની દૃષ્ટિએ અવલોક્યા છે, તેથી વાચકવર્ગને રસની સાથે બોધ મળે છે. આ ગ્રન્થ પ્રસિદ્ધ કરી તમે સાહિત્યમાં સારો ઉમેરો કર્યો છે.

સુરત. **લી. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.**

રામાયણની જુદી જુદી હકીકતોને અને પાત્રોને તત્વજ્ઞાનના વિષયો સાથે જોડેલાં છે. અયોધ્યાકાંડ વાળો વિભાગ સારો રચાયો છે. ભાષાદોષ થવા દીધા નથી. પુસ્તકનું નામ આત્મરામાયણ રાખવાનો લેખકનો હેતુ કદાચ સંસ્કૃત અધ્યાત્મ રામાયણથી ભિન્નતા બતાવવાનો હશે, ઉપરાંત આત્મા અને તેના સ્વરૂપ વિષેનો માહિતી રામાયણના વિષય દ્વારા સ્પષ્ટ કરવાનો હેતુ પણ હશે. પુસ્તક ઉપયોગી નીવડે તેવું છે.

અમદાવાદ. **ગુજરાત શાળાપત્ર પુ. ૬૧, અંક ૧૦.**

આ પુસ્તકમાં રામાયણનાં સર્વ સ્થૂળ પાત્રોને ઘણી ચતુરાઇથી તેમણે આત્મીક રીતે ઘટાવ્યાં છે. સંકળના એની એજ રાખીને ટુંકામાં પણ અસર-કારક રીતે એવો તાત્વીક રસ પીરસ્યો છે કે ધ્યાન પૂર્વક બધું વાંચી જતાં લેખક

બંધુના પરિશ્રમ માટે માન ઉત્પન્ન થાય છે. વર્તમાન યુગમાં નવલકથાઓના વાચક વર્ગને આ ગ્રંથના વાચનમાં રસ નહી પડે, પણ મુમુક્ષુ વર્ગને આ પુસ્તક બહુ ઉપયોગી છે. રા. પ્રભાશંકરભાઇએ આ પુસ્તક છપાવી બહાર પાડી ગુજરાતની સંસ્કારી જનતા ઉપર ઉપકાર કર્યો છે.

મુંબઇ. સમાજજીવન પુ. ૫ અંક ૧.

A disquisition on the Gnyan Marg the book is based on the Ramayan and is in an allegorical form. It tries to treat of abstruse subjects like the relatien of the Atma to the Parmatma, and other Vedantic topics in a simple style.

Modern Review September 1922. K. M. Zaveri.

રામાયણ ઉપર અલંકારી રૂપમાં યોજાએલો આ એક જ્ઞાનમાર્ગનો ગ્રંથ છે. એમાં પરમાત્મા સાથે આત્માનો સંબંધ અને એવાજ બીજા ગૂઢાર્થી વેદાંતી વિષયો ઉપર સાદી પદ્ધતિમાં વિવેચન કરાયું છે.

મૉડર્ન રીવ્યુ. સપ્ટેંબર ૧૯૨૨. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. એમ. એ. એલ એલ. બી.

અધ્યાત્મ દૃષ્ટિએ ગ્રંથની સારી રીતે ગુંથણી કરી છે. સદ્ગુણ અને દુર્ગુણોની વચ્ચે કેવી રીતે મંથન થાય છે, ને છેવટ સત્યનોજ તેમજ સારા ગુણોનો કેવી રીતે વિજય થાય છે તે બતાવવું એ પ્રસ્તુત પુસ્તકનો સાર છે. આ પુસ્તક વાંચવામાં એક કામ ને બે કાજ જેવું થાય છે. રામાયણનો ઇતિહાસ અને સાથે સાથે જગતમાં નીરંતર ચાલી રહેલ દેવદાનવ વચ્ચેના દારૂણ યુદ્ધનું પણ ભાન થાય છે. મુંબઇ સમાચાર તા. ૧—૧૦—૨૨.

આ નાનકડા પુસ્તકમાં રામાયણનાં પ્રત્યેક પાત્રોને તથા સ્થળોને આત્મા અને મનુષ્યમાં રહેલા સદ્ગુણો તથા દુર્ગુણો સાથે ઘટાવી સાતે કાંડોનું સંક્ષેપમાં આધ્યાત્મ્ય દૃષ્ટિએ સમજાવ્યું છે પ્રત્યેક જીજ્ઞાસુએ આ પુસ્તક વાંચવા જેવું છે. મોઢ માર્તંડના તંત્રી શ્રીયુત પ્રભાશંકર પાઠકે લેખકના આ પ્રિય પુસ્તકને પ્રકટ કરી શુદ્ધ હૃદયનું જે બંધુકૃત્ય કર્યું છે તે ખરેજ પ્રશંસાને પાત્ર છે. પુસ્તકને શ્રીરામચંદ્રજીની પંચાયતન છબીથી વિભૂષિત કર્યું છે તે સુયોગ્યજ થયું છે.

વીસા પારક્ષા. સુભદ્ર પુ. ૨, અંક બીજો.

આત્મરામાયણનો ગ્રંથ વાર્તાલાપદ્વારા ગામડાંના ઓછા અક્ષરજ્ઞાનવાળા પણ પરમ ભાવિક લોકવર્ગને આત્મવિદ્યા પુનરૂકિતની સફળ યુકિતવડે યથાર્થ ગળે ઉતરાવવાના સફળ પ્રયત્ન રૂપ છે. ને તે કળા માત્ર ગ્રંથકર્તા જેવા દીનવત્સલ પુરાણી શાસ્ત્રજ્ઞ અને આર્ય સંસ્કૃતિ સરળ પ્રપાઠકને સહજ સુલભ હોય છે. ચર્વિતચર્વણની પદ્ધતિ વિના મનન ફળતું નથી.

ભાદ્રપદ વદિ ૧૩ સં. ૧૯૭૮. લલિત.

વાંચીને મનન કરવું હોય, અને આત્મોન્નતિ કરવી હોય એવા જીજ્ઞાસુઓને માટે આ પુસ્તક ખરેખર વાંચવા જેવું છે. અને વિશેષ નામોને મનુષ્ય સ્વભાવની વૃત્તિઓને ગુણો સાથે રૂપક અલંકારમાં ગોઠવવાનો લેખકે જે પરીશ્રમ લીધો છે તેને માટે તેને અભિનંદન ઘટે છે.

મુંબઇ. **હીંદુસ્તાન.**

રામાયણની આધ્યાત્મિક બાજુઓ રજુ કરેલી છે અને ધર્મજીજ્ઞાસુઓ તથા મુમુક્ષુઓને આ ઉતમ રીતે તૈયાર થયેલો ગ્રંથ અવશ્ય વાંચવા લાયક છે. ભાષા પણ સરળ ને રોચક છે. કાગળ ને છપાઇ સારાં છે.

મુંબઇ. બાલજીવન પુ. ૨ અં. ૧૨

---

•

હવે પછી પ્રગટ થનારૂં પુસ્તક

# બાલવિકાસ.



**ઇનામી હરીફાઈમાં સર્વોત્કૃષ્ટ ઠરી ઇનામને યોગ્ય નક્કી થયેલા આ નિબંધની ઇનામ કમીટીના પ્રમુખનો અભિપ્રાય.**

મને સર્વોપરી નિબંધ રા. પ્રભાશંકર જયશંકર પાઠકનો જણાયો છે. તેમણે શાસ્ત્રીય રીતે આ વિષયની ચર્ચા અતિ વિસ્તારથી પરિપૂર્ણ વિગતવાર કરેલી છે, અને બાલસ્વભાવનું જે જ્ઞાન તેમના પૃથક્કરણ ઉપરથી જણાઈ આવે છે તે તેમનાં વિષે સદ્ભાવ ઉત્પન્ન કરાવવાને સમર્થ છે. તેમના ઉત્તમ પ્રકારના અભ્યાસ માટે, આપણા દેશની પૂર્વપ્રચલિત ધોરણોની માહિતી માટે, અતિ સ્ફુટ વક્તૃત્વ માટે, સ્થળે સ્થળે જેવામાં આવતી અતિઉપયોગી સૂચના માટે, રચના-ચાતુર્ય માટે, અને વિસ્તૃત છતાં અસંબંધ લખાણનો સમાવેશ ન થવા દેવાની તેમની કાળજી માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. બાળકોની ભિન્ન ભિન્ન લાગણીઓ તથા નૈસર્ગિક શક્તિઓનું વર્ણન એમણે એવી સૂક્ષ્મ દૃષ્ટિથી અને સ્પષ્ટતાથી કરેલું છે કે એટલા ઉપરથી જ એમની આ કૃતિ આદર-ણીય ગણાય એવી થઇ પડી છે. અને એમની વિદ્વતા માટે પક્ષપાત સહજ બંધાઇ જાય છે. આ નિબંધને કોઇ વાંચશે તેને જરૂર કંઇ ને કંઇ લાભ મળશે જ, અને બાળકોને કેળવવાના સરળ તથા સાચા માર્ગ સહજ મળી આવશે.

છગનલાલ હરિલાલ પંડયા બી. એ.

ચીફ એજ્યુકેશનલ ઑફીસર જુનાગઢ સ્ટેટ.

**ઉપરનાં સર્વ પુસ્તકો કર્તા પાસેથી નીચેને ઠેકાણેથી મળશે.**

કાંદાવાડી માધવ ભુવન
મુંબઇ—૪.

પ્રભાશંકર જયશંકર પાઠક.
અધિપતિ—મોહ માર્તંડ.

